## શ્રી મનુભાઈ જોધાણીનાં પુસ્તકો



સુંદરીઓનો શણગાર ભા. ૧
૧-૮-૦

સુંદરીઓનો શણગાર ભા. ૨
૧—૮—૦

સોરઠી જવાહર
૨—૮—૦

સોરઠી વિભૂતિઓ
૦—૧૪—૦

નાગમતી
૧—૦—૦

સોરઠી શૂરવીરો
૦—૪—૦

શૌર્યનાં તેજ
૧—૮—૦

કાળિયાર
અને બીજી
પ્રાણી-કથાઓ
૧—૮—૦

જનપદ
૮—૧૨—૦

ગામડાનું ગૌરવ
૦—૬—૦

'સ્ત્રીજીવન'ની ભેટ : સંવત ૧૯૯૭

# સુવર્ણા

: પ્રયોજક :

રમણીકલાલ જયચંદભાઈ દલાલ

સ્ત્રી જી વ ન કા ર્યા લ ય

ઝવેરીવાડ : અમદાવાદ

આ લેખકનાં

બીજાં પુસ્તકો

×

**નવલકથાઓ**

લક્ષ્મીનાં બંધન

અગમ્યનાદ

ગુનેગાર

કલ્યાણને માર્ગે

●

**નવલિકાસંગ્રહો**

પુષ્પાંજલિ

ધૂમ્રશિખા

અંગાર

ભડકા

મુક્તિદ્વાર

●

**નાટકો**

નાગાનંદ

પ્રતિજ્ઞા

રાજાની રાણી

●

**બાલસાહિત્ય**

ગુલછડી

●

**જીવનઇતિહાસ**

જંગીઝખાન

કમાલ

## પ્રકાશકનું નિવેદન

'સ્ત્રીજીવન'ના ગ્રાહકો પાસે ભેટ પુસ્તક દ્વારા બહુ જ મોડું પહોંચાય છે; છતાં એટલો સંતોષ છે કે અનેક મુશ્કેલીઓ વચ્ચે અમે વર્ષ પૂરું થાય તે પહેલાં પહોંચી શક્યાએ છીએ. આમાં એક કારણ એ પણ છે કે, 'સ્ત્રીજીવન'ને સ્પર્શે તેવા પ્રશ્નની છણાવટ કરતી નવલકથા આપવાની અમારી ઇચ્છા હતી અને ગ્રાહકબંધુઓ જોઇ શકશે કે કેટલેક અંશે તેમાં અમે સફળ થયા છીએ.

અમદાવાદ પર છેલ્લાં છએક મહિનાથી ગેતરી આવતી આફતોથી આપ સૌ વાકેફ છો. તેમાં વળી નજીક આવતાં યુદ્ધને લીધે દરેક વસ્તુની સાથે કાગળની પણ મોંઘવારી થતી જાય છે. આજે કાગળના ભાવ લગભગ ચારગણા વધી ગયા છે; છતાં ગ્રાહકબંધુઓ જોઈ શકશે કે ગઈ સાલ જે ભેટપુસ્તક આપ્યું હતું તેનાથી વધુ દળદાર પુસ્તક આ વખતે ભેટ પુસ્તક તરીકે આપવાની અમે હિંમત કરી છે. તેમ જ મોંઘવારી છતાં કાગળ પણ દરસાલ મુજબ ઊંચી જાતના જ વાપર્યાં છે.

'સ્ત્રીજીવન' માસિક વિષે પણ ગ્રાહક બંધુઓ જોઈ શક્યા હશે કે, કાગળનાં ભાવ વધવા છતાં, તેમાંય કાગળની જાતમાં કે જેટલાં પાન અપાય છે તેમાં જરા પણ ફેરફાર કર્યો નથી; ઊલટું તેનું એકે એક અંગ વિકસાવવા અમે સતત યત્ન કરી રહ્યા છીએ; તદુપરાંત વાર્તાઅંક, ગરબાઅંક : એ બે અંકો આ વર્ષે પણ ગઈ સાલની જેમ આપવામાં આવ્યા છે. અને આવતે વર્ષે એને બદલે ત્રણ ત્રણ ખાસ અંકો આપવાનો અમારો ઇરાદો છે.

પરંતુ અમારી આ જહેમત ગ્રાહક બંધુઓના સહકાર પર અવલંબે છે. દરેક ગ્રાહક ભાઈબહેન 'સ્ત્રીજીવન'ને પોતાનું જ ગણી નવા વર્ષમાં પોતે ચાલુ રહી એકેક નવું ગ્રાહક વધારી આપે તો 'સ્ત્રીજીવન' આટલી મોંઘવારીમાં પણ વાંચકો પાસે એ જ રૂપરંગ દરમહિને નવીનતા રજૂ કરી શકે.

તા. ૩૧ : ૮ : ૪૧
ઝવેરીવાડ, અમદાવાદ

સંપાદક : સ્ત્રીજીવન

: ૧ :

**પૂર્ણા** નદીના કિનારા પર મણિપુર નામનું એક નાનકડું ગામ છે. દર વર્ષે પૂર્ણાનાં પાણી ઊભરાય છે ત્યારે ગ્રામજનતામાં ત્રાસ વર્તાવે છે. કેટલીયે વાર એ પૂરનાં પાણી કિનારા પરનાં ગામોની માલમિલકત તારાજ કરે છે.

એક સંધ્યાકાળે સુંદર રીતે શણગારેલો એક માફો એ સરિતાના બાંધેલા ઘાટના આરા તરફ ચાલ્યો જતો હતો. પાછળ ગામડાની શેરીમાંથી બે ડમણીઓ આવતી હતી. ગામલોક આશ્ચર્યચકિત નયને એના સામે જોઈ રહ્યા હતા. એક વૃદ્ધાએ આગળ આવી તે માફાવાળાને પૂછ્યું: "ભાઈ, આ કોનો માફો છે? બધાં નદીકિનારે કેમ જાઓ છો? કયા ગામની જાન આવવાની છે? કોને ત્યાં?"

"અમે પાછા વળીશું એટલે બધીયે ખબર પડશે." જાનૈયાના આગેવાને ગંભીર સ્વરે કહ્યું. "અમારી સાથે કોણ હશે એ જણાયા સિવાય થોડું જ રહેવાનું છે?"

ઊંચ વર્ગનો લત્તો ગામની મધ્યમાં હતો. નદીકિનારે હલકા વર્ણનાં ઝૂંપડાં હતાં. નદીમાં પાણી હોય ત્યારે હોડી વાપરવી પડતી. તેથી ઘાટ પર એક બે હોડી હમેશાં પડી રહેતી. ખાસ પ્રસંગ હોય

તો પાસેના શહેરમાંથી સુશોભિત નૌકા પણ મંગાવવામાં આવતી.

થોડી વારમાં એક નાનકડું ટોળું ત્યાં જમા થઈ ગયું. કોઈએ એમને હાડછેડ કરી નહિ. કોઈએ એમના પ્રશ્નોનો ઉત્તર દેવા પણ તસ્દી લીધી નહિ.

ઘાટ આગળ સરઘસ ઊભું રહ્યું. ડમણીમાંથી એક વૃદ્ધ પુરુષ નીચે ઊતર્યો અને અનુભવી આંખે એણે નદીનું પાણી માપ્યું.

પોતાનો હાથ લંબાવી દૂરથી દેખાતું અજવાળું ચીંધી તે સાથીદારોને કહેવા લાગ્યો : " પણે અજવાળું દેખાય ! એ જાન આવે ! આપણે પણ મશાલો સળગાવો."

મશાલો સળગી. એથી તો ચોમેરનો અંધકાર ઊલટો વધુ ગાઢ બન્યો. નજીકનાં ઝૂંપડાંમાંથી લોકો બહાર આવી એમને વીંટાઈ વળ્યાં. સ્ત્રી, પુરુષો ને બાલકો સૌ ત્યાં ટોળે મળ્યાં. એમની પૂછપરછનો પાર રહ્યો નહિ.

" કોને ત્યાં જાન આવે છે ?" સર્વને મોઢે એક જ પ્રશ્ન રમી રહ્યો હતો. " અમે ગામમાં રહીએ છીએ તોયે અમને કેમ ખબર નથી !"

" ચાલો, આવી પહોંચ્યાં." પેલા વૃદ્ધે ઉદ્‌ગાર કાઢ્યો. આખીયે ટુકડીનો એ નાયક લાગ્યો. " ઢોલીને ઢોલ વગાડવા કહો. સરણાઈવાળાઓ ક્યાં ગયા ?" એક આગેવાન પેઠે એણે હુકમો છોડ્યા.

એક ડમણીમાંથી બે ચાર જણ નીચે ઊતર્યા. બેન્ડ ગોઠવાતાં જ એમના તીવ્ર સ્વરો ચોમેર ગાજી રહ્યા. ઓચિંતા અવાજથી જાનવરો ભડકી ઊઠ્યાં અને ગાડીવાળાઓ એમને સાચવવાની મુશ્કેલીમાં મુકાયા.

એક સુંદર નૌકા ધીમે ધીમે ઘાટ નજીક આવી. એની દીપાવલિ ચમકી રહી હતી. એનો ભપકો અજોડ હતો. ઉતારુઓની સંખ્યા પણ ઠીક ઠીક હતી. જાન નજીક આવતી ગઈ તેમ તેમ બેન્ડની ધમાલ વધી; સાથે મશાલચીઓનો કોલાહલ પણ વધ્યો.

હોડી લાંગરી કે તરત જ બારેક માણસો ઘાટ પર નીચે ઊતર્યા. પેલા વૃદ્ધ એમનું સ્વાગત કરવા આગળ વધ્યા. વરપક્ષનો આગેવાન જરા સ્થૂલકાય હતો. એના માથા પર વાળ ન હોવાથી અજવાળામાં તેની સુંદર ટાલ ચકચકતી હતી. એની સાથે એક સોળ સત્તરે વર્ષનો કુમાર હતો. એ જ આજનો માનવંતો મહેમાન. બાકીના દશ જણુ જુદી જુદી વયના હતા. વરરાજાએ મૂલ્યવાન વસ્ત્રો પરિધાન કર્યાં હતાં : રેશમી ધોતિયું ને પહેરણુ, માથે કસબી ટોપી ને ગળે હાર. તેનું કપાળ કુમકુમવર્ણું હતું. એ જરા હસતો : જરા સંકોચાતો.

પેલા વૃદ્ધે સભ્યતાપૂર્વક સૌનું સ્વાગત કર્યું: "પધારો, પધારો! યશુભાઈ,વખતસર આવી પહોંચ્યા હો.ચાલ ભાઈ,માફામાં ચઢી જા તો!"

યશવંતરાય વરરાજાના કાકા હતાઃ વરપક્ષના આગેવાન. "અમે તો સમય ચૂકીએ જ નહિ ને!" જરા ભારપૂર્વક તે બોલ્યા. "અમે બહુ થોડાં જ આવ્યાં છીએ. નાછૂટકે લાવવા પડે એટલાંને જ આમંત્રણ દીધું. વધારે સંખ્યા હોય તો ઠેકાણું પણ પડે નહિ."

પેલા વૃદ્ધ કન્યાના પિતા નહોતા. એના દૂરના મામા હતા, સજ્જનતા ને મીઠાશના જાણે ભંડાર. "હા હા. માણસ થોડાં ખરાં. પણ આજે સંયોગો જ એવા છે. શું કરીએ? લગ્ન પતી જવા દો ને! પછી આપણે બધોય ભપકો કરીશું. પછી આપણે બધાયને નોતરીશું. ચાલો ત્યારે, ગાડીઓમાં સૌ બેસી જાઓ. આ બાજુ, આ બાજુ! આમ મોં ફાડી જોઈ શું રહ્યા છો? ચાલો એય, મશાલ સીધી રાખ. ઢોલી, જરા ઢોલ બરાબર વગાડ. હાથ છે કે નહિ? ખાય છે કે નહિ? બરાબર! ચાલો, ચાલો, બધુંય બરાબર છે."

સરઘસ ચાલ્યું. આ વખતે ટોળું જરા મોટું બન્યું હતું. આખું ગામ એમની પૂંઠે ચાલતું. ગામડામાં લોકો સાદા હોય છે; દિલની વાત ભાગ્યે જ છુપાવી શકે છે, એટલે કન્યાપક્ષને કાંઈ કાંઈ સાંભળવું પડ્યું.

"કેવું વિચિત્ર!" એક ડોશી બોલી. "આપણી સુવર્ણી પરણે છે

ને આપણને કોઈએ કહ્યું પણ નહિ. કેવી ચિપાસિયણ છે. એકની એક પુત્રી છે છતાં છે જરાય હરખ ! આટલા બધા પૈસા છે તે પાછળ કોણ ખાશે?"

હોડીવાળો મધુ હાથમાં હુક્કો લઈ બાજુએ ચાલતો હતો. "એમની વાત જ ન કરશો, કાકી !" તે બોલ્યો. "આપણને આ લોકો ગણે છે જ કયે દિવસે ? આપણે રહ્યાં ગરીબ વસવાયાં."

"અરે, પણ બીજાંનેય ક્યાં બોલાવ્યાં છે ?" એનો નાનો ભાઈ બોલી ઊઠ્યો. "જોતાં નથી ? આ બધા બારણામાં ઊભાં ઊભાં જોઈ રહ્યાં છે એ ?"

મધુના ભાઈની વાત સાચી હતી. ગામલોકો જાન તરફ મોઢું વકાસી જોઈ રહ્યા હતા. વરને બરાબર નિહાળવા પુરુષો બહાર દોડી આવતા હતા. સ્ત્રીઓ બારણામાં ઊભી ઊભી પોતાનો રોષ પ્રદર્શિત કરતી હતી.

કન્યાના બાપનું નામ પ્રવીણસાગર હતું. એમના મકાને એક જરા સારું બેન્ડ સુંદર સરોદો રેલાવી રહ્યું હતું. એની પત્ની નારાયણી રોજની માંદી હતી. આજે તો પુત્રીનું લગ્ન એટલે એને કામ કર્યા વિના છૂટકો નહોતો. કોઈ ખાનગી કારણસર તેઓ કંકોતરી છપાવી શક્યાં નહોતાં. હવે એ ને એની વૃદ્ધ સાસુ પાડોશીઓને મનાવી લાવવામાં પડ્યાં હતાં. સાજન વિનાનું લગ્ન નકામું. ક્રિયાવિધિ માટે પણ ઘેરાં વિના ચાલે ? નારાયણીને પિયરથી એની વિધવા બહેન ને એના વૃદ્ધ ભાઈ પણ આવ્યા હતા.

અંદરના ખંડમાં તો ખૂબ જ ધમાલ મચી રહી હતી. કન્યા સુવર્ણપ્રભા—સુવર્ણા—ફક્ત આઠ જ વર્ષની હતી. એ બહાર રમવા જતી રહી હતી ત્યાંથી એને પરાણે અંદર પકડી લાવવામાં આવી. પુષ્કળ માણસો જોઈ પ્રથમ તો એ રાજી રાજી થઈ ગઈ. દીપાવલિ ને સંગીતના સ્વરો એનું દિલ બહલાવી રહ્યા. પરંતુ એકાદ વૃદ્ધાએ એને શાન્ત બેસી રહેવાનું કહ્યું, એટલે તુરત એની કમાન છટકી.

તેણે વૃદ્ધા સામે મોં ચઢાવી કહ્યું: "'બધાં હરે ફરે' ને પૂતળીબાઈ પેઠે એક ખૂણામાં બેસી રહેવાનું મને નહિ પાલવે. આપણે તો લહેર કરવાનાં લહેર! બાપુજી તો કદીયે લગ્નને વખાણતા નથી."

પેલી વૃદ્ધાએ હસીને નારાયણીને બોલાવી: "આ તારી દીકરી કહે છે એ સાંભળ્યું? એના બાપ લગ્નને વખાણતા નથી, એટલે એને પરણવું નથી. તારા બાપ તો પરણ્યા હતા ને, દીકરી"

"બિલકુલ નહિ!" સુવર્ણાએ ઝટ ઉત્તર દીધો. "એ શું કામ પરણે? એટલું બધું જાણે છે—એમણે થોકબંધ પુસ્તકો એટલાં બધાં વાંચ્યાં છે કે વાત ના પૂછો." એમ કહી તે બહાર દોડી ગઈ. એના નૂપુરઝંકારના એકાંતમાં પડછંદ પડયા.

નારાયણીએ દીર્ઘ નિશ્વાસ મૂક્યો: "ગાંડી છે ગાંડી. આ બધું મારાથી શી રીતે સચવાશે? પ્રભુ મારી લાજ રાખે તો સારું. જા, બહેન જા, એને મનાવી લાવ." નારાયણીએ વૃદ્ધાને કહ્યું. "વખત થઈ ગયો છે. હજી તો એને વસ્ત્રો પહેરાવવાં બાકી છે. તૈયારી કરતાં પણ વાર લાગશે. મેલાં લૂગડે જાનૈયા આગળ જઈને ઊભી ન રહે, એની જરા સંભાળ રાખજે. મારે રસોઈની ભાળ પણ કાઢવાની છે. મોટી બહેન પાસે પેટીની કૂંચીઓ છે; જે જોઈએ તે લઈ લેજે."

નારાયણી રસોડા તરફ ગઈ. પેલી વૃદ્ધા સુવર્ણાને શોધવા ગઈ. સદ્‌ભાગ્યે એ તુરત જ જડી, કારણકે બહાર આંગણામાં જ ઊભી હતી. લગ્નની તૈયારી કરતા લોકોને તે જોઈ રહી હતી. વૃદ્ધાને છોકરાં સમજાવતાં આવડતું હતું. તે બોલી: "સુવર્ણા, બેટા, આમ ગંદાં કપડાંમાં અહીં ફરાય કે? જો ને, આ બધાંએ કેવાં સુંદર વસ્ત્રો પહેર્યાં છે? ચાલ, હું તને નવાં લૂગડાં પહેરાવું."

સુવર્ણાને સારાં વસ્ત્રો ગમતાં, એટલે તુરત જ એ વૃદ્ધાની પાછળ ગઈ. તેઓ નારાયણીના વિશાળ શયનખંડમાં ગયાં. સુવર્ણાના વસ્ત્રાલંકારો પણ ત્યાં જ હતાં.

સુવર્ણાની માસીએ તે વૃદ્ધાને એકદમ કૂંચીઓ આપી કહ્યું: "લગ્નના વસ્ત્રાલંકારો પેલી મોટી પેટીમાં છે. હું વિધવા રહી એટલે એ બધું મારાથી સંભાળાય નહિ. હું રસોડામાં જાઉં છું: કશાની જરૂર પડે તો મને બોલાવજો"

વધૂને શણગારવા કન્યાઓ ને યુવતીઓ ખંડમાં ટોળે વળી. કોઈએ એના વાળ ઓળ્યા; કોઈ પીઠી ચોળવા લાગી; કોઈએ વસ્ત્રાલંકારો પહેરાવવા માંડ્યા.

જાન આવી ગઈ હતી. બહુ ભપકો નહોતો. સજ્જનતાની હદ વાળી કન્યાપક્ષે બધી ઊણપ છાવરી વાળી. આખું ગામ ત્યાં ટોળે વળ્યું હતું. કેટલાંકને આમંત્રણ મળ્યાં હતાં: કેટલાંક વિનાઆમંત્રણે આવી ચઢ્યાં હતાં. દરેક જણ તક મળ્યે રીસ કાઢવા તૈયાર હતું.

સ્ત્રીઓની વિધિ ચાલુ થઈ. નારાયણીએ વર સામું જોઈ વિચાર્યું: "છોકરો સુંદર દેખાય છે. મારી દીકરીને જરાય દુઃખ પડશે નહિ. લગ્નની બધીયે હાડમારીઓનો ખંગ વળી રહેશે."

"સુવર્ણાના પિતા નથી એ કેટલું ખરાબ? " એક બાઈ બોલી. "એકની એક દીકરી, બિચારી!" તેણે નારાયણી સામે જોયું. "એમનાથી બધું છાનું રાખવામાં ઠીક ન કર્યું. બધું નક્કી થયા પછી તો એમને જણાવવું હતું. પછી એ કાંઈ વાંધો લેત જ નહિ. સામાજિક બંધન તો તેમને નડત ને! વળી વર સુંદર છે, એટલે એ વાંધો જ ન લેત."

નારાયણીએ પોતાનાં આંસુ લોહી નાખ્યાં. "તમે એમને ઓળખતાં નથી, બહેન" તે બોલી. "એ પથ્થર જેવા છે. એમનામાં માનુષી તત્ત્વ જ નથી. આજે પણ એમને ખબર મળે તો અહીં આવી પરાણે સુવર્ણાને ખેંચી ગયા વિના રહે નહિ. નહિ તો મારે આમ શા માટે કરવું પડે? મારે તો ન્યાતજાતમાં પણ સાચવવું ને! મારાં સાસુજી આ લગ્નમાં સંમત હતાં એટલે તો હું આટલી હિંમત કરી શકી. એ પાછા આવશે ત્યારે મારા પર શુંનું શું વીતશે."

"ભલે, તારી દીકરી સુખી થાવ." તે બાઈ બોલી. "તમારે

એના વિના કોણ છે ? તમારા પતિ તમને ત્રાસ આપે તો દીકરીને ત્યાં આશ્રય લેજો."

"એમ બોલશો નહિ," નારાયણી બોલી. "આ જગતમાં મને સુખ છે જ નહિ. મારા પતિને મારી જરૂર ન હોય તો મારે બીજા કોઈનેય ભાર રૂપ થવું નહિ પડે. હું તો મારાં સાસુજીને લઈ કાશી જાત્રા કરવા ચાલી જઈશ."

ફેરાંનું કામ પૂરું થયું. ઢોલ ત્રાંસાં આકાશ ભેદી નાંખવાં લાગ્યાં. વરઉઘલાવો થયો. વર માંડવે આવી ઊભો રહ્યો. એટલે નારાયણી આંસુ ભરી આંખે સુવર્ણા સામે જોઈ રહી. રાતાં સુવર્ણાલંકારોમાં એ દીપી રહી હતી. આછેરું હાસ્ય એના મુખમંડળ પર છવાઈ રહ્યું હતું. નિર્દોષ બાલાને સુખી કરવા નારાયણી પ્રભુને પ્રાર્થી રહી.

એવામાં એક ડમણી ત્યાં આવી પહોંચી. નારાયણીનું લોહી તો ભયથી ઠરી જ ગયું. અત્યારે અસૂરું મહેમાન કોણ આવ્યું ? છેલ્લી ક્ષણે એની તમામ યોજનાઓ ધૂળ મળી જશે ? તે પોતાના શયનખંડમાં દોડી. અર્ધી બારી ઉઘાડી તેણે બહાર નજર કરી. ના, એના પતિ નહોતા. પરંતુ આગંતુકને જોઈ એ રાજી તો ન જ થઈ—આવનાર એના પતિના પિતરાઈ મહેશચંદ્ર હતા. પ્રવીણસાગર માટે એમને માન હતું એટલે આ છૂપું લગ્ન એમને ગમશે તો નહિ જ એવી નારાયણીને ખાતરી હતી.

મહેશ સીધો મંડપમાં આવ્યો. કોઈની સામે તેણે નજર કરી નહિ. છેક નારાયણીના ખંડ આગળ આવી તે ઊભો રહ્યો. "આ શું કરવા માંડયું, ભાભી ?" તેણે પૂછ્યું. "હું એક કલાક વહેલો આવ્યો હોત તો આ લગ્ન જરૂર અટકત. તમે ગાંડાં તો થયાં નથી ને ! મારા ભાઈને બાળલગ્ન પ્રત્યે રોષ છે તે તો તમે જાણો છો, છતાં એની પૂઠ પાછળ આ શું લઈ બેઠાં છો ?"

નારાયણી થોડી વાર ચૂપ રહી. "ત્યારે શું કરું ભાઈ ?" તે બોલી. "તમે બધા સાહેબ થઈ ગયા. શહેરમાં ગયા એટલે ગામડાંના

રીતરિવાજ તમે ક્યાં સાચવો છો ? પરંતુ અમારે કાંઈ અહીંની રીત કર્યા વિના છૂટકો છે ? નહિ તો અમારાં શબ રઝળે."

"એટલે આજે તમે આઠ આઠ વર્ષની છોકરીઓનાં લગ્ન કરવા બેઠાં છો ?" મહેશ રોષથી ગાજી ઊઠ્યો. "આથી તમને સ્વર્ગનો અમરપટો મળી જશે, ખરું ને ? થોડાં વર્ષ વધારે કાઢ્યાં હોત તો શું વહી જાત ! શું મોડું થઈ ગયું હતું ?"

"મને પૂછનારને હું જવાબ આપીશ, તમને નહિ." નારાયણીએ કડવાશથી કહ્યું. "તમે આવી પહોંચ્યા છો તો અમને જરા ટેકો કરો. અહીં ઊભા રહી મને ગાળો ભાંડયા કરશો તેથી હવે કાંઈ લેવાયાં લગ્ન બંધ રહેશે નહિ."

"એવાં લગ્ન જોવામાંય પાપ છે." મહેશે ફરી રાડ નાંખી, અને આવ્યા હતા તેવી જ ઝડપથી એ બહાર ચાલ્યા ગયા. નારાયણી ઊભી હતી ત્યાં જ જડાઈ ગઈ. પછી આંખોમાંથી આંસુ લોહી નાખી તે ઓરડામાં ગઈ.

એનાં વૃદ્ધ સાસુજી ત્યાં ઓરડો સાચવતાં બેઠાં હતાં. નારાયણી આવી કે તેમણે પ્રશ્ન કર્યો: "લગ્ન પતી ગયું ?"

"હા બા !" નારાયણી બોલી. "મહેશભાઈ આવીને મને ધમકાવી પણ ગયા."

"બધાય નકામા છે." તે વૃદ્ધા બોલી. "તે છે કે ગયો ?"

નારાયણીએ ડોકું ધુણાવ્યું.

પરંતુ નારાયણીને ફુરસદ નહોતી. લગ્ન પતી ગયું હતું. જ્ઞાતિભોજન પતવવાનું હતું એટલે તે એની તૈયારીમાં પડી. કોઈનેય ખોટું ન લાગે તેની ચીવટ પણ રાખવી પડતી.

બૈરાં વરકન્યાને અંદરના ખંડમાં લઈ ગયાં. બધાંએ ઠઠ્ઠામશ્કરીઓ કરવા માંડી. હસાહસ થઈ રહી, છતાં નારાયણીના દિલમાં નિરાંત નહોતી. પરિણામની પરવા કર્યા વિના એણે આ કાર્ય ઉતાવળે કરી નાંખ્યું હતું. માથે ઝઝૂમી રહેલું તોફાન એનાથી ઝિલાશે ? એનાં

સાસુજીનો એને સળંગ ટેકો હતો. એના પતિની નજરમાં તો નારાયણીનો દોષ વસવાનો જ હતો. છોકરીને વર લાવી આપતાં એને પોતાનો પતિ ખોઈ બેસવાનો ભય ઊભો થયો હતો. એથી આંખોમાં ઊભરાતાં આંસુ એ ખાળી શકી નહિ.

પરંતુ સુવર્ણાને એ કશાયની ચિંતા નહોતી. બૈરાં એને બનાવતાં અને છોકરવાદીમાં જેમ તેમ તેનો ઉત્તર તે વાળતી: વર શાન્ત બેઠો હતો. અને જરા શરમાતે શરમાતે કન્યાને જોઈ મુગ્ધ ભાવ દર્શાવી રહ્યો હતો. બૈરાં વરને કન્યાનાં ને કન્યાને વરનાં કપડાં પહેરાવવા માગતાં હતાં એથી વર ખૂબ જ શરમાઈ ગયો.

જમણ પણ પતી ગયું. ધમાલ શમી ગઈ. બૈરાં એક પછી એક વિખરાવા લાગ્યાં. થોડાંક શેતરંજી પર જ આડાં પડયાં. વરે ચોમેર નજર કરી: બાજુમાં એની પત્ની શાંતિથી ઊંઘતી હતી. એ જોઈ તેણે નિઃશ્વાસ નાખ્યો.

બીજે દિવસે વિદાયગીરી હતી. સુવર્ણાએ તો જાન સાથે જવાની ના જ પાડી દીધી. તેણે રડારોળ શરૂ કરી. વરના કાકા કન્યાની ધમાલ જોઈ ઘૂરકવા લાગ્યા. નારાયણીએ હતાશ બની, સુવર્ણાને મનાવવા માંડી. પણ એ તો કોઈનું સાંભળવા જ તૈયાર નહોતી. નારાયણીએ હાથ ઉગામ્યો કે સુવર્ણા લગ્નગાંઠ તોડી ભાગી ગઈ.

એને પકડી લાવવામાં આવી અને પરાણે માફામાં બેસાડવામાં આવી. "મારે નથી જવું. મારે નથી જવું," એવી સુવર્ણાની બૂમો પર કોઈએ ધ્યાન આપ્યું નહિ. તેની ચીસો સાંભળી નહિ શકાવાથી નારાયણી અંદર જઈ ધ્રુસકે ધ્રુસકે રોઈ પડી.

માફો સરિતાકિનારે આવ્યો. એટલે વિલાસે સુવર્ણાનો હાથ હાથમાં લીધો. "સુવર્ણા, તું મને નથી ચાહતી ?"

જાણે દાઝતી હોય એમ સુવર્ણાએ પોતાનો હાથ પાછો ખેંચી લીધો. "હું તમને કદી ચાહીશ નહિ." તે રોષથી બોલી. "તમે બહુ જ ખરાબ છો. મારી બા પાસેથી તમે મને કેમ લઈ જાઓ છો ?"

: ૨ :

**પ્રવીણસાગર** ગામડાના એક ધર્મઘેલા હિંદુ કુટુંબનો નબીરો હતો. એના પહેલાં એના કુટુંબની કોઈ પણ વ્યક્તિ વિદ્યાલયના પગથારે ચઢી નહોતી. ઘણાખરા બાપીકી જમીન સંભાળતા ને બાપીકા વતનની સાદી જિંદગીથી સંતોષ માણતા. કેટલાક મહત્ત્વાકાંક્ષી જીવડાઓએ લક્ષ્મીની શોધમાં પરદેશ ખેડેલો ને રેલવે કે પોસ્ટલ ખાતામાં નોકરી લીધેલી. તેમાંના ઘણાખરા સુખી પણ થયેલા. પરંતુ એ બધાય લક્ષ્મી-ભક્ત હતા. સરસ્વતી પ્રત્યે થોડાને જ ભક્તિભાવ ઉદ્‌ભવેલો.

પ્રવીણસાગર વિદ્યાવિલાસી ને અર્વાચીન વિચારો ધરાવતો થયો. એનાં સગાંવહાલાં જૂની રીતરસમોમાં માનતાં: રૂઢિચુસ્ત ને ધર્મઘેલાં હતાં. પરંતુ પ્રવીણની રીતભાત છેક જ જુદા પ્રકારની હતી. મેટ્રિક પાસ થયા પછી એણે રેલવેની નોકરીનો અસ્વીકાર કર્યો. તે એક નાનકડી શિષ્યવૃત્તિ લઈ આગળ અભ્યાસ માટે મુંબઈ ઊપડી ગયો. વિદ્યાર્થી અવસ્થામાં જ એનું નારાયણી સાથે લગ્ન થયું હતું. એના માબાપે એને પરાણે પરણાવ્યો હતો. છોકરીનું સુંદર વદન જોઈ કદાચ એ જાતે પણ સંમતિ આપવા પ્રેરાયો હશે. પરંતુ પોતાના

સિદ્ધાંતો વિરુદ્ધ તેણે જીવનમાં આ એક જ કાર્ય કર્યું હતું. બાળક પત્ની સાથે તેણે લગ્ન કરેલું હોવાથી જાતઅનુભવથી તે બાળલગ્નની ઊણપો બરાબર સમજી શકતો. મોડા મોડા પણ પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા એ જબ્બર પ્રયત્ન કરી રહ્યો હતો. પરંતુ હિંદુ કુટુંબમાં ઊગતા પતિની સત્તા ઘણી જ ઓછી હોય છે. એનાં માતા-પિતા જીવતાં હોય તો તેઓ જ કુટુંબનાં વડીલો લેખાય છે. એટલે પ્રવીણના કહેવા પર કોઈ ધ્યાન આપતું નહિ. નારાયણી પણ એના વિચારની ન હોવાથી એનો માર્ગ બહુ જ મુશ્કેલ બની ગયો હતો. નારાયણી એના પતિને ચાહતી ને માન આપતી: કદીયે એની આજ્ઞા ઉથાપતી નહિ. પરંતુ એના દિલના ઊંડાણમાં, પ્રવીણ ભૂલ કરે છે ને એનાં વડીલો સાચાં છે એમ એ માનતી. પ્રવીણ નારાયણીને ભણાવવા માગતો ને તે માટે તેને છાત્રાલયમાં મૂકવા ઇચ્છતો. ઓછામાં ઓછી સોળ વર્ષની વય ન થાય ત્યાંસુધી પત્ની તરીકે પોતાની સાથે લઈ જવા તે તૈયાર નહોતો. પરંતુ એનાં વડીલોએ આવો અવળો માર્ગ લેવા બદલ સખ્ત વિરોધ કર્યો. વૃદ્ધ વડીલોની ઇચ્છા વિરુદ્ધ મુંબઈ જવાની નારાયણીએ પોતે પણ ના પાડી દીધી. અંતે થાકીને, નારાયણી થોડાંક વર્ષો પિયર રહે એવી વાત પ્રવીણે મૂકી. એ પણ બની શકે તેમ નહોતું. નારાયણી તેર વર્ષની થઈ ચૂકી હતી. એનાં માબાપને ઘેર તો એક ઘડી પણ રાખી શકાય તેમ હતું જ નહિ. આથી એને સાસરે જ બોલાવી લેવામાં આવી. પ્રવીણને એટલી બધી ચીડ ચઢી કે કેટલાંક વર્ષો સુધી તે પોતાને વતન આવ્યો જ નહિ. અભ્યાસ પૂરો કરી એણે અધ્યાપકની નોકરી સ્વીકારી ત્યારે જ ઘણાં વર્ષો પછી પહેલી જ વાર એણે વતનમાં પગ મૂક્યો.

તે વખતે નારાયણી વીસ વર્ષની થઈ ચૂકી હતી. એ પોતાને પરિત્યક્તા માનતી. પરિણામે ખૂબ જ વિષણ્ણ મનોદશા ભોગવતી. પોતાની ધર્મઘેલી જૂની પુરાણી વિચારણા છોડી પોતાના પતિને

પગલે અનુસરવાનો તે નિર્ણય કરી શકતી નહોતી. આટલા લાંબા સમયે પતિદર્શન થવાથી એ ઘેલી ઘેલી બની ગઈ. હૈયાનો બધોય વૈભવ પતિના ચરણે ન્યોચ્છાવર કરવા છતાં પોતાના અંતરના ઊંડાણમાં જલતી ભાવના એના પતિથી છુપાવી શકાઈ નહિ. પ્રવીણસાગર પણ પોતાની યુવાન પત્નીને ચાહ્યા વિના રહી શક્યો નહિ પરંતુ એને સહભાગી કે સહાયક તે કદી બનાવી શક્યો નહિ. તે પોતાની નોકરીએ પાછો વળ્યો અને વતનમાં મહેમાન તરીકે જ કોઈ વાર ઊડતી મુલાકાત લેવાનો તેણે રવૈયો પાડી દીધો. કુટુંબ સાથેના સંબંધો પણ એણે ઓછા કરી નાખ્યા. ધીમે ધીમે નારાયણીથી તે વધારે ને વધારે દૂર થતો ગયો.

એમના એકના એક સંતાન સુવર્ણપ્રભાનો જ્યારે જન્મ થયો ત્યારે નારાયણીને પોતાની સાથે તેડી જવાનો તેણે એક વધુ પ્રયત્ન કર્યો. આ વખતે પણ નારાયણીએ એની માગણી નકારી. પ્રવીણની વિધવા માતાએ પણ એ સામે કડક વિરોધ દાખવ્યો. પ્રવીણને એકલા જ પાછા જવું પડ્યું. છતાં પોતાની કન્યાને સુંદરમાં સુંદર કેળવણી આપવાનો તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો.

સુવર્ણા મોટી થાય કે તુરત જ એને મુંબઈ તેડી જવાનો એણે નિર્ધાર કર્યો હતો. નારાયણી કદીયે એનો સ્પષ્ટ વિરોધ કરતી નહિ, છતાં પુત્રી વિના એ જીવી શકે તેમ પણ હતું નહિ. સુવર્ણા નારાયણીની એકની એક દીકરી હતી. તે પણ પ્રવીણસાગર જોડે મુંબઈ જતી રહે તો જગતમાં એ કોને માટે જીવે ? ઘણી વાર તે આ વાત પોતાની સાસુને કહેતી. તેથી જ સુવર્ણાને જલદી પરણાવી દેવાનો સાસુવહુએ નિશ્ચય કર્યો હતો. એ રીતે પ્રવીણસાગરના પ્રયત્નો નિષ્ફલ કરવાનો તેમનો ઇરાદો હતો.

સુવર્ણા પાંચ વર્ષની થઈ ત્યારે તેના પિતાએ એને મુંબઈ તેડી જવા પ્રયત્ન કર્યો. એ નાનકડી બાળા માતા ને માતામહીથી

કદી પણ વિખૂટી થયેલી નહિ હોવાથી આ ક્રૂર વાત સાંભળી એટલી બધી રડવા લાગી કે એના પિતા ફરીથી એકલા જ પાછા વળ્યા. દરેક વર્ષે આવા પ્રયત્નો કરવામાં આવ્યા; પરંતુ તેનું પરિણામ કશું જ આવ્યું નહિ.

હવે નારાયણીની તબિયત લથડવા માંડી. એનાં સાસુજી પણ વૃદ્ધ ને અશક્ત થવા લાગ્યાં. બન્ને જણાં આખાય પ્રશ્નનો અંતિમ નિર્ણય કરી નાંખવા આતુર બની રહ્યાં. બધું જ કાર્ય છૂપી રીતે પાર પાડવાનું હતું. એ વાત જ ખૂબ મુશ્કેલ હતી. ગામમાં તો તેઓ સુવર્ણાનો વિવાહ કરી શકયાં નહિ. પ્રવીણસાગરને તેની વાયુવેગે ખબર મળ્યા સિવાય રહે જ નહિ. પરગામ કાંઈ ગોઠવણ થાય તો પ્રવીણને ખબર પડે નહિ. હિંદુ બૈરાંની જાત ને તે પણ પુરાણી રીતરસમવાળી. તેમનાથી શું બની શકે? એકલાં પરગામ પ્રવાસ ખેડતાંય તેમની હિંમત ન ચાલે.

પરંતુ કિસ્મત તેમની કુમકે આવ્યું. તેમના જ વતનની એક બાઈ પૂર્ણાના સામા કિનારે આવેલા ભીમપોર ગામમાં પરણી હતી. પોતાના બાપને ઘેર તે બહુ વાર આવી શકતી નહિ, પણ તેનો દીકરો વિલાસ અવારનવાર સુવર્ણાના વતનમાં આવતો. તે પોતાના કાકાને ત્યાં ઊતરતો. નારાયણીએ એને ઘણી વાર જોયેલો. વિલાસ આમ દેખાવડો હતો. શાળાંતની પરીક્ષા પણ આપી ચૂકયો હતો. એનું કુટુંબ પણ સારું હતું. ફક્ત એની માતા નિર્મળા બહુ જ જબરી ગણાતી. નારાયણીના દિલમાં આટલી જ વાત ખૂંચતી. પરંતુ ચોખ્ખેચોખ્ખું બધે કયાં મળે છે? દરેક છોકરીને જીવનની શરૂઆતમાં કપરી સાસુના પાને જ પડવાનું હોય છે. વખત જતાં બધુંય રાગે પડી જાય છે. એકંદરે નારાયણીને વિલાસ ગમ્યો. સુવર્ણા વિલાસને દેવાની તેણે પોતાનાં સાસુજીને વાત કરી. તેમણે પણ સંમતિ આપી. એમને તો પૌત્રીને ઠેકાણે પાડી દેવાની જ તમન્ના લાગી હતી.

પોતાના દીકરાને તો એ નાસ્તિક ગણતી. "એ તો કુટુંબનું નામ બોળવા બેઠો છે." એ જીવતી હતી ત્યાંસુધી નારાયણીને સાસુની એક ઓથ હતી. એ સુવર્ણાને છૂપી રીતે પરણાવી દેવા એથી જ તૈયાર થઈ હતી. વૃદ્ધાનું અવસાન થાય તો નારાયણી એકલે હાથે કશું જ કરી શકે નહિ. આ બધું જોતાં વિલાસ કાંઈ જ ખોટો નહોતો.

છૂપી વાટાઘાટો શરૂ થઈ. સામા પક્ષને તો સુવર્ણા અનેક કારણોસર ગમી ગઈ. કન્યા સુંદર હતી. કુટુંબ ખાનદાન હતું. માબાપનું તે એકનું એક સંતાન હતું. જાણ બહાર પુત્રીને પરણાવી દેવાય તો પ્રવીણ ખૂબ જ છેડાવાનો, પરંતુ એક વાર લગ્ન પતી જાય પછી એને નમતું આપ્યા સિવાય કાંઈ છૂટકો થવાનો હતો? સુવર્ણા એની એક પૂરી વારસ હતી. વિલાસના પિતા હયાત નહોતા. પાછળ ઝાઝું મૂકતા પણ ગયા નહોતા. એક ઘર ને થોડાંક ખેતરો—એટલી જ તેમની અસ્કયામત હતી. એટલે પ્રવીણસાગર જેવો વડીલ નાખી દેવા જેવો નહોતો. એનો અનેક રીતે લાભ ઉઠાવી શકાય. આથી છેવટે ચાંલ્લા થયા.

નારાયણીએ આ વાત ખૂબ જ છૂપી રાખી. જરા પણ ચૂક થાય તો પ્રવીણસાગરને કાને વાત પહોંચ્યા વિના રહે નહિ. માત્ર તેનાં સાસુજીને જ આખાય પ્રકરણની માહિતી હતી. એણે પોતાને પિયર કહાવ્યું હતું. ભાઈબહેનને મદદમાં બોલાવી લીધાં હતાં. ગમે તેવી સાદી રીતે લગ્ન કરવામાં આવે છતાંય એવો પ્રસંગ નારાયણી એકલે હાથે ઉકેલવા શક્તિમાન નહોતી. ઘરમાં કામકાજ માટે એકાદ પુરુષ પણ જોઈએ. એટલે ભાઈબહેન આવ્યાં કે લગ્નની તૈયારીઓ શરૂ થઈ. નવવધૂનાં વસ્ત્રો ને અલંકારો શહેરમાંથી આણવામાં આવ્યાં. અણીની પળ માટે નારાયણીએ થોડુંક ગાંઠે બચાવેલું હતું, છતાં આ પ્રસંગ માટે તે પૂરતું નહોતું. બિમારીનું બહાનું કાઢી એણે પોતાના પતિ પાસે થોડાંક

નાણાં મંગાવ્યાં. પ્રવીણસાગર પગાર થતાં પહેલાં જ અઠવાડિયામાં બધું સફાચટ કરી મૂકતો. તે પુસ્તકો ખરીદતો, વિવિધ સંસ્થાઓનાં લવાજમ ભરતો ને ગરીબોને મદદ કરતો. એની પત્ની ખરેખર મુશ્કેલીમાં આવી પડી હશે એમ ધારી, તેણે ગમે તેમ કરી થોડીક રકમ ઊભી કરી નારાયણીને મોકલી આપી.

જેમ જેમ લગ્નનો દિવસ નજીક આવતો ગયો તેમ તેમ નારાયણી હિંમત હારી જવા લાગી. કશુંક અણધાર્યું બને ને લેવાયાં લગ્ન અધૂરાં રહે તો ભોગ જ મળે. પરંતુ કિસ્મતે તેને યારી આપી. લગ્નના દિવસ સુધી બધી જ હકીકત છૂપી રહી શકી. લગ્નપ્રસંગ પણ નિર્વિઘ્ને ઊકલી ગયો. મહેશના અણધાર્યા આગમને એને પાણીઢીલી કરી નાખી હતી, છતાં એણે લગ્ન અટકાવ્યું નહિ. એણે ધાર્યું હોત તોપણ મહેશ લગ્ન અટકાવી શકત નહિ.

સુવર્ણાનાં લગ્ન થઈ ગયાં. બીજે દિવસે પતિ સાથે એને સાસરે વળાવી દેવામાં આવી. જતી વખતે સુવર્ણાએ કકળાણ મચાવી નારાયણીને હતાશ કરી મૂકી હતી. સુવર્ણાની વિદાય પછી તે પથારીમાં પટકાઈ પડી ને ચોવીસ કલાક સુધી તો ઊભી જ થઈ શકી નહિ. સુવર્ણાના આક્રંદના પડછંદ પડતા હતા. અજાણ્યા ગામમાં એકલવાયી એ બિચારી શું કરશે? ન્યાયાધિકારીની કડક દૃષ્ટિએ સાસરિયાં સુવર્ણાને મૂલવવા જશે તો તેનામાં અનેક દોષો દેખાશે. વલોપાત કરતી નારાયણી સુવર્ણાને નવા ઘરમાં ફાવી જાય તેવી પ્રભુને પ્રાર્થના કરવા લાગી. બાળકને સુખી કરવા એણે પોતાના સુખનું બલિદાન આપ્યું હતું. એ બલિદાન વ્યર્થ ન જાય માટે તે પ્રભુને વીનવી રહી. વિલાસની માતાનો ખ્યાલ કરતાં તો નારાયણીનું હૈયું ભયથી કંપી ઊઠતું હતું.

જોકે એનું દિલ સુવર્ણાનો વિચાર કરી રહ્યું હતું છતાં તે અજાણતાં બીજા ભણકારા અનુભવી રહી હતી. કોઈકના આગમનની એને આશા હતી છતાં એ આગમનમાં એને ભય લાગતો. જે

વ્યક્તિના દર્શન માટે એ જગતસર્વસ્વ ન્યોચ્છાવર કરી દેવા તૈયાર હતી તેની હાજરીથી તે વિચિત્ર રીતે યમરાજના દર્શન પેઠે ડરતી. શો દંડ દેવાશે તેની નારાયણીને ગમ નહોતી.

બીજે જ દિવસે સવારે પ્રવીણસાગર આવી પહોંચ્યો. નારાયણી સ્નાન કરી રસોડામાં પેસવા જતી હતી. છેલ્લા ચોવીસ કલાકમાં એણે અન્નનો એક કોળિયો પણ ભર્યો નહોતો. એનાં સાસુજી કોઈ કામસર બહાર ગયાં હતાં. બારણામાં પગલાંનો અવાજ સાંભળતાં જ નારાયણીએ ઊંચું જોયું.

એક ક્ષણભર પતિપત્નીની આંખ મળી. નારાયણીને કશું જ કહેવાનું નહોતું. પ્રવીણસાગર જે કાંઈ કહે તે સહન કરવાનું પ્રભુ તેને બળ આપે એવું તે દિલથી પ્રાર્થી રહી હતી. પ્રવીણને વાતની શરૂઆત શી રીતે કરવી તેની સમજ પડી નહિ.

"સુવર્ણાને કાચી વયમાં પરણાવી દેવામાં મને સખ્ત વાંધો હતો એ જાણ્યા છતાં તેં આમ કર્યું?" થોડી વાર થંભીને તે બોલ્યો.

"શું કરું?" નારાયણી બબડી. "મારો છૂટકો નહોતો."

"કેમ છૂટકો નહોતો?" પ્રવીણે કડવાશથી કહ્યું. "છોકરીની સંભાળ રાખનાર કોઈ નહોતું? હું મરી ગયો હતો?"

વૈધવ્યનો વિચાર આવતાં જ નારાયણીનું અંગેઅંગ કંપી ઊઠ્યું: "તમારે જે કહેવું હોય તે કહો. હું સાંભળવા તૈયાર છું."

"હવે તને કહીને પણ શું કરું?" પ્રવીણ બોલ્યો. "આવું કરવાની તારામાં હિંમત ક્યાંથી આવી? એના પરિણામનો વિચાર કર્યો? છોકરી દુઃખી થશે તેની જવાબદારી કોણ લેશે?"

"માણસના હાથમાં શું છે?" નારાયણી બોલી. "વિધિના લેખ પ્રમાણે સુખદુઃખ આવ્યે જાય છે."

"બિલકુલ નહિ." તેનો પતિ વચમાં જ બોલી ઊઠ્યો. "આ

વાતમાં તું જ જવાબદાર છે. નાહક કિસ્મતનો દોષ ન કાઢીશ. તેં છોકરીને સુખી કરવા બનતા બધા પ્રયત્નો કર્યા હોત ને તેમ છતાંય તે દુ:ખી થઈ હોત તો તું કિસ્મતનો વાંક કાઢી શકત. પરંતુ તેં તો જાણીબૂજીને કન્યાનું બલિદાન આપ્યું છે. વર બિચારો બાલક છે. એનામાં સંસ્કૃતિ નથી: કેળવણી નથી. એની માતા કઠોર છે. એવા ઘરમાં તારી દીકરી સુખી થશે એવું સહૃદયતાથી તેં માન્યું હોય તો તું મૂર્ખ છે કે પાગલ છે. એના ભાગ્યને આમ બાંધી લેવાનો તને શો હક્ક? તને દુનિયાનું શું ભાન? ચાર દીવાલોમાં પુરાઈ તેં તારું આખું જીવન વ્યતીત કર્યું છે. એક પગલું પણ એકલા ભરવાની તારામાં હિંમત નથી. એક દિવસ પણ તું તારું પોતાનું દુઃખ વેઠવા સમર્થ નથી; છતાં એ છોકરીનું નસીબ હાથે કરીને શા માટે ફોડી નાખ્યું?"

નારાયણી રુદન કરી રહી. તેણે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. પ્રવીણનાં માતુશ્રી ત્યાં આવી પહોંચ્યાં. તેમણે પાછળથી કહ્યું: "બેટા! ગુસ્સે ન થઈશ. તારી પત્નીએ મારા કહેવાથી જ આ કાર્ય કર્યું છે. તું ફાવે તેમ કરવા મુખત્યાર નથી. આપણામાં એવો ક્યાં રિવાજ છે? આપણામાં વડીલો જ બધું કરી લે છે. નાનેરાંએ તેમની આજ્ઞાને જ અનુસરવાનું હોય છે. ખરી રીત પણ એ જ છે."

પ્રવીણથી રહેવાયું નહિ. તે બોલ્યો: "તેથી જ સમાજનો અધઃપાત થયો છે. તમે સાચાં હો તો એનાં પરિણામો ભોગવવા પણ તૈયાર રહેજો. છોકરીને બાપ હતો, છતાં તમે એને અનાથ બનાવી દીધી; હવે મને બિલકુલ દોષ ન દેશો. પોતાના વિશિષ્ટ જ્ઞાનના ઘમંડમાં તમારી કુળવધૂએ એનું ધાર્યું કર્યું છે. એ જ્ઞાન ભલે એને જીવનભર નભાવે. મને મારું કર્તવ્ય બજાવવા દીધું નથી એટલે આજથી હું છૂટો છું. હવે તમારા પ્રત્યે મારે કોઈ પણ ફરજ બજાવવાની રહેતી નથી."

પ્રવીણને પાછો વળતો જોઈ એની માતા વચમાં પડ્યા. તેમણે

બૂમ પાડીઃ "ક્યાં જાય છે? બેસ તો ખરો! જરા શાન્ત થા, ચરઘોડિયાંને આવવા દે. એમને જોઈ રાજી થા, આશીર્વાદ આપ. તારા રોષથી હવે કાંઈ થયું ન થયું થવાનું છે?"

"હું વાતો કરવા નથી આવ્યો;" પ્રવીણસાગર કડવાશથી બોલ્યો. "હવે હું ફરી આવવાનો પણ નથી. મારે કોને આશીર્વાદ આપવાના? છોકરીને ગળે તમે ફાંસો નાખ્યો છે. એને બચાવી ન શક્યો એ જ મારી શરમ છે. હવે આશીર્વાદ દઈ હું મૂર્ખો નહિ બનું."

તે ઝડપથી બહાર ચાલ્યો ગયો, એટલે બન્ને સ્ત્રીઓએ કલ્પાંત કરી મૂક્યું. નારાયણી તો મૂર્છાવશ બની ગઈ.

: ૩ :

**આષાઢની** વિષાદભરી એ સાંજ હતી. ફક્ત પૂર્ણાની ગર્જના જ કર્ણપટે પડતી હતી. ગામડિયાઓ ભયથી લપાઈ બેઠા હતા. પૂરથી બન્ને કાંઠે ઊભરાતી એ નિષ્ઠુર નદીનાં ભૂખ્યાં પાણીમાં ઝડપાઈ જવાની તેમને હરપળે ભીતિ હતી. પ્રત્યેક જણ બંધબારણે બેઠું હતું. નિસર્ગના રોષભર્યાં સ્વરૂપ સામે ઊંચી નજર નાખવા સરખી પણ તેમનામાં હિંમત નહોતી. અને તેટલું જલદી તેમણે રોજિંદું કામકાજ પતાવી નાખ્યું હતું. વાંસના ટુકડાઓથી બાંધેલાં ને ઘાસથી છાયેલાં તેમનાં નિર્માલ્ય ઝૂંપડાં બાહ્ય સંકટોથી તેમનું બને તેટલું રક્ષણ કરતાં હતાં.

એવે વખતે પણ એક મનુષ્યે ઘર બહાર પગ મૂકવાની હિંમત કરી હતી. બીજાંનાં હૈયાંને ભયથી કોરી નાખે એવી ગર્જનાઓ કરતી અને ઘૂઘવતી સરિતાને કિનારે જ એ ઊભો હતો. ચોમેર પ્રસરતા અંધકારમાં એનું વદન બરાબર દેખાતું નહોતું—કદીક વિદ્યુત્ ચમકાર એના મુખમંડળને ચમકાવી જતો ત્યારે તે વિષણ્ણ ને ચિંતાતુર જણાતો.

નદીએ તો ક્યારનીયે માઝા મૂકી હતી. માછીમારોનાં ઝૂંપડાં ક્યારનાંયે પૂરમાં તણાઈ ગયાં હતાં. પૂરનાં ચઢતાં પાણીમાં નૌકાઘાટ

પણ અદૃશ્ય થઈ ચૂક્યો હતો. પૂરના ભયંકર ઝપાટાથી પૃથ્વી ધ્રૂજી ઊઠતી જણાતી હતી—જાણે પ્રલય ખંજરી બજી રહી હતી. અવારનવાર કાંઠા ઉપરની ભેખડો તૂટી પડતી હતી ને હૃદય ચીરી નાખે તેવા કડાકા સાથે વહેતા પ્રવાહમાં અદૃશ્ય થતી હતી.

એ પ્રવીણસાગર હતો : સુવર્ણાના લગ્નદિવસને આજે પાંચ વર્ષનાં વહાણાં વાઈ ગયાં હતાં. આજ સુધી તેણે કદીયે વતનમાં પગ મૂક્યો નહોતો. રોષભર્યો એ ચાલ્યો ગયો એટલે એની માતાએ પણ કાશીવાસ સ્વીકાર્યો હતો અને ત્યાં બે વર્ષ પહેલાં જ તે અવસાન પામી હતી. નારાયણી થોડી વાર એમની સાથે ને થોડી વાર પિયર રહેતી, પરંતુ દર વર્ષે મણિપુર આવી બે ત્રણ મહિના ગાળતી. કારણકે વતનમાં રહ્યા સિવાય એને સુવર્ણાના સમાચાર મળી શકે તેમ નહોતું. ઘરમાં એકલા રહેવું મુશ્કેલ હતું, છતાં સંતાનપ્રેમ એને એ મુશ્કેલી પાર ઉતારવા જોમ આપતો. કેટલીક વાર એ પોતાની વિધવા બહેનને સમજાવીને સાથે લાવતી, તો કોઈ વાર તે એકલી પણ રહેતી.

ધીમે ધીમે એનું સ્વાસ્થ્ય બગડતું જતું હતું. એના પતિનો રોષ ઝેરી તીર પેઠે એના હૈયામાં ખૂંપી ગયો હતો. એની પુત્રીનાં લગ્ન પછી એનું ઘર લગભગ બંધ થઈ ગયું હતું. પ્રવીણે તો સદા માટે એનો ત્યાગ કર્યો હતો. એનાં સાસુજીનો સ્વર્ગવાસ થયો હતો. બીજી વાર વળાવ્યા પછી સુવર્ણા પણ કદી પિયેર પાછી ફરી નહોતી. નારાયણીએ તો દીકરી આપી દીકરો લેવા ધાર્યું હતું; પરંતુ એની એ આશા વ્યર્થ ગઈ હતી.

છેલ્લાં બે ત્રણ વર્ષથી સુવર્ણાને તેડાવવા નારાયણીએ અનેક વાર સંદેશા મોકલેલા ને વિનવણીઓ કરેલી, પરંતુ એનું કશું જ પરિણામ આવેલું નહિ. એને બિલકુલ ઉત્તર જ મળતો નહિ. કોઈ તેડવા જાય તો એકલો તુરત પાછો વળતો. સુવર્ણા એની નજરે પડતી, પરંતુ એને કોઈની સાથે બોલવા દેવામાં આવતી નહિ. એનાં

સાસુ અને નણંદ આખો વખત તકેદારી રાખતાં. સુવર્ણાનું શરીર ઘસાતું જતું હોય એમ લાગતું. નારાયણી એ સમાચાર સાંભળતી ત્યારે રડીને મન વાળતી. જગતમાં તે એકલી ને નિરાધાર હતી. પ્રવીણસાગરે કુટુંબ સાથેનો તમામ સંબંધ તોડી નાખ્યો હતો; માત્ર નિયમિત પૈસા મોકલ્યા કરતો. એનાં અપશુકનિયાળ વચનો તદ્દન સાચાં પડયાં હતાં. નારાયણીનું ગુમાન ધૂળમાં મળી ગયું હતું. તેણે ભયંકર ભૂલ કરી હતી. પુત્રીને દુઃખની ઊંડી ગર્તામાં એણે હાથે કરીને જ ધકેલી દીધી હતી, એથી એને વધારે દુઃખ થતું. એ વાત તેને હમેશાં સાલતી. પોતાનું દુઃખ એ કોઈને કહી પણ શકતી નહિ. પતિ સાથે તો એને સંબંધ જ કયાં રહ્યો હતો?

તે બિમારીના બિછાને પટકાઈ પડી. એની એ પરિસ્થિતિમાં તે એકલી રહી શકે તેમ નહોતું. તેને યમરાજના ભણકારા વાગ્યા. પત્ર લખી તેણે પોતાની બહેનને તેડાવી લીધી. વતનના ઘરમાં બે વિધવાઓ એકલવાયા દુઃખી દિવસો ગાળી રહી. માતાની બિમારીના સંદેશા પર સંદેશા સુવર્ણાને મોકલવામાં આવ્યા, પણ તેનો કશો ઉત્તર મળ્યો નહિ. નારાયણીને પોતાનું મૃત્યુ સમીપ આવેલું દેખાયું. અંતકાળે પુત્રીનું મોં પણ જોવા નહિ મળે એ વિચારે એની છાતી ભરાઈ આવી. પરંતુ કોની આગળ એ પોતાનું દુઃખ રડે?

તેણે પ્રવીણસાગરને પત્ર લખાવ્યો, અને પોતાની આખર અવસ્થાનો તેમાં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો. ગઈ ગુજરી ભૂલી જઈ ઘેર પાછા ફરવા એમાં કાકલૂદીભરી આજીજીઓ કરવામાં આવી.

થોડાક દિવસો એની એ જ દશામાં પસાર થઈ ગયા. એવામાં બિલકુલ ખબર આપ્યા સિવાય પ્રવીણસાગર ઓચિંતો આવી ચઢયો. નારાયણીની બહેન રસોડામાં દૂધ ગરમ કરતી હતી. પ્રવીણને જોતાં જ એની આંખમાં આંસુ આવી ગયાં.

"હું મોડો પડયો?" ગભરાઈને પ્રવીણે પૂછયું.

"જાણે તમને મળી લેવા માટે જ એ વાટ જોઈ રહી છે; નહિ તો ક્યારનીયે વિદાય થઈ હોત." રડતાં રડતાં તેની સાળીએ ઉત્તર દીધો.

"સુવર્ણા આવી છે?" આસન પર બેસતાં પ્રવીણે ફરી પૂછ્યું.

"ના. ઘણાય સંદેશા કહાવ્યા પણ કોઈ મોકલતું નથી. તમે સમજુ છો. અમારા કરતાં તમે સારી રીતે રસ્તો કાઢી શકશો. એને આવું કસાઈનું ઘર ક્યાંથી મળ્યું ?"

પ્રવીણે નિશ્વાસ મૂક્યો, અને ઊભા થઈ પોતાના શયનખંડમાં પ્રવેશ કર્યો. નારાયણીએ એમની વાત સાંભળી ત્યારનાં એનાં આતુરતા ભર્યા નયનો દ્વાર પર જડાઈ રહ્યાં હતાં. પ્રવીણની અંદર આવવાની જ તે વાટ જોઈ રહી હતી. પતિનું દર્શન થતાં જ એના વદન પર લાલી તરી આવી અને બીજી જ પળે થાકથી તકિયા પર ઢળી પડી.

પ્રવીણસાગર એના ઓશીકે બેઠો અને એના વાળ પસવારતા બોલ્યોઃ "કેમ છે?"

નારાયણીએ પોતાના બંને હાથે તેનો હાથ પકડી લીધો. અને બબડી: "મને ક્ષમા કરી છે એવું એક વાર કહો, તે સિવાય હું શાંતિથી મરી શકીશ નહિ. મારે બીજું કશું જોઈતું નથી."

એના પતિની આંખમાં પણ ઝળઝળિયાં આવ્યાં: "હજી તો તું નાની છે. તું જલદી સાજી થઈ જઈશ. તારે મરવાની કાંઈ જરૂર નથી."

"એ કાંઈ ઓછી માણસના હાથની વાત છે?" નારાયણી બોલી "મારું હૈયું ભેદાઈ ગયું છે. મને મત્યુનો ડર નથી. મારી નિર્દોષ પુત્રીનું મારે સગે હાથે મેં બલિદાન દીધું છે, એ વાત હું કદી પણ ભૂલી શકીશ નહિ. એને મદદ કરવા જરા તો પ્રયત્ન કરો. મારા પાપે એના પ્રત્યે નિષ્ઠુર ન બનો."

નારાયણી હાંફી રહી હતી. પ્રવીણસાગરે એને પથારી પર બરાબર સુવાડી. "હવે એ વાત સંભાર્યે શો લાભ? પહેલાં સાજી થઈ જા, પછી આપણે બધોય ઉપાય કરીશું. સુવર્ણા માટે જરાય ચિંતા ન કરીશ. આજે જ હું પત્ર લખીને તેને અહીં તેડાવું છું."

નારાયણી કાંઈ બોલવા જતી હતી પણ પ્રવીણસાગરે એને બોલવા દીધી નહિ. તે ઊઠીને બહાર ગયો.

તેણે વિલાસની માતાને પત્ર લખ્યો. તેમાં પોતાની પત્નીની ગંભીર પરિસ્થિતિનું બયાન કર્યું. અને સુવર્ણાને માતાનું મોં જોવા મોકલવા તેણે આગ્રહપૂર્વક વિનંતી કરી. વિલાસ આવી શકે તો ઘણું જ સારું એમ પણ લખ્યું, અને ખાસ વિશ્વાસુ નોકર સાથે એ પત્ર રવાના કર્યો.

બેપિયાને લઈ નૌકા વિદાય થઈ એટલે તે પાછો ફર્યો ને તેની પત્ની પાસે બેઠો. એની સાળીના આગ્રહે એણે સ્નાન કરી જરાક ખાધું. યંત્રવત્ તેણે એ કાર્ય પતવ્યાં. નારાયણી વધારે ને વધારે બેશુદ્ધ બનતી જતી હતી, તેથી એ પણ બેચેન બની ગયો હતો. સુવર્ણાનું નામ લઈ નારાયણી આક્રંદ કરી રહી હતી. એને શી રીતે સાંત્વન આપવું એની પ્રવીણને કાંઈ ગમ પડી નહિ. એનો હાથ પોતાના હાથમાં લઈ તે એક બાજુએ બેસી રહ્યો.

સૂર્યાસ્ત થવા આવ્યો. ગોરંભો ઘાલેલા આકાશમાંથી સૂર્યનું છેલ્લું તેજકિરણ અદૃશ્ય થયું. પવનના સુસવાટા ભયંકર બનતા ગયા. વેગભરી સરિતાનો વેગભર્યો ઘુઘવાટ સાંભળી નારાયણી રડી ઊઠીઃ "બિચારીને એ લોકો આવવા જ નહિ દે. મારી પુત્રીનું મોં જોયા સિવાય હું મરી જઈશ!"

પ્રવીણ ઊભો થયો. પોતાની સાળીને અંદર બોલાવી તેણે કહ્યુંઃ "થોડી વાર તમારી બહેન પાસે બેસો. એટલામાં હું નદી પર આંટો મારી આવું."

તે બિછાના પર બેઠી ને પ્રવીણસાગર બહાર ગયો. અંધારઘેર્યા સરિતાતટ ઉપર એણે ઘણી ઘણી વાટ જોઈ, પણ ક્યાંય હોડી નજરે પડી નહિ. માત્ર નદીનું પૂર વધતું જતું હતું. મેઘગર્જના શો ભયંકર નિનાદ તેના કર્ણપટે અથડાઈ રહ્યો. એની દૃષ્ટિસમીપ ચોમેર પ્રલયદૃશ્યો ખડાં થઈ ગયાં. જાણે સંહારમૂર્તિ રૂદ્રે તાંડવનૃત્ય ખેલવા માંડ્યું; એમના પાદપ્રહાર નીચે સમગ્ર સૃષ્ટિ વિનાશકણો વેરી રહી. મૃત્યુકિનારે ઊભેલી પત્ની પાસે જવા પ્રવીણ અધીરો બન્યો હતો; પરંતુ એ જાય શી રીતે? કાંઈ પણ સંદેશો લીધા વિના જાય તો શો જવાબ આપે? એનાં આતુર નયન સાથે નયન પણ શી રીતે મિલાવી શકે? બે વાર એ જવા ઊઠ્યો ને બે વાર પાછો ફરી નીચે બેઠો. અંતે ફરી નદીકાંઠે આવીને બેઠો.

અંધકારભર્યા જલસમૂહ વચ્ચે છેવટે શ્વેત પ્રકાશકિરણનાં દર્શન થયાં. એક જ્યોતિરેખા એના તરફ આવી રહી હતી. પ્રવીણે આંખ ખેંચી જોયું તો એ નૌકા જ હતી. એનું હૈયું આનંદથી ધબકી ઊઠ્યું. વર્ષો પછી કદાચ એનાં બાલકનાં દર્શન થશે!

પરંતુ નૌકા કિનારે અડકી કે એની આશા નિરાશામાં પલટાઈ ગઈ—જાણે વાયુની કઠોર ઝાપટે દીપક બુઝાવી દીધો. બેપિયો એકલો જ નૌકામાંથી ઊતરતો નજરે પડ્યો. એના હાથમાં એક પત્ર હતો અને એના વદન પર નિરાશા છવાઈ ગઈ હતી.

તે હોડીમાંથી ઊતર્યો કે તરત જ પ્રવીણે વિષાદભર્યા સ્વરે પૂછ્યું: "સુવર્ણાને આવવા ન દીધી, ખરું ને?"

બેપિયે પ્રવીણના હાથમાં પેલો પત્ર મૂક્યો: "લ્યો, આ પત્ર! તમારાં સગાં પણ જબરાં છે. સામાન્ય સૌજન્ય પણ ન મળે. કોઈએ મને બેસવાનું પણ કહ્યું નહિ. પાણીનો પણ ભાવ પૂછ્યો નહિ. સુવર્ણાબહેન સાથે મને વાત પણ કરવા દીધી નહિ. દૂર ઊભાં હતાં. મારી નજરે પડ્યાં ખરાં, પણ બિચારાં રડતાં હતાં. એમનાં

સાસુ તો વાઘણુ છે વાઘણુ ! એવો ઘાંટો મેં મારી જિંદગીમાં કદી સાંભળ્યો નથી. હલકાં વર્ણનાં બૈરાં પણ એ સાદે બોલતાં નથી. મેં નારાયણીબહેનની બિમારીની વાત કરી પણ એમણે મારું કહ્યું માન્યું જ નહિ, અને મોં બગાડી કહેવા લાગ્યાં: 'એવાં તો કેટલીયે વાર બહાનાં કાઢયાં : એમ છોકરી આવતી હશે ?' "

પ્રવીણનું ધ્યાન એની વાત પર નહોતું. એ તો પેલો પત્ર વાંચવામાં પડ્યો હતો.

મહાશય,

આપની પુત્રી હવે અમારી કુળવધૂ થઇ છે. અમારા ઘરને છાજે તેવી રીતે તેણે વર્તવું જોઇએ. મણિપુરના પ્રવીણસાગરની એ કાંઈ નોકર નથી કે તમારો હુકમ થાય એટલે એ દોડી આવે. તમારી પુત્રીને તેડી જવી હોય તો જાતે તેડવા આવશો; તો વળી તમારી વિનંતિ ઉપર અમે વિચાર કરીશું. સુવર્ણાને મોકલીશું કે કેમ તેનું તો હું વચન આપતી નથી; કારણકે પરીક્ષા પછી મારો પુત્ર થોડા દિવસ માટે જ ઘેર આવ્યો છે.

પુત્રીને જોવાની લાલસા સિવાય તમારાં પત્નીની બિમારી વધારે ગંભીર નહિ હોય તેવી હું આશા રાખું છું.

લિ.
નિર્મળા

પત્ર હાથમાં લઈ પ્રવીણસાગર દિઙ્મૂઢ બની ઊભો રહ્યો. ધીમે પગલે તે ઘર તરફ વળ્યો, પણ એના પગ આગળ ડગ ભરવા ના પાડતા હતા. મજબૂત મન કરી તે આગળ વધ્યો. અવસાનને આરે ઊભેલી એની પત્નીને એ શું કહેશે, એ વિચાર એને કોરી ખાતો હતો. પુત્રીને એક વાર જોવાની લાલસાથી જ એનો જીવ ટકી રહ્યો હતો. એના એકના એક સંતાનની આ દશા ! સુવર્ણા માટે પ્રવીણસાગરે જાતે ઓછા હવાઈ કિલ્લા બાંધ્યા ન હતા. એ બધા જ ભોંયભેગા થઈ ગયા અને સુવર્ણાનું સમાજની વેદી પર બલિદાન

દેવાયું. ઘડીભર એને નારાયણી પર રોષ ચઢ્યો, પરંતુ એની તો છેલ્લી ઘડીઓ ગણાતી હતી. એના પર રોષ કર્યે શો ફાયદો? માનવપ્રેમ કે ધિક્કારથી એ પર બની ચૂકી હતી.

પ્રવીણસાગર ઘરમાં પેઠો કે નારાયણીની બહેન બહાર દોડી આવી: "છોકરીને ના મોકલી?"

"ના." પ્રવીણે ટૂંકમાં પતવ્યું. અંદરથી એક કરુણ નિશ્વાસ સંભળાયો. પ્રવીણ એકદમ અંદર દોડ્યો. નારાયણી પથારીમાં બેઠી થઈ ગઈ હતી. એને શ્વાસ શરૂ થયો હતો: એની આંખો જાણે બહાર નીકળી પડશે એમ ચકળવકળ થતી હતી. તેણે રાડ નાંખી: "તમે જાતે જાઓ! એ લોકો તમને ના પાડી શકશે નહિ. જાઓ, મારી દીકરીને લઈ આવો."

"હું તો નહિ જાઉં." તેના પતિએ ઉત્તર દીધો.

નારાયણી રડી પડી: "મારી તમને છેલ્લી પ્રાર્થના છે—બીજી પ્રાર્થના કરવા હવે હું જીવવાની નથી."

"પણ તને આ સ્થિતિમાં હું શી રીતે છોડી જાઉં?" તેણે મુશ્કેલી રજૂ કરી. "હું પાછો ફરું ત્યારે તું જીવતી પણ ન હોઉં!"

"ના, તમે જાઓ. મારી દીકરીને જોયા વિના મારો જીવ જશે નહિ." તેનો સ્વર ગળગળો થઈ ગયો.

"ભલે! હું જાઉં છું. આજની રાત્રિની ભયંકરતાનો તને ખ્યાલ છે? પૂરની ભયંકર ગર્જનાઓ તું સાંભળી શકે છે? આવામાં એ લોકો સુવર્ણાને શી રીતે મોકલશે?"

"તો સવારે જજો." નારાયણીએ રસ્તો કાઢ્યો.

"ઠીક," પ્રવીણ કબૂલ થયો. ખંડની હવા એને ગૂંગળાવી રહી હતી એટલે તે બહાર નીકળ્યો.

રાત્રિ ઘેરાતી હતી. શયનખંડમાં એક ઝાંખો દીપક ટમટમતો હતો. રસોડામાં પણ અજવાળું હતું. તે સિવાય આખા ગામમાં ઘોર

અંધકાર ફેલાઈ ગયો હતો. સરિતા ભયંકર રીતે ઘૂઘવી રહી હતી. પ્રવીણ પથ્થરની પ્રતિમા સમો મૂઢ બની બેઠો હતો. એની સાળી બેચેનીથી આંટા મારતી હતી. એની બહેન પાસે એ બેસી શકતી નહોતી કારણકે એનું દયામણું મોં એનાથી જોવાતું નહોતું.

એકાએક આગલે બારણે ટકોરો થયો. પ્રવીણ ચમકી ઊભો થઈ ગયો: "આવા વરસાદમાં કોણ હશે?"

એની સાળી દીવો લઈ આવી. પ્રવીણે બારણું ઉઘાડયું. એક દૂબળી નાની આકૃતિ એના ચરણે ઢળી પડી: "બા જીવે છે ને?"

પ્રવીણ પુત્રી સામે જોઈ આભો બની ગયો. આ સુવર્ણા!!! એની વહાલસોયી સુવર્ણા! એની સામે આંખો ફાડી તે ઉત્તરની વાટ જોઈ રહી હતી.

"હા, અંદર આવ." તે વધુ બોલી શક્યો નહિ.

હોડીવાળો દીવો લઈ બહાર ઊભો હતો. "મને ભાડું આપો છો?" દયામણે સ્વરે તેણે કહ્યું.

પ્રવીણે ખિસ્સામાંથી રૂપિયો કાઢી ફેંક્યો. હોડીવાળાને સંતોષ થયો.

સુવર્ણા એના પિતાની પાછળ શયનખંડમાં ગઈ.

ખૂબ જ ઉત્સુક બની નારાયણી બેઠી થઈ: "આવ, બેટા!" બન્ને હાથ પ્રસારીને તેણે દીકરીને બાથમાં લીધી.

સુવર્ણા એની બાથમાં સમાઈ ગઈ. નારાયણી ખૂબ ધ્રૂજી રહી અને થોડીવારમાં મૂર્છાવશ બની પથારીમાં પટકાઈ પડી. પ્રવીણે ઝડપથી સુવર્ણાને અળગી કરી. નારાયણીની બહેન દીવો લઈ આગળ ધસી આવી. "શું થયું?" તે બોલી. "મૂર્છા આવી?"

પ્રવીણસાગર નારાયણીના વદન પર નમ્યો. એની નાડી ને હૃદય તપાસ્યાં, અને મૂંગો મૂંગો પથારીથી દૂર થયો.

સુવર્ણાએ ભયથી ચીસ નાખી: નારાયણી ફરીથી ઊઠી શકી નહિ.

: ૪ :

**પ્રવીણસાગરનું** ઘર ભાંગી ગયું. જીવનપ્રવાહ તો પૂર્વવત્ વહેતો જ રહ્યો. માનવજીવન ને મૃત્યુજીવન વહેણના પરપોટા જેવા જ છે. જગતમાં માનવ જન્મે ને વિલીન થાય, એની કોણ નોંધ રાખે છે ?

ત્રણ દિવસો પસાર થયા. ઘરનાં ત્રણ માણસો પોતપોતાની પીડામાં પડેલાં હતાં. કોઈને અન્યની પડી નહોતી. સુવર્ણાના આક્રંદનો પાર નહોતો. ઘરના ઉંબરે તે માથું કૂટતી. પાડોશની સ્ત્રીઓ આખો વખત ત્યાં બેસી રહેતી અને સુવર્ણાને સાંત્વન આપવા પ્રયત્ન કરતી. નારાયણીની બહેન તો ખૂણામાં જ લપાઈ રહેતી. એને ભૂખતરસનું પણ ભાન નહોતું. કેટલીક વાર તે રડતી, કેટલીક વાર માળા ફેરવતી ને કેટલીક વાર આ દુઃખનું દ્વાર છોડી પોતાને ઘેર જવાની વાત છેડતી. પ્રવીણના વિચારોનો કોઈ ક્યાસ કરી શકતું નહિ. એને કોઈ મિત્ર નહોતો : દિલ ખોલીને વાત કરવાનું સ્થાન નહોતું. એકલવાયા ઘરમાં એમના ઉદ્વેગભર્યાં દિવસો જેમ તેમ પસાર થતા હતા. એ વાંચવા પ્રયત્ન કરતો, પણ એનું ચિત્ત ચોટતું નહિ. અવારનવાર વિચિત્ર રીતે એ પુત્રી સામે જોતો અને એકદમ એના ઉપરથી તે દૃષ્ટિ ફેરવી લેતો. એના સારાય અસ્તિત્વમાં જાણે કડવાશ

ભરાઈ ચૂકી હતી. સુવર્ણાની દશાથી એને ખૂબ ખૂબ લાગી આવતું હતું. એનું સ્વાભાવિક સૌંદર્ય ક્યાં? એની પિતામહીએ એનું નામ 'સુવર્ણા' અમસ્તું નહોતું પાડ્યું. એની કેળવણી ને સંસ્કાર માટે પ્રવીણે ઘણી ઘણી આશાઓ રાખી હતી. બિચારી કુમળી કન્યાની કેવી દુર્દશા થઈ? એનામાં સ્વાસ્થ્ય નહોતું, કેળવણી નહોતી, મજબૂત ઇચ્છાશક્તિ પણ નહોતી. એનાથી સહન ન થાય તો તે રડતી; નહિ તો મૂંગે મોઢે બને તેટલું સહન કરતી. પશુ જેવી એની જિંદગી હતી. નસીબમાં એ સમજતી, પરંતુ સ્વતંત્ર ઇચ્છાનો એને ખ્યાલ નહોતો. કિસ્મત સાથે ઝઘડવા એની પાસે કોઈ હથિયાર નહોતું. પ્રવીણસાગરની દીકરી સુવર્ણા! એનું આ જીવન? આવું જ રહેવા તે સર્જાયેલું હશે? પાયો જ સધ્ધર ન હોય તો તેના પર સુંદર ઇમારત ક્યાંથી ટકે?

ચોથે દિવસે સુવર્ણા જાગી ત્યારે એનાં માસી એની પાસે આવ્યાં. "આમ કાંઈ રોજ ચાલે, બેટા? સમાજ–વ્યવહાર પણ ઉકેલવા પડે ને! આજે તારી માતાના અવસાનને ચોથો દિવસ થયો. ઉત્તરક્રિયા માટે કાંઈક તૈયારીઓ કરવી જોઈએ ને!"

નિરાશ વદને સુવર્ણા એમના સામે જોઈ રહી. "પણ હું શું કરું, માસીબા?" તેણે પૂછ્યું. "મારી પાસે તો એકેય પૈસો નથી."

"પૈસાની ક્યાં જરૂર છે?" માસીએ ઉત્તર દીધો. "તારે ક્યાં બધી ભાંજગડ કરવાની છે? આપણે ફક્ત શાસ્ત્રાજ્ઞાનુસાર વિધિ કરીએ એટલે બસ. ગોરને બોલાવી તેની તજવીજ કર. હું પણ તારા બાપને વાત કરું છું."

"ભલે!" સુવર્ણા સ્વસ્થ થતી બોલી.

એના પિતાએ ક્રિયા વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. જેટલા પૈસા માગવામાં આવ્યા તેટલા એણે મૂંગે મોઢે આપ્યા. ગોર આવ્યો ને બધી ક્રિયા ઘણી જ સાદાઈથી પતાવી નાખવામાં આવી.

એક સાંજે પ્રવીણસાગર એના ખંડમાં બેઠો હતો. એટલામાં એની સાળી ત્યાં આવીને ઉંબરા પર બેઠી. તે એકદમ ઊભો થઈ ગયો: " હાં, હાં, ત્યાં શું કરવા બેસો છો ? આ સાદડી પર બેસો ને ! "

" ફિકર નહિ. અહીં પણ ઠીક છે. સાદડી હોય તોય શું, ને ન હોય તોય શું ? મારે તમારી સાથે થોડીક વાત કરવી છે. થવાનું હતું તે થઈ ગયું; એના ઉપર હવે આંસુ સાર્યે શો ફાયદો ? હવે તમારે તમારા ઘરનો વિચાર કરવો જોઈએ. એના માટે કાંઈ વ્યવસ્થા કરવી ઘટે. "

" મારે ઘર જેવું રહ્યું છે જ ક્યાં ? " કટુ હાસ્ય લાવી પ્રવીણસાગરે ઉત્તર દીધો. " તમારાં બહેન જીવતાં હતાં ત્યારે પણ મારું ઘર તો બંધ થઈ ગયેલું જ હતું. હવે તો સુવર્ણાને સાસરે મોકલી આપી હું મુંબઈ ચાલ્યો જઈશ. બીજું શું કરવાનું બાકી રહે છે ? તમે ક્યારે જવાનાં છો ? મને કહો તે પ્રમાણે બંદોબસ્ત કરું. "

" સુવર્ણાને વિદાય કર્યાં પછી જ મારાથી જવાય; નહિ તો એ બિચારી એકલી કોની સાથે રહે ? વળી તમારે ઘર ને મિલકતની વ્યવસ્થા પણ કરવી પડશે ને ? "

" હા. કરવી તો પડશે જ ને ! " પ્રવીણ બોલ્યો. " પણ તેની શી ઉતાવળ છે ? "

સુવર્ણા ધીમેથી આવીને તેની માસીની પડખે બેસી ગઈ. તેણે કોઈનુંય ધ્યાન ખેંચ્યું નહોતું. " બાપુજી ! મને સાસરે ન મોકલશો. " તે ઓચિંતી બોલી ઊઠી. એના સ્વરમાં નિરાશાના પડછંદ હતા.

આ સાંભળી એના પિતાને તો વજ્રપાત થયો. તેનાં માસી બોલી ઊઠ્યાં: " આવું તે બોલાય, બહેન ? પતિને ઘેર જવાની હિંદુ પત્નીથી ના પડાય ? ત્યાં નહિ જાય તો તું જઈશ ક્યાં ? સ્ત્રી માટે પતિ સિવાય

અન્ય કોઈ આશરો નથી."

હવે સુવર્ણા ખુલ્લી રીતે આક્રંદ કરવા લાગી. "મને ત્યાં પરાણે ધકેલશો તો તમે મારું મોત નોતરશો. એ લોકો મને જીવતી નહિ રહેવા દે."

પ્રવીણનું હૈયું રોષ ને પશ્ચાત્તાપથી ધડકી રહ્યું. એના એકના એક સંતાનની આ દશા! સુવર્ણા બિચારી ભયથી ત્રાસી ગઈ હતી. એને કોઈ માર્ગ જડતો નહોતો. એને માત્ર આંસુનો જ સહારો રહ્યો હતો. હિંદુ છોકરીઓને આ જ શિક્ષણ આપવામાં આવે છે ને? સહન કરવું એ જ તેમના જીવનનું લહાણું કહેવાય છે ને? મુશ્કેલીઓમાંથી માર્ગ કાઢવાનું જોમ જ તેમનામાં ક્યાં હોય છે?

હજી સુવર્ણા રડતી જ હતી. કલ્પનાના તરંગે ઊડતા પિતાનું ધ્યાન વસ્તુસ્થિતિ તરફ દોરાયું. સુવર્ણાએ કદીયે પોતાના પિતાને દિલની વાત કરી નહોતી. હવે તો એણે એનું દિલ ખોલવું જ જોઈએ. તે આમ કેમ કહેતી હતી તેનું ખરું રહસ્ય પ્રવીણને સમજાયું નહોતું.

"પણ તું આમ રડે છે શું કરવા?" સુવર્ણાની માસીએ પૂછ્યું. "સાસરિયાંના સંતાપ દરેક સ્ત્રીને વેઠવાના હોય છે. પ્રથમ તો તારે સહન કર્યે જ છૂટકો. પછી તું ગૃહિણી થઈશ ત્યારે વસ્તુસ્થિતિ પલટાઈ જશે."

"પરંતુ હું તો તેમને ઘેરથી નાસી આવી છું. હવે હું પાછી જાઉં તો તો તેઓ મને મારી નાખ્યા વિના ન રહે."

તેના પિતાએ આશ્ચર્ય પામી પૂછ્યું: "તું નાસી આવી છે?"

"માના છેલ્લા શ્વાસ ચાલતા હતા, છતાં તેઓ મને મોકલવા તૈયાર નહોતા." તે બોલી. "મારાં સાસુજી આ બધાને જુઠ્ઠાણું કહેતાં. માની અંતઘડીની વાત સાંભળી હું અહીં આવવા તલપાપડ થઈ, પણ તેમણે મને આવવા દેવાની ના કહી. એ સ્થિતિમાં હું શું કરું? એ માળા ફેરવવા બેઠાં કે હું છટકી આવી. હોડીવાળો મને

ઓળખતો હતો. તેણે નદી પાર લઈ આવવા હા પાડી. તમારી પાસેથી ભાડું મળશે તેની એને ખાતરી જ હતી."

"બરાબર, એમ ન કરે તો સુવર્ણા બીજું કરે પણ શું?" સુવર્ણાનાં માસી બોલ્યાં. "મૃત્યુકિનારે ઊભેલી માતાને પણ મળવા ન આવવા દે એ તે સાસુ છે કે રાક્ષસી? પણ બેટા, તારે કાંઈ કિસ્મતને તાબે થયા વિના છૂટકો છે? એ લોકો તને શું કરી નાખશે? બહુ બહુ તો બેચાર ગાળો દેશે. તારે શાંતિથી સઘળું સાંભળી લેવું. બાકી સાસરા સિવાય બીજે રહેવાનો તારે વિચાર પણ કરવો નહિ. તારા પિતા જાતે આવીને તને મૂકી જશે. એટલે એ લોકોથી કશું જ બોલાશે નહિ. શ્રીમંત સગાં સાથે દરેકે સારાસારી રાખવી જોઈએ."

પ્રવીણે રોષભર્યું મૌન ધારણ કર્યું. આટલી હલકી કક્ષાએ એને ઊતરવું પડશે! સુવર્ણાનાં ધ્રુસકાં તો હજી બંધ થયાં નહોતાં.

તેની માસી બોલી: "જમાનો બહુ ખરાબ છે, નહિ તો પૈસા આપીનેય આપણે તેમનું મન મનાવી લેત."

"એ બધો વિચાર કરવાની જરૂર નથી." પ્રવીણ કડવાશથી બોલ્યો." કાલે હું સુવર્ણા સાથે જઈશ. એ લોકો એને રાખશે તો ભલે, નહિ તો બીજી વ્યવસ્થા કરી લઈશ."

"બીજી શી વ્યવસ્થા કરશો?" એની સાળીથી ન રહેવાયું. "એમને પાને પડી છે એટલે સુવર્ણાએ જેમતેમ નભાવ્યે જ છૂટકો."

સુવર્ણા રડતી રડતી ઘર બહાર ગઈ. એની માસી એની પાછળ ગઈ એટલે પ્રવીણસાગર વિચાર—ચગડોળે ચડ્યો.

બીજી સવારે સુવર્ણાની વિદાય માટે તૈયારીઓ થવા માંડી. રડી રડીને એની આંખો સૂઝી ગઈ હતી. વડીલોની ઇચ્છા વિરુદ્ધ જવાની એનામાં શક્તિ નહોતી. એના રુદનની પણ કોઈને પડી નહોતી. વિધિને તાબે થયે જ છૂટકો હતો, એટલે તે જવા તૈયાર થઈ.

સુવર્ણા પહેર્યે લૂગડે જ નીકળી આવી હતી એટલે એને કશું સાથે લેવાનું નહોતું. પ્રવીણસાગરે પોતાની સાળીને બોલાવી કહ્યું: "એને એની બાનાં વસ્ત્રો ને અલંકારો આપો. હવે તે અહીં કશા જ કામનાં નથી. એના પર હવે સુવર્ણાનો હક્ક છે. એ ભલે લઈ જાય."

વિધવા માસી સમજુ હતી. તે બોલી: "બધું એકદમ ન આપી દેશો. ત્રણ હજારના તો અલંકારો છે. અત્યારે અર્ધી રકમ આપો. વળી પ્રસંગ આવ્યે અપાશે. તમે આ લોકોને ઓળખતા નથી. એ સરલ દિલના નથી. અમે વર્ષોથી એમનાં પાસાં સેવ્યાં છે એટલે એમને બરાબર ઓળખીએ છીએ."

પ્રવીણસાગરને હસવું આવ્યું. "તમને ફાવે તેમ કરો. બાકીનું તમારી પાસે રાખજો ને જરૂર પડ્યે સુવર્ણાને આપજો. મુંબઈ લઈ જવાની જરૂર નથી. મારું ઘર તો ધર્મશાળા જેવું છે."

"ભલે," તે કબૂલ થયાં. "એ કામ હું કરીશ. ચાલો, હું રાંધી નાખું. પછી બધું તૈયાર કરી આપું છું."

રસોઈ થઈ ગઈ. બધાંએ જમી પણ લીધું. સુવર્ણાની માસીએ નારાયણીની ટ્રંકો ઉઘાડી અંદરની વસ્તુઓના બે સરખા ભાગ કર્યા, અને મૂલ્યવાન ચીજો બાજુએ રાખી બીજી પેટીમાં ભરી. સુવર્ણાએ એની માતાનાં લૂગડાં પહેરી લીધાં. જવાની બધી તૈયારીઓ થઈ ચૂકી. ભય ને વિષાદથી સુવર્ણાનું દિલ ચિરાઈ જતું હતું: મહા પરાણે એણે મન મજબૂત કરી રાખ્યું હતું.

પ્રવીણસાગરે સાંજે જ પાછા ફરવાનો નિર્ણય કર્યો હતો. એની સાળી બીજે દિવસે વિદાય થવાની હતી. કોઈ સગાને ઘર સુપરત કરી પ્રવીણસાગર પણ તરતમાં મુંબઈ વિદાય થવાનો હતો.

ભરભાંખરાંમાં એક ડમણી લાવવામાં આવી. સરસામાન અંદર ગોઠવાયો. સુવર્ણા રડતી રડતી માસીને પગે લાગી ડમણીમાં

ચઢી. પ્રવીણસાગરે ડમણીના બાજુમાં ચાલવું શરૂ કર્યું.

નદીએ પહોંચતાં ઝાઝી વાર લાગી નહિ. એક હોડી તૈયાર હતી. કેડ સુધી પાણીમાં થઈ તેઓ હોડી પર પહોંચી શક્યાં. પૂર્ણાએ થોડા સમય પહેલાં જ રૌદ્ર રૂપ ધારણ કરેલું હોવાથી ત્યાં ચકલુંયે ફરકતું ન હતું; માત્ર બે ત્રણ જણ ત્યાં હતા. એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના તેઓ તેમનું ગમન નિહાળી રહ્યા.

ગામનું સ્મશાન પણ નજીક જ હતું. પૂરને લીધે કેટલોક ભાગ ધોવાઈ ગયો હતો, છતાં એ સ્થળ નજરે પડતાં સુવર્ણાનું દિલ ભરાઈ આવ્યું અને તેનાથી રડી પડાયું.

"છાની રહે, બેટા !" તેના બાપે તેને દિલાસો આપ્યો. "ગઈ ગુજરી વાત પર આંસુ સાર્યે શો લાભ ? બનવાનું બની ગયું. એમાં આપણો કોઈ ઉપાય નથી. હજી હવે તારી કસોટી થવાની છે. તેને માટે તૈયાર થવાની તારે જરૂર છે."

હોડી ધીમે ધીમે આગળ વધી. પાણીનો પ્રવાહ ભયંકર અવાજ કરી ચોમેર ઘૂઘવી રહ્યો હતો. બિચારી સુવર્ણાને તો પ્રલયઘડી આવી ઊભેલી જણાઈ. દિલ ખોલી શકે એવું કોઈ એની પડખે નહોતું. એની માતા મૃત્યુ પામી હતી અને પિતાથી એ સાવ અજાણી હતી. એનાં સગાંવહાલાં ગણાતાં સૌ એની સાથે કસાઈ પેઠે વર્તી રહ્યાં હતાં. તે એકલવાયી ને નિરાધાર હતી એટલે પૂર્ણા એને જગત કરતાં વધારે ભયંકર નહોતી લાગતી. એને કોઈ સહારો નહોતો: એનું કિસ્મત એને ક્યાં ઘસડી રહ્યું હતું તેની પણ એને ગમ નહોતી.

સુવર્ણાને સાસરે પહોંચતાં લગભગ બપોર થયા. આકાશ જરા ખૂલ્યું હતું, છતાં નદીકિનારે કોઈ નહોતું. હોડી જોઈ એક માછીમારનો છોકરો દોડી આવ્યો. પ્રવીણસાગરે નીચે ઊતરી પૂછ્યું: "અહીં

ક્યાંય ડમણીઅમણી મળશે ?"

"ના ભાઈ, કહો તો ગામમાં જઈ લઈ આવું. તમારે ક્યાં જવું છે ?"

પ્રવીણસાગરે સુવર્ણાના સસરાનું નામ લીધું એટલે મોટું મરડી છોકરો દોડી ગયો. હોડીવાળાની મદદથી સુવર્ણા હોડીમાંથી નીચે ઊતરી. બધો સરસામાન નીચે ઉતારવામાં આવ્યો. પ્રવીણસાગરે હોડીવાળાને કહ્યું: "જરા થોભજો, હું તરત જ પાછો ફરવાનો છું."

ડમણી આવી પહોંચી. સુવર્ણા તેમાં ગોઠવાઈ અને પ્રવીણસાગર ડમણીની પડખે પડખે ચાલવા લાગ્યા.

## : ૫ :

**વાદળિયો** દિવસ હતો. ગામની શેરીઓમાં પણ જવલ્લે જ કોઈ નજરે પડતું. પ્રવીણસાગરને બે ત્રણ માણસ જ સામાં મળ્યાં. દરેક જણ ડમણી તરફ આતુરતા ભરી નજર નાખતું હતું. પ્રવીણને એ ગામમાં કોઈ ઓળખતું ન હતું ને સુવર્ણા તો ડમણીની છેક અંદર એક ખૂણામાં પોટલું થઈ પડી હતી એટલે એને પણ એકદમ કોઈ પિછાની શકે તેમ નહોતું. આથી એમને જોનાર દરેક જણ કલ્પના તરંગે ઊડતું.

એક ઘર આગળ આવી ડમણી ઊભી રહી. પ્રવીણસાગરે તેના તરફ બારીક નજર નાખી. ગામડાના ધોરણે ખાતાપીતા માણસનું એ ઘર જણાયું. માટીનાં ઘરોથી સંકળાયેલું ઈંટેરી ઘર એ એકલું જ હતું. એનું આગલું બારણું પણ મજબૂત હતું. અત્યારે તે અંદરથી બંધ હતું.

ધ્રૂજતે પગે સુવર્ણા ડમણીમાંથી નીચે ઊતરી, પિતાની પડખે લપાઈ. એનું વદન ભયથી તદ્દન ફિક્કું પડી ગયું હતું. પ્રવીણે સુવર્ણાની પીઠ પર હાથ ફેરવી પૂછ્યું: " આમ ડરે છે શા માટે ? હું તારી પડખે ઊભો છું છતાંય તને વિશ્વાસ નથી આવતો ? "

આંખમાં ઊભરાતું આંસુનું પૂર સુવર્ણાએ મહા મહેનતે રોકયું. ભૂતકાળનાં દુઃખોની દર્દકહાણી હજી ભૂલી જવાય એટલી જૂની નહોતી થઈ. કોઈએ એનો પક્ષ લેવા પ્રયત્ન કર્યો નહોતો. અત્યારે એના પિતાના સાંત્વનભર્યા શબ્દો સાંભળવા છતાં એનું દિલ કહ્યું કરતું નહોતું.

પ્રવીણસાગરે બારણું ખખડાવ્યું. બારણું અધખોલું કરી એક યુવાન વિધવાએ બહાર ડોકિયું કર્યું. આગળ ઊભેલા પ્રવીણસાગર સામે એની નજર પડી. પાછળ જ સુવર્ણા ઊભી હતી તેના તરફ તેનું લક્ષ દોરાયું એટલે એના અધરદ્વય પર એક કટુ હાસ્ય રેલાયું. મોઢું મરડી એણે અંદર કોઈને સાદ કર્યો: "રાજકન્યા પ્રવાસેથી પાછાં ફર્યાં છે—એમના સ્વાગત માટે તૈયારી કરો."

બીજી જ ક્ષણે એણે ધડાક દઈને બારણું બંધ કર્યું.

"જોયુંને પિતાજી!" આંસુથી રુંધાતા અવાજે સુવર્ણા બોલી.

પ્રવીણસાગર ક્રોધથી ધૂંધવાઈ ઊઠ્યો છતાં એણે સંયમ જાળવ્યો: "એમાં શું? આટલી બધી ડરે છે શું કામ? હમણાં જ બધો નિકાલ થઈ જશે."

બારણાને આગળો દીધો નહોતો એટલે ધક્કો મારી પ્રવીણસાગરે બારણું ઉઘાડી નાખ્યું. પેલી બાઈ ત્યાંથી અંદર ચાલી ગઈ. પ્રવીણે સુવર્ણાનો હાથ ઝાલી અંદર ખેંચી: "અંદર જા, ત્યાં જવાનો તને સંપૂર્ણ હક્ક છે. એ હક્કપ્રાપ્તિ માટે તેં કાંઈ ઓછું સહન કર્યું નથી. ચાલ, બારણાં બંધ કર્યે કાંઈ સંબંધ થોડો જ છૂટી જવાનો છે?"

ધ્રૂજતે ડગલે સુવર્ણા આગળ વધી. પ્રવીણે ઊંચું જોયું. બહારના ખંડમાં એક યુવાન ઊભો હતો. એની દૃષ્ટિમાં દુશ્મની દાખવતી આતુરતા હતી. પ્રવીણસાગરની નજર મળતાં જ એણે દૃષ્ટિ નમાવી દીધી. એ જ જમાઈ હોવા જોઈએ એમ માની, વસ્તુસ્થિતિ કળી જઈ, પ્રવીણે મુખમંડલ પર હાસ્ય આણ્યું: "જરા બારણું તો ઉઘાડો!

આમ રસ્તા પર ક્યાં સુધી ઊભો રાખશો ?"

યુવાન જરા ગુંચવાયો. પ્રવીણસાગરે સરસામાન તરફ આંગળી કરી: "આ બધું મુકાવી દો."

"ક્યાં ?" યુવાને પ્રશ્ન કર્યો.

"તમે જ વિલાસચંદ્ર ને ?" પ્રવીણે સામો પ્રશ્ન પૂછ્યો.

યુવાને ડોકું ધુણાવ્યું.

"હું સુવર્ણાનો પિતા છું" પ્રવીણસાગરે કહ્યું. "હું સુવર્ણાને મૂકવા આવ્યો છું. આ ચીજો યોગ્ય સ્થળે મુકાવી દો."

વિલાસ આભો બની તેમની સામે જોઈ રહ્યો. તેણે કશો જ ઉત્તર દીધા વગર શ્વશુરને વંદન કર્યાં: "આપ બેસો તો ખરા."

ઓશરીમાં એક પાટ પડી હતી. તેના પર ગાદીતકિયો પણ બિછાવેલો હતો. જોડેના ખંડમાં એક ટેબલખુરશી પડ્યાં હતાં. એ વિલાસનો અભ્યાસખંડ હતો. પ્રવીણસાગર એમાંથી જ ખુરશી બહાર ખેંચી કાઢી બેઠા. જમાઈ તરફ દૃષ્ટિપાત કરી પ્રવીણસાગરે પ્રશ્ન કર્યો: "શું ભણો છો ?"

"ઇન્ટર." વિલાસ આવા પ્રશ્નથી જરાક છેડાયો, પણ ઉત્તર દીધા વિના એને છૂટકો નહોતો.

પ્રવીણસાગર એને આગળ પૂછવા જતા હતા ત્યાં અંદરથી સુવર્ણાની ભયભરી ચીસ સંભળાઈ. તે ખુરશી પરથી એકદમ ઊભા થઈ ગયા. એ જ ઘડીએ સુવર્ણા બહાર દોડી આવી. એક પ્રૌઢા સાવરણી લઈ એની પાછળ પડી હતી.

પ્રવીણ એક જ કૂદકે ત્યાં પહોંચી ગયો. એણે પેલી સાવરણી ઝડપી લીધી. "આ શું કરો છો ?" તેણે રોષભરી ગર્જના કરી.

પ્રૌઢાએ મોં મચકોડી રાડ નાખી: "એ કાળમુખી મારે ઉંબરે ચઢી જ કેમ ? મારા ઘરમાંથી નીકળો, નહિ તો એને વાઢી નાખીશ."

પ્રવીણસાગરે સાવરણી એક ખૂણામાં ફેંકી દીધી. સુવર્ણાને બાજુએ ખેંચી એણે સંપૂર્ણ સુરક્ષિત કરી. "શું બોલો છો એનું કાંઈ ભાન છે?" તેણે પેલી પ્રૌઢાને કહ્યું. "એની મરતી માનું મોં જોવા ગઈ તેમાં તમારો શો ભયંકર અપરાધ કરી નાખ્યો?"

"રામ રામ રામ! જેવી પુત્રી એવો જ પિતા!" વિલાસનાં માતુશ્રી ગાંડાની પેઠે ગાજ્યાં. "એનું ચારિત્ર્ય મને સમજાવવા આવ્યા છો? ખરું ખોટું શું, તેનું અમને જાણે ભાન જ નહિ હોય! આટલાં વર્ષ ક્યાં સૂઈ ગયા હતા? આજ સુધી તો મેં એનો કોઈ બાપ દીઠો નહોતો. કુલીન કુટુંબની વહુઆરુ અર્ધી રાતે ઘર બહાર ભાગી જતી હશે? છતાં શો ગુનો છે એમ કયે મોઢે પૂછતા હશો? આપ કઈ દુનિયામાં રહો છો?"

"એ તમારે જાણવાની જરૂર નથી." સુવર્ણાના પિતાએ એટલી જ મક્કમતાથી ઉત્તર દીધો. "હવે સુવર્ણા પાછી આવી છે. એને રાખવી છે કે નહિ?"

"ના, ના, ના!" સુવર્ણાની સાસુએ હાથ હલાવી સાફ ઇન્કાર કર્યો. "તમારી દીકરીને લઈ મારા ઘરમાંથી ચાલ્યા જાઓ. મને ધમકાવનાર તમે કોણ?"

વિલાસ પણ એ વખતે બહાર આવી ઊભો હતો. "તમારો પણ એ જ મત છે ને?" પ્રવીણસાગરે રોષ દાબી એનું દિલ જાણવા માગ્યું.

વિલાસે એની માતા સામે જોયું. એ કાંઈક કહેવા જતો હતો, પણ મૌન સેવવામાં જ એણે ડહાપણ માન્યું. સુવર્ણા તો જમીન પર ફસડાઈ પડી રુદન કરી રહી હતી. વિલાસે એના તરફ રોષભર્યો દૃષ્ટિપાત કર્યો.

"કેમ, કશું જ કહેવાનું નથી?" પ્રવીણે ફરી પૂછ્યું. "એને તમે પરણ્યા હતા?"

"મારી માતાએ કહ્યું છે એમાં મારે કશું જ ઉમેરવાનું નથી." વિલાસે ઉત્તર દીધો. "તમારી દીકરીને તમે લઈ જઈ શકો છો."

"ઘણી જ ખુશીથી." પ્રવીણસાગર બોલ્યો. "તમારી સાથે મૂકી જવામાં જ મને દુઃખ થતું હતું. હજી વિચાર કરવો હોય તો કરી લો. તમારે આ છેવટનો જ નિર્ણય કરવાનો છે."

એમણે સુવર્ણાને જમીન પરથી ઉઠાડી. એના હાથ પરનાં લગ્નકંકણ પર એમણે ઘડી નજર નાખી. પછી તે ઝડપથી ખેંચી કાઢી વિલાસ તરફ ફેંક્યાં અને બોલ્યો : "મારી પુત્રી આજથી પતિવિહોણી થાય છે. કોઈ પણ સ્ત્રી માટીના ઢેફા સાથે પરણી શકે જ નહિ."

સુવર્ણાનાં લગ્નકંકણ ફેંકાતાં જોઈ વિલાસની બહેને ચીસ પાડી. એ વિલાસના મૃત્યુનું પ્રતીક હતું. પ્રવીણસાગર પુત્રીને લઈ બહાર ચાલ્યો ગયો. ગાડીવાળો બેઠક પર ઝોકાં ખાતો હતો. પ્રવીણે એને ગોદો મારી ઉઠાડ્યો: "ચાલ, ઊભો થા, આપણે પાછા જવાનું છે."

સુવર્ણા ડમણીમાં ચઢી. પ્રવીણસાગર પાછળ પાછળ ચાલવા લાગ્યો. એક આંચકા સાથે ડમણી ગતિમાન થઈ.

થોડી જ ક્ષણમાં તેઓ સરિતાતટે પહોંચ્યાં. સુવર્ણાને પાછી આવેલી જોઈ હોડીવાળો પણ વિસ્મિત થયો, પરંતુ એક પણ પ્રશ્ન પૂછવાની તેની હિંમત ચાલી નહિ. પ્રવીણસાગરનું ગંભીર વદન જોઈને જ એ સડક થઈ ગયો. ફરીથી સામાન હોડીમાં ચઢાવવામાં આવ્યો અને ડમણીવાળાને વિદાય કર્યો.

સુવર્ણા ફરી ટૂંટિયું વાળી હોડીમાં બેઠી. એની આંખોમાંથી આંસુની ધારા નીતરી રહી હતી. એના હૈયામાં તોફાન મચ્યું હતું. સ્ત્રીજીવનનું ભયંકર દુઃખવાદળ એના પર તૂટી પડયું હતું, એટલું જ એનું અણસમજું માનસ કળી શક્યું. સ્ત્રીને પતિ સિવાય કોઈ નોય સહારો નથી, એવું છેક નાનપણથી તેણે સાંભળ્યું હતું ને જોયું પણ હતું. આજે એનો એ સહારો તૂટી ગયો હતો. હવે એ ક્યાં જશે?

એના દિવસો કેમ જશે ? એણે ભાવિમાં ડોકિયું કરવા પ્રયત્ન કર્યો; અંધકાર સિવાય કશું જ એની નજરે પડયું નહિ. એની અનિચ્છા છતાં એની આંખોમાં આંસુનું પૂર ઊભરાયું. સ્ત્રી રડે અથવા વિધિને દોષ દે. બીજું શું કરે ?

પ્રવીણસાગર એને દિલાસો દેવા નજીક ગયો: "તું રડે છે શું કામ ? આ નિર્દય કસાઈઓથી છૂટી એથી તો ઊલટું તારે ખુશી થવું જોઈએ."

"હવે મારું શું થશે, બાપુજી ?" સુવર્ણાએ ડૂસકું મૂક્યું.

"કેમ વળી ? હવે તો ઘણુંય થશે." એના પિતાએ જરા હસીને કહ્યું. "હવે તો, તારા મૂર્ખાઈભર્યા લગ્ન પહેલાં જે પ્રકારની કેળવણી આપવા માગતો હતો તે પ્રમાણે શિક્ષણ આપવા હું યત્ન કરીશ. એ લોકોએ તને સ્વીકારી હોત તો તારે કશીયે નવાજૂની જોવાની નહોતી. આપણે જરા મોડી શરૂઆત કરવી પડશે એટલું જ. પરંતુ એનો કાંઈ ઇલાજ નથી. તારે હવે ગઈ ગુજરી ભૂલી જવી ને ભાવિ સુધારવા માટે તનમનથી પ્રયાસ આદરવો. કોઈ વાતમાં શંકા કરવી નહિ ને કોઈ વાતથી તારે ડરવું નહિ. કશા માટે તારે હર્ષશોક પણ કરવો નહિ."

સુવર્ણા વાતને બરાબર સમજી શકી નહિ. એના પિતા એને દિલાસો આપવા પ્રયત્ન કરી રહ્યા હતા, એટલી જ એને ગમ પડી. એ જીવતા છે ત્યાંસુધી એને આશ્રયસ્થાન છે, એમ સમજી એણે આંસુ લોઢી નાંખ્યાં ને શાંત થઈ. સદાને માટે જે કુટુંબનો એ ત્યાગ કરી રહી હતી એની સાથે એને કોઈ પણ સ્નેહબંધન સાંકળી રહ્યું નહોતું. માત્ર સામાજિક આપત્તિનો, નિરાધાર ને નિરાશ્રિત થઈ જવાનો, એને ભય હતો.

મણિપુર પહોંચ્યાં ત્યારે વાદળભરી સંધ્યાએ રાત્રિ વહેલી આણી હતી. આખુંય ગામ સૂમસામ બની ગયું હતું. પ્રવીણે અંધકારમાં

નજર ફેંકી હોડીવાળાને પૂછ્યું, "દીવોબીવો મળશે? આવા અંધારામાં ચાલવું પણ શી રીતે?"

હોડીવાળા પાસે એક ભાંગલું ફાનસ હતું. પ્રકાશ કરતાં એમાંથી ધુમાડો વધારે નીકળતો. બીજો દીવો મળી શકે તેમ નહોતો એટલે અત્યારે જે મળે તે સોના જેવું માનવાનું હતું. હોડીવાળાએ દીવો સળગાવ્યો ને તેમણે કિનારા પર પગ મૂક્યો. ડમણી મેળવવાની આશા જ વ્યર્થ હતી. એમણે બૂમો પાડીને એકાદ બે વૈતરા બોલાવ્યા. પ્રવીણ પુત્રીનો હાથ પકડી આગળ વધ્યો. ગામડાના માર્ગમાં કોઈ માણસ ફરકતું નહોતું એ વાત પ્રવીણને રુચી. એને કોઈની જોડે વાત કરવાનું દિલ પણ નહોતું: સુવર્ણા કેમ પાછી ફરી એ માટે એને કાંઈ ખુલાસો કરવો નહોતો.

સુવર્ણાની માસી ઘરમાં એકલી જ હતી. ઘરની ભૂતાવળ દૂર રાખવા એણે કોડિયામાં દીવો સળગાવ્યો હતો. ઘરના મોટા ભાગમાં અંધારું હતું. રસોઈ તૈયાર રાખી એ પથારીમાં પડી હતી. પ્રવીણસાગર આવવાનો હતો એટલે એની આંખ મળી નહોતી. સામાન્ય રીતે તો વેવાઈને કોઈ તરત જ પાછું ન ફરવા દે: એકાદ દિવસ તો જરૂર રોકે; પરંતુ સુવર્ણાના સાસરિયા તરફથી એવી આશા હતી જ નહિ, એટલે સુવર્ણાની માસીએ થોડુંક રાંધી મૂક્યું હતું. ચૂલામાં દેવતા પણ બુઝાવ્યો નહોતો. એ પ્રવીણસાગરની વાટ જોઈ રહી હતી. વિલંબ થવાથી એને ઉચાટ પણ થવા લાગ્યો હતો. નારાયણીના અવસાનને હજી ઝાઝા દિવસો થયા નહોતા, એ વિચારે પણ એનું દિલ મૂંઝાતું હતું. સંસારમાં જીવતાં હોય ત્યાંસુધી સ્નેહબંધનો ગાઢાં હોય, પરંતુ અવસાન બાદ સ્નેહીઓનો એક પ્રકારનો ભય લાગે છે. નારાયણીનું ભૂત દેખા દે તો? એ વિચારે બિચારી વિધવા અકળાઈ રહી હતી.

એકાએક બારણું ખખડ્યું. પ્રવીણ પાછો ફર્યો હશે? કેવા ખરાબ માણસો! એને ઘડીભર આશાયેશ પણ લેવા દીધી નહિ. ઘરમાં

પગ મૂકતાં જ એ પાછો વળ્યો હશે.

"જરા ઊભા રહેજો," તે બોલી. "હું દીવો સળગાવી લાવું. કોડિયું બહાર લાવીશ તો હોલવાઈ જશે."

એણે ઓશીકા નીચેથી દીવાસળી કાઢી ફાનસ સળગાવ્યું. ધ્રૂજતા દેહ પર એણે સાડીને મજબૂત વીંટીને બારણું ઉઘાડ્યું. "અંદર આવો, કેવું ખરાબ!" સુવર્ણાને જોતાં એની જીભ જ સિવાઈ ગઈ; વાક્ય પણ પૂરું કરી શકી નહિ.

પ્રવીણસાગરની પાછળ મજૂરો સામાન લઈ આવ્યા. પ્રવીણે તેમને સૂચના આપી: "આ બાજુ મૂકો."

સામાન ગોઠવી, મજૂરી લઈ તેઓ ચાલતા થયા. હોડીવાળો પણ પોતાનું ભાગેલું ફાનસ લઈ વિદાય થયો. પ્રવીણ અંદર આવી સુવર્ણા પાસે બેઠો.

"શું થયું?" તેની સાળીથી પૂછ્યા વિના ન રહેવાયું. "સુવર્ણાને પાછી કેમ લઈ આવ્યા?"

પ્રવીણસાગર નીચું જોઈ બેઠો હતો, તેણે ઊંચું જોયા વિના જ જવાબ વાળ્યો: "એ લોકોએ એને ન રાખી."

એક હાથ પર મોં ટેકવી સુવર્ણાની માસીએ અભિપ્રાય આપ્યો: "કેવા ભયંકર માણસો? કસાઈ પણ આનાથી સારા હોય. હવે એ બિચારીનું શું થશે?"

"સારું જ થશે." પ્રવીણે તુરત જવાબ વાળ્યો. "ત્યાં રહી હોત તો એને કૂતરાનું જીવન જીવવું પડત."

એની સાળીને એનાં વચનોમાં સમજ પડી નહિ. તે બોલી: "ખરી વાત છે, ભાઈ! એ લોકો કહેવાનાં જ ખાનદાન છે. ઠીક, થવાનું થઈ ગયું; હવે હાથપગ ધોઈ ખાવા ચાલો."

આખા દિવસના બનાવોથી બાપદીકરી એટલાં તો કંટાળી

ગયાં હતાં કે એમને ખાવાનું જરાય દિલ નહોતું; એટલે ખાવાનું હતું તેય વધી પડ્યું. સુવર્ણાએ પથારીઓ કરી, પાણી ભરી લાવી પલંગ નીચે મૂક્યું અને પૂછ્યું: "મચ્છરદાની નાખવી છે, બાપુજી?"

પ્રવીણસાગરને હસવું આવ્યું. "ના, બેટા! મને મચ્છરદાની ફાવતી નથી. તેનાથી મને ઊંઘ જ ન આવે. અને એની સાળી તરફ જોઈ કહ્યું: "છોકરી કામગરી લાગે છે."

"છે જ," સાળીએ ઉત્તર દીધો." નહિ તો પેલી ડાકણ એને ક્યારનીયે ખાઈ ગઈ હોત. એક રીતે કઠોર સાસુઓ આશીર્વાદ બની રહે છે—એમનો ત્રાસ વહુઓને જીવવા દે તો."

"માનવતા દાખવી કામ ન લેવાય?" પ્રવીણે પૂછ્યું.

સુવર્ણાની માસીએ ઘડીક મૂંગાં રહી પૂછ્યું: "મારે કાલે જવાનું શું? આ વરસાદે મારા ઘરને પણ ધૂળધાણી કરી નાખ્યું હશે."

"હું પણ કાલે જવાનો છું, એટલે તમે પણ જજો."

"તમે મુંબઈ જાઓ છો?" તેણે આતુરતા દાખવી.

"હા." પ્રવીણસાગરે ટૂંકામાં પતાવ્યું.

: ૬ :

બીજે દિવસે સવારથી જવાની ધમાલ મચી રહી. સુવર્ણાની માસીએ ઝટપટ નાસ્તો તૈયાર કરી નાખ્યો. પ્રવીણસાગર અને સુવર્ણાને જમાડી લીધાં. ભૂખે પેટે મુસાફરી થાય નહિ એ સિદ્ધાંતથી એણે પણ થોડુંક પેટમાં નાખી લીધું. એને તો એક નાનકડો ડબ્બો જ લેવાનો હતો. પ્રવીણ ને સુવર્ણાને વધારે તૈયારીઓ કરવાની હતી. વતનમાં હવે પાછા આવવાનું જ રહ્યું નહોતું એટલે તેઓ કશું જ રહેવા દેવા માગતાં નહોતાં. જેટલું સાથે લેવાનું હતું એ બધું જ સુવર્ણાએ બાંધી લીધું, બાકીનો સામાન એક પાડોશીને સુપરત કરવામાં આવ્યો. ઘર કોઈને ભાડે આપવા પ્રવીણસાગરનો વિચાર હતો, પરંતુ આટલી ઉતાવળમાં કાંઈ પત્તો ખાય તેમ નહોતું, એટલે મુંબઈ જઈ પત્રવ્યવહારથી બધું નક્કી કરવાનું ઠરાવ્યું. અત્યારે તો એક વાળંદને નજર રાખવાનું કહ્યું અને દેખરેખ રાખવા બાર મહિને ચાર રૂપિયા એનું મહેનતાણું ઠરાવ્યું.

સુવર્ણાની માસીને એમને ગામ પહોંચવા સારુ પૂર્ણા ઓળંગવાની નહોતી એટલે તે એક ડમણીમાં રવાના થયાં.

માસીને વિદાય દેતાં સુવર્ણાને રડવું આવી ગયું. સુવર્ણાના જાણીના જગતનું છેલ્લું સ્વજન વિદાય લેતું હતું. આજે એ દુનિયાને સુવર્ણા પણ છેલ્લા નમસ્કાર કરવાની હતી. એનાં બીજાં સ્વજનો તો ક્યારનાં-ય વિદાય લઈ ચૂકયાં હતાં. એની વહાલસોયી માતા એને પાછી મળનાર નહોતી. પિતાને સુવર્ણા પૂરી પિછાનતી નહોતી. એમનું ગંભીર વદન ને જ્ઞાનની વાતો સાંભળી સુવર્ણા લેવાઈ જતી. એ હવે બાલક નહોતી. એને તેર વર્ષ થયાં હતાં. એ મૂર્ખ પણ નહોતી. એના બાપ એકલા જ એના સગામાં બાકી રહ્યા હતા. એ જ એના શુભેચ્છક હતા, છતાં માસીબાથી છૂટા પડતાં વિષાદછાયાથી એનું દિલ છવાઈ ગયું અને એ રડી પડી.

એનાં માસીબાની આંખમાં પણ આંસુ આવી ગયાં, તે લૂછતાં લૂછતાં તેમણે કહ્યું: "તમને શું કહું, ભાઈ! સાપના ભારા જેવી આ દીકરીને સંભાળતાં તમને કેટલુંયે વીતશે? હાય! કેવે અકાળે એની માતાનું અવસાન થયું?"

"રડીશ નહિ, બહેન!" તેમણે સુવર્ણાને કહ્યું. "રડવાથી શો ફાયદો? તારું કિસ્મત પાધરું હશે તો તારાં સાસરિયાં તને બોલાવી લેશે. પ્રભુમાં શ્રદ્ધા રાખજે ને તારે લીધે તારા પિતાને જરાય દુઃખી થવા દઈશ નહિ."

પ્રવીણ કશું જ ન બોલ્યો. એના મુખમંડળ પર કટુતા છવાઈ. સુવર્ણા રડતી રડતી પાછી વળી અને એની માસીબાની ડમણી ચાલુ થઈ.

પછી તેમણે પણ તૈયારીઓ કરવા માંડી. સરસામાન વધારે હતો એટલે એમને ગાડું કરવું પડ્યું. કેટલાંક પાડોશીઓ એમને વિદાય દેવા એકઠા થયાં; એમને વંદન કરી પ્રવીણસાગર પુત્રીને લઈ ગાડામાં ચઢી બેઠો, અને પેલા વાળંદને ઘરની કૂંચી સુપરત કરી. સુવર્ણા મસ્તક નીચું કરી બેસી રહી. આજે એના જીવનનું એક પ્રકરણ પૂરું

થતું હતું. અજ્ઞાત ભાવિ એની વાટ જોઈ રહ્યું હતું. એ કોઈ સાથે નજર મિલાવી શકી નહિ. એનું હૈયું આક્રંદ કરી રહ્યું. એના પિતાનો એને સહારો હતો, પરંતુ એમના વિષે તેને ખોટા ખ્યાલો બંધાઈ ગયા હતા. એની . માતા પણ એમની વાત કદી છેડતી નહોતી. એની માતા ને મામાઓ સામાન્ય રીતે પ્રવીણ વિષે વાતો કરતાં નહિ, પણ કોઈક વખતની તેમની વાતચીત પરથી એના પિતા ખરાબ હતા, એમનો રાહ પવિત્ર નહોતો, એવું ઘણું ઘણું એણે તારવ્યું હતું. એ ગમે તેવા હોય છતાં હવે તે એમને પાને પડી હતી, એટલે એ નભાવી લીધા સિવાય એને બીજો કોઈ માર્ગ નહોતો.

પૂર્ણાના સામે કિનારે એક નાનું રેલવે સ્ટેશન હતું. હોડીમાંથી ઊતરી તેમણે સામાન માટે એક ગાડું કરી લીધું. લાંબા પ્રવાસ પછી તેઓ સ્ટેશને પહોંચ્યાં. મુંબઈની ગાડી આવવાને હજી એક કલાકની વાર હતી.

આ સ્ટેશન એક નાનકડા ગામડાનું હતું. ઉતારુઓ પણ થોડા હતા. એનું પ્લેટફૉર્મ રાતી કાંકરીનું હતું. પતરાંની છાપરી બનાવી વિસામો લેવાનું સ્થળ બનાવ્યું હતું. એક બે બાંકડા પડ્યા હતા છતાં સુવર્ણાને તો નવાઈ લાગી. " કેટલાં બધાં માણસો ! " તેણે વિચાર્યું. " આ બધાં ક્યાં જતાં હશે ? કેટલી ધમાલ ! પેલો ફેંટાવાળો કોણ હશે ? કેવું વિચિત્ર એ બોલતો હતો ! પેલી બાઈનો પોષાક કેવો છે ? "

પ્રવીણસાગર ટિકિટો ખરીદવામાં ને સરસામાનની વ્યવસ્થામાં રોકાયો હતો. એણે મુંબઈ તાર પણ કરી દીધો. તમામ કામકાજથી પરવારી એ સુવર્ણા નજીક આવી બેઠો; પણ એ તો પેલી બાઈ સામે જ જોઈ રહી હતી.

" આ બાઈ ક્યાંની હશે ? " તેણે પિતાને પૂછ્યું.

પ્રવીણસાગર હસ્યોઃ " કોઈ હિંદુસ્તાની બાઈ તેં જોઈ જ નથી ? મુંબઈમાં તો બધી જાતનાં માણસો તારી નજરે પડશે."

સુવર્ણાનાં નયનમાં ચમક આવી. અત્યાર સુધી એના દિલ પર લોખંડી વજન પડ્યું હતું. એ હસવાનું પણ વિસરી ગઈ હતી. ઘણાં વર્ષો પહેલાં એક વાર એ જોરથી હસી પડી હતી ત્યારે એનાં સાસુજીએ એને ઊધડી લઈ નાખી હતી. ત્યારપછી સુવર્ણા ફરીયે હસી નહોતી. એને હસવાના ઝાઝા પ્રસંગો પણ મળતા નહોતા.

હવે નવજીવનના ઉંબરે તે ઊભી હતી, છતાં એના મગજનો ભાર ઓછો થયેલો જણાતો નહિ. એના પિતા ગંભીર હતા, પરંતુ એના એકેએક સવાલનો ઉત્તર દેતા. કદીક એ હસી જતી તો એની બત્રીસી તોડી પાડવાની એ ધમકી આપતા નહોતા. એનો ભય ને વસવસો દૂર થઈ જશે એમ તેને લાગતું હતું.

એવામાં ગાડી આવતી જણાઈ. એમાં એને બેસવાનું હતું. એનું દિલ તો ભયથી ડરી જ ગયું. લોખંડી રાક્ષસ સામે નજર કરતાં જ એ શિયાવિયા થઈ ગઈ. એણે કદી એવી ચીજ જોઈ નહોતી કે ટ્રેનમાં બેઠી નહોતી. પિયેર કે સાસરે એ હોડીમાં ગયેલી એટલું જ. કોઈ પણ વાહન આટલા વેગથી દોડી શકે એવી એને કલ્પના પણ નહોતી.

પ્રવીણે એનો ખભો હલાવી જાગ્રત કરી: "શું જુએ છે? જલ્દી બેસી જા. ગાડી અહીં ત્રણ જ મિનિટ ઊભી રહે છે."

સુવર્ણા ચમકી ઊઠી. તેના પિતાની સાથે દોડી, પણ દરેક ડબામાં ભીડ હતી. ક્યાં બેસવું? ટ્રેન ત્રણ મિનિટ જ રોકાતી હતી. જગા મળશે કે નહિ? ગાડી ઊપડી તો નહિ જાય?

એના પિતાએ એક ડબાનું બારણું ઉઘાડી નાખી કહ્યું: "અંદર ચઢી જા, જલ્દી કર." એમના ટેકે સુવર્ણા જેમ તેમ કરી અંદર ચઢી ગઈ. મજૂરોએ એમનો સામાન અંદર નાખવા માંડ્યો. સુવર્ણા તો ચિંતા ને નિરાશાથી ધૂંધવાઈ રહી હતી. મજૂરોએ પણ સામાન વચમાં જ નાખ્યો હતો, એટલે પ્રવીણસાગરથી અંદર અવાય તેમ

નહોતું. ગાડી ઊપડી. તે ગભરાઈ ગઈ. આખા ડબ્બામાં સુવર્ણા એકલી જ સ્ત્રી હતી. બીજા બધા પુરુષ ઉતારુઓ હતા. હવે શું થશે? એના પિતા રહી જાય તો?"

પરંતુ તુરત એની ચિંતાનો અંત આવ્યો. એક મજૂરને દૂર હઠાવી પ્રવીણસાગર ચાલતી ગાડીએ અંદર ચડી આવ્યો અને એ જ મિનિટે ગાડીએ વેગ પકડ્યો.

એક વૃદ્ધ સૂતો હતો, તે સુવર્ણાને અંદર આવતી જોઈ બેઠો થયો અને બિસ્ત્રો સંકેલી તેણે સુવર્ણાને બેસવા માટે જગા કરી આપી. સુવર્ણા ત્યાં બેઠી, પણ એના પિતા અંદર આવી બેઠા ત્યારે જ એના જીવમાં જીવ આવ્યો.

"આમ ગભરાય છે કેમ?" તેના પિતાએ તેની બાજુમાં બેસતાં કહ્યું: "પુષ્કળ જગા છે. જરા આડા થવું હોય તો થા. રાત્રે આઠ વાગે આપણે મુંબઈ પહોંચીશું."

"તમે મુંબઈ જાઓ છો?" પેલા વૃદ્ધે પ્રવીણને પ્રશ્ન કર્યો.

"હા." પ્રવીણે ટૂંકો જ ઉત્તર દીધો. પેલા વૃદ્ધને વાર્તાલાપ વધારવાની ઇચ્છા હતી, પરંતુ પ્રવીણ બહુ વાતોડિયો નહોતો. ઓળખીતા જોડે પણ એ બહુ જ ઓછું બોલતો. અજાણ્યા આગળ તો એની જીભ જ સિવાઈ જતી. એટલે પેલા વૃદ્ધને ટૂંકા ઉત્તરથી પતવી મોં ફેરવી તે બારીની બહાર જોવા લાગ્યો અને જરા પણ હિલચાલ કર્યા વિના એક જ સ્થિતિમાં તે બે કલાક બેસી રહ્યો. માત્ર એક વાર સુવર્ણાને ખાવાનું લેવા પૂછ્યું હશે.

સુવર્ણાને તો કાંઈ ખાવું નહોતું. નવી દુનિયા જોવાની હોંશમાં ને હોંશમાં એ ભૂખતરસ ભૂલી ગઈ હતી. એની આંખોમાં આખો આત્મા રેડી તે બારી બહારનાં દૃશ્યો જોઈ રહી હતી. દુનિયા વિષે ઘણી વાતો સાંભળી હતી, પરંતુ એમાંની કોઈ ચીજ એણે નજરે નિહાળી નહોતી. મણિપુર ને ભીમપોર—પિયેર અને સાસરું: એ બે

ગામમાં જ એના જગતની પરિસમાપ્તિ થઈ હતી. એની પેલે પાર આવી દુનિયા હશે તેનો એને ખ્યાલ પણ નહોતો. વળી તે આવી અજબ સુંદર હશે તેનું પણ એને ભાન નહોતું. આશ્ચર્ય ને આતુરતાથી એનું દિલ ઊભરાતું હતું. હજી શું નવું જોવાનું હશે એ કલ્પનાએ એનું હૈયું નાચી ઊઠતું હતું.

વચ્ચે આવતાં સ્ટેશનોએ ટ્રેન ઊભી રહેતી ત્યારે સુવર્ણાના આશ્ચર્યનો પાર રહેતો નહિ. કેટલાં બધાં માણસો? કેટલી બધી ધમાલ! આ જગતમાં જુલમી સગાંવહાલાં ને કઠોર પતિ સિવાય બીજી ઘણી ચીજો હતી, પણ એ ચીજોનો એને બિલકુલ ખ્યાલ નહોતો: છતાં એના ભાવિજીવનના આ અજાણ્યા મહેમાનોના સ્વાગત માટે એ અજાણતાં તૈયારી કરી રહી.

ચાલુ ગતિ ને ચક્રોના અવાજથી એની આંખ ઘેરાતી હતી એ જોઈ એના બાપે પ્રશ્ન કર્યો:

"ઊંઘ આવે છે ને, સુવર્ણા?"

પેલા વૃદ્ધ ઉતારુને ફરી બોલવાની તક મળ્યાથી હર્ષ થયો જણાયો. "હા, હા. નાની છોકરીને સૂવા દો. એ ખૂબ જ થાકી ગઈ હશે. હું સામેની પાટલી પર બેસું છું." પોતાની ચીજો સંકેલી તે બીજી બેઠક પર જઈ બેઠો. પ્રવીણસાગર જરા દૂર થયો એટલે સુવર્ણાને આડા થવાની જગા થઈ. અને એ આડી થઈ કે તરત જ એની આંખ મળી ગઈ.

એમના પ્રવાસનો અંત નજીક આવતો હતો. શહેરની અસંખ્ય દીપાવલિથી અજવાળેલું આકાશ દૂરથી જોઈ શકાતું હતું. જાણે ગૌરવભર્યો કોઈ કિરણ ધ્વજ આકાશમાં ઊંચે ફરકી રહ્યો હતો. પ્રવીણે સુવર્ણાને ઉઠાડી: "આપણે ઊતરવાનું આવ્યું."

સુવર્ણા ચમકી બેઠી થઈ ગઈ. એની આંખોમાં હજી પણ નિદ્રાનું ઘેન હતું. આવી પ્રકાશજ્યોતિ ને ધમાલ શાથી જણાતી હતી? એને

જરા મૂંઝવણ થઈ.

"શું આવ્યું, બાપુજી?" તેણે પૂછ્યું.

"સેંટ્રલ સ્ટેશન!" તેના પિતાએ ઉત્તર દીધો. "બહુ જ મોટું છે, નહિ?"

સુવર્ણા મોઢું વકાસી ચોમેર જોઈ રહી. આવી વિશાળ જગા એણે કદી જોઈ નહોતી. એની આંખો કહ્યું કરતી નહોતી. કાન ઘૂમ બની ગયા હતા. આવા સ્થળમાં એને રહેવાનું હતું? એના ગામના કેટલા લોકોએ આવું સ્થાન જોયું હશે? કદી ભવિષ્યમાં મણિપુર જવાનું થશે તો એ બધાંને આ સ્થળની હકીકત કહેશે, ત્યારે બધાં કેવાં દિગ્મૂઢ બની જશે, એ ભાવનાથી એ ગૌરવવંતી બની.

ટ્રેન પ્લેટફૉર્મ પર આવી ઊભી કે ફરીથી એના અંગેઅંગમાં ભયની કંપારી છૂટી. આવા જનસાગરમાં એને ભળી જવાનું? એને બધાં ક્યાં તાણી જશે? એના કાન પણ અવાજથી બહેરા બની જતા હતા.

પ્રવીણે તેની સામે જોયું. એના દિલની ગડભાંગ તે સમજી ગયો: "મૂંઝાઈશ નહિ, મજુરોને સામાન ઉતારવા દે. પછી આપણે ઊતરીશું. ગભરાવાનું કાંઈ કારણ નથી."

સુવર્ણા બેઠકના એક ખૂણામાં લપાઈ ગઈ. મજૂરો અંદર ઘૂસી આવી સામાન બહાર કાઢવા લાગ્યા. પ્રવીણે સરસામાન ગાડીમાં મૂકવા ફરમાવ્યું. ભીડ ઓછી થયેલી જણાઈ એટલે પુત્રીનો હાથ ઝાલી તે ટ્રેનમાંથી ઊતર્યો. હજી છૂટાં ચાલવાની સુવર્ણામાં હિંમત આવી નહોતી. ખૂબ જ ગભરાટમાં તે એના બાપુના હાથને વળગી રહી.

"આટલી બધી મૂંઝાય છે શું કામ?" તેના પિતાએ પૂછ્યું. "મુંબઈથી આટલું બધું ડરવાનું શું? ભવિષ્યમાં કદાચ તારે વિલાયત પણ જવું પડે."

સુવર્ણા એક અક્ષર પણ બોલી નહિ. વિલાયતમાં તો સાહેબલોકો રહેતા હતા એ તે જાણતી હતી. એથી વધારે એને જ્ઞાન નહોતું.

પરંતુ એની એને ઓછી ભડક નહોતી. મુંબઈથી જ એ એટલી મૂંઝાઈ ગઈ હતી કે ઇંગ્લૅન્ડના પ્રવાસની તો એ કલ્પના પણ કરી શકે તેમ નહોતી.

જેમ તેમ એને બહાર ખેંચી લાવી પ્રવીણસાગરે તેને ગાડીમાં બેસાડી. તેને લાગ્યું: "વિક્ટોરિયા કેવી ઝડપથી દોડે છે ?"

આશ્ચર્યભરી નજરે સુવર્ણા ચોમેર દૃષ્ટિપાત કરી રહી હતી. આવી વિશાળ દુનિયા કદી એની નજરે પડી નહોતી. પ્રવીણના ઘર આગળ ગાડી ઊભી રહી, છતાં સુવર્ણાને નીચે ઊતરવાનું દિલ થતું નહોતું.

એ મકાન ત્રણ માળનું હતું. ભોંયતળિયે ને પહેલે માળ ભાડૂતો હતા. બીજે માળ બે ખંડ હતા પણ રસોડું નહોતું, તેથી એ લાંબો વખત ખાલી રહ્યો હતો. કોઈ પણ કુટુંબને રસોડા વિના કેમ ચાલે ?

પહેલે માળે બીજા ભાડૂતો જોડે હવે તે રહી શકે તેમ નહોતું. જુદું ઘર લેવું મુશ્કેલ ને ખર્ચાળ હતું. એટલે એને ને સુવર્ણાને આ બે ખંડો હરેક રીતે માફક આવે એમ હોઈ, બાજુના લૉજના મેનેજર પર તાર કરીને પ્રવીણસાગરે તે ભાડે રાખી લીધા હતા. પ્રવીણ-સાગર આવતાં જ મેનેજર ત્યાં હાજર થયો.

પ્રવીણસાગરનો બધો સરસામાન ત્યાં ગોઠવી દેવામાં આવ્યો હતો. બીજા ખંડમાં પલંગ ને લૂગડાંનો ઘોડો હતો. આ રાચરચીલું નવું જ આણેલું જણાતું હતું. નીચે લૉજના માણસો નિદ્રાવશ થયેલા જણાતા હતા. કેટલાક બહાર લટાર મારવા નીકળી પડ્યા હતા એટલે મેનેજર ને નોકરોએ જ પ્રવીણસાગર ને સુવર્ણાનું સ્વાગત કર્યું.

"આ બે ચીજો આપને માટે ખરીદી આણી છે—" મેનેજરે ખુલાસો કર્યો. "બહેનને તકલીફ ન પડે એવા વિચારથી."

સુવર્ણા ચમકી. 'બહેન'નું સંબોધન તો એ વર્ષોથી વીસરી ચૂકી હતી.

"સારું કર્યું !" પ્રવીણે ઉત્તર દીધો. "હું તો એ લખવાનું જ

ભૂલી ગયો. હવે તમારે ખોટી થવાની જરૂર નથી. તમે જાઓ, માણસો અમારે જોઈતી ચીજો આણી આપશે."

મેનેજર વિદાય થયો. નોકરોએ સરસામાન છોડી વ્યવસ્થિત રીતે ગોઠવ્યો. એ ખંડમાં જુદી જુદી પથારીઓ કરી, એટલામાં ખાવાનું ઉપર આવ્યું. આસનો મૂકી ખાવાનું પીરસી દીધું. પાણીના પ્યાલા મૂક્યા. પછી હુકમની વાટ જોતા ઊભા.

સુવર્ણા આવી ખિદમતથી ક્યારનીયે અજાણી બની ગઈ હતી. એ ખૂબ જ ઉલ્લાસમાં હતી, છતાં હજી સંકોચ અનુભવતી હતી. "એનું ભાવિ કેવું જશે?" એના દિલમાં હજી ગડભાંગ થતી હતી.

## : ૭ :

**સવાર** થતાં અગાઉ કેટલાય સમય પહેલાં વિશાળ શહેરમાં પ્રાણ પૂરતો અવાજ નવા આવનારને વહેલાં જગાડી મૂકે છે. એવા જ કોઈ અવાજે સુવર્ણાની નિદ્રા ઉડાડી મૂકી. ચમકીને એ પથારીમાં બેઠી થઈ ગઈ. આંખ ઉઘાડતાં તો એ ભુલાવામાં પડી. પોતે બેઠી હતી એ સ્થાનને પણ પિછાની શકી નહિ. બધું જ એને નવું ને અજાણ્યું લાગ્યું. બીજી જ ક્ષણે એની સ્મૃતિ તાજી થઈ. પોતે ક્યાં હતી તેનું એને ભાન થયું. ધીમે ધીમે તે ખંડ બહાર આવી, નીચેની શેરીમાં નજર કરતી ઊભી. ત્યાં તો વિવિધ પ્રકારનાં માણસો ઊભરાતાં હતાં. અનેક પ્રકારનાં વાહનોની અવરજવર ચાલુ હતી. સુવર્ણાએ આવું દૃશ્ય કદી જોયું નહોતું. જગતમાં આટલા બધા પ્રકારનાં મનુષ્યો રહેતાં હશે એવું એને સ્વપ્નુંય આવ્યું નહોતું. એના પુરાણા જીવનમાં એના કલ્પનાતરંગો ઉડવાવાનીયે એને ફુરસદ નહોતી. દમદાટી ને ભયથી એ દબાઈ ગઈ હતી : એનું હૈયું કોચવાઈ ગયું હતું. એક પશુની પેઠે એ ગદ્ધાવૈતરું કરતી ને પશુની પેઠે જ મૂંગે મોઢે દુઃખ વેઠતી : શ્રમ ને દુઃખ સિવાય એના જીવનમાં કશાનું અસ્તિત્વ નહોતું.

નીચે વહી રહેલા માનવપ્રવાહ તરફ નજર નાખતી એ અર્ધોએક કલાક ઊભી રહી. પછી તે પોતાના ખંડમાં પાછી વળી. સવારે આળસુ બેસી રહેવાની એને ટેવ નહોતી, પરંતુ અહીં તો કશું જ કામ નહોતું. એ શું કરે? એના પિતાના ખંડમાં એણે ડોકિયું કર્યું. હજી એ ઘસઘસાટ ઊંઘતા હતા. એના ખંડની બાજુમાં જ એક નાનકડી 'બાથરૂમ' હતી. સાધારણ રીતે ત્યાં પાણી આવતું નહિ; પરંતુ ઉપરની ટાંકી વીજળીના પંપથી ભરવામાં આવતી. આજે એ ખંડમાં વાસ થયેલો હોવાથી નોકરોએ એ ટાંકી ભરી દીધી હતી. નળમાંથી પાણી ટપકતું જોઈ સુવર્ણાએ અંદર જઈ હાથ મોં ધોઈ નાખ્યાં. પછી બધાં જૂનાં લૂગડાં એકઠાં કરી તે બાથરૂમમાં જઈ નિરાંતે ધોવા લાગી. એને કામ મળ્યું એટલે તે આનંદમાં આવી ગઈ હતી.

એ પોતાના કાર્યમાં તલ્લીન બની ગઈ હતી, ત્યાં એના પિતાના સાદે એ ચમકી ઊઠી: "શું કરવા માંડ્યું છે?" તેના પિતાએ પૂછ્યું. "આટલા વહેલાં ભીંજાવાની શી જરૂર પડી?"

"ગાડીમાં મેલાં થયેલાં લૂગડાં ધોઉં છું, બાપુજી!" તે બોલી.

"એવાં તો કેટલાંય લૂગડાં બગડશે." પ્રવીણે ઉત્તર દીધો. "એમ કેટલાં ધોઈશ? બધાં વોશીંગ કંપનીમાં મોકલી આપીશું. ચાલ, ભેજમાંથી બહાર નીકળ."

પરંતુ કામ અધૂરું મૂકી ઊઠવા સુવર્ણા કદી ટેવાયલી નહોતી. ધોયેલાં લૂગડાં નીચોવી નાખી તે બહાર આવી. "આ કપડાં ક્યાં સૂકવું, પિતાજી?"

એવામાં એક નોકર ચા લઈ ઉપર આવ્યો. "આને આપી દે" પ્રવીણે સુવર્ણાને સૂચના કરી. "શંકર, આ લૂગડાં ગમે ત્યાં સૂકવી નાખ."

શંકર ચાદાનીને એક ટીપાઈ પર ગોઠવી, સુવર્ણા પાસેથી ભીનાં લૂગડાં લઈ નીચે ચાલ્યો ગયો.

"મોઢું ધોયું ?" પ્રવીણસાગરે સુવર્ણાને પૂછ્યું. "ચાલ, ચા પી લઈએ."

આશ્ચર્યભરી નજરે સુવર્ણા તેના પિતા સામે જોઈ રહી: "હું તો ચા કદી પીતી નથી."

"ભલે, આમાંથી જે ભાવે તે લે." તેના બાપે કહ્યું, "આમ ઊભી શું રહે છે ? આવ, અહીં બેસ."

સુવર્ણાને એના બાપ આગળ આવી ઊભા રહેવું પડયું. સવારે નાસ્તો લેવાની એની ટેવ તો ક્યારનીયે છૂટી ગઈ હતી. જાતે નાસ્તો લે તે પહેલાં દરેકને નાસ્તો આપવાની એના પતિને ત્યાં એની ફરજ હતી. એટલે છેક બપોરે જ એ ખાવા પામતી. એનાં સાસુજી યુવાન પુત્રવધૂઓને નવરી બેસી રહેવા દેવામાં માનતાં નહોતાં. નવા જમાનાના વિચારોને એ ધિક્કારતાં. એમનું બચપણ ને જુવાની એક ખૂબ જ કડક સાસુના હાથ નીચે વીત્યાં હતાં, એટલે સુવર્ણા પર તેનું એ જાણે વેર લઈ રહ્યાં હતાં. લાંબે ગાળે વૃદ્ધાવસ્થામાં આવા શિક્ષણથી ખૂબ લાભ હતો એવું તે માનતાં.

પ્રવીણસાગરે એક ખુરશી નજીક ખેંચી: "આના પર બેસ. શું ખાવું છે ? પાઉં–બીસ્કીટ–કેઈક–શું લઈશ ?"

"આ બધું તો કોઈ મુસલમાને બનાવ્યું હશે !" સુવર્ણાએ નાક ચઢાવ્યું.

એના પિતા ગંભીર બન્યા: "હશે કદાચ. પણ હવે એવી બધી સુગ છોડી દેવાની. આજે તો હું આગ્રહ કરતો નથી, પણ તારે એવા ગામડિયા વિચારો હવે છોડી દેવા પડશે. તારે શું ખાવું છે એ તું કહે. મીઠાઈ ને ફળ ખાવાં હોય તો એ લે. બોલ શું મંગાવું ?"

પ્રવીણે થોડી મીઠાઈ ને ફળ મંગાવ્યાં. સુવર્ણા તો એ લેવા પણ તૈયાર નહોતી. એના બાપુજી ગુસ્સે થશે એવું તેને લાગ્યું, એટલે ધીમેથી મીઠાઈની રકાબી નજીક ખેંચી તે ખાવા લાગી. એની આંખમાં આંસુ ઊભરાઈ આવ્યાં.

"તારે માટે દૂધ મંગાવું ? તું ચા પણ નથી પીતી ?" તે ખાઈ રહી એટલે તેના બાપે પૂછ્યું.

" ના. બાપુજી," તે બોલી : "મારે કશું જ જોઈતું નથી. હવે મને ભૂખ નથી." તે પ્યાલારકાબી ને ચાદાની દૂર મૂકવા ગઈ.

"રહેવા દે, રહેવા દે," પ્રવીણ બોલ્યો. "શંકર હમણાં બધું ઠીક કરી દેશે. હવે હું જરા બહાર જાઉં છું. કદાચ મને મોડું થશે. એ દરમિયાન તું શું કરીશ ? એકલા આખો દિવસ અહીં પસાર કરવો મુશ્કેલ પડશે. મારી સાથે બહાર આવીશ ?"

"હા, બાપુજી ! મને અહીં એકલા મૂકી જશો તો મને ભય લાગશે. આખો વખત નોકરો ઉપર આવે ને જાય, અને હું એકલી. એકાદ બાઈ હોત તો પણ ઠીક પડત."

"તેં ઠીક યાદ દીધું," તેના પિતા બોલી ઊઠ્યા. "હું હમણાં જ કોઈ બાઈ માટે તપાસ કરું છું. તને રોજ સાથે લઈ જવી કેમ પાલવે ?" એવામાં શંકર ચાનાં વાસણો લેવા આવ્યો તેના તરફ ફરી પ્રવીણે કહ્યું : "શંકર, એક બાઈ શોધી લાવ ! સુવર્ણા પાસે તેને આખો દિવસ રહેવાનું ને એ જે કામ સોંપે તે કરવાનું. રાત્રે એને ઘેર જશે તો હરકત નથી."

"જરૂર સાહેબ !" શંકર વાસણો ગોઠવતાં બોલ્યો. "એક બાઈ મારી ધ્યાનમાં છે. હું તપાસ કરીશ. એને પગાર શું આપશો ?"

"પહેલાં મારી પાસે તો લાવ : રૂબરૂ બધું નક્કી કરીશું." પ્રવીણે કહ્યું. "આજ છાપું કેમ નથી આવ્યું ? એક ગુજરાતી છાપું પણ લઈ આવ. તું વાંચી શકે છે ને સુવર્ણા ?"

"વાંચતાં તો મને આવડે છે," જરા શરમાઈને સુવર્ણા બોલી. "સાવરણી હોત તો હું ખંડ વાળી નાખત."

"પછી શંકર શું કરશે?" તેના પિતાએ ઉત્તર દીધો. "હવે આપણે બહાર જવું જોઈએ. તારે માટે કપડાં લાવવાં છે, બીજી કેટલીયે ખરીદી કરવી પડશે. તારે માટે લાવવાની ચીજોની મને ગમ પણ નથી. તને તો એનો ખ્યાલ જ ક્યાંથી હોય? અહીંનું કોઈ ઓળખીતું હોત તો ઠીક પડત."

"હમણાં કાંઈ ખરીદી કરવાની જરૂર નથી, બાપુજી" સુવર્ણા બોલી. "અહીંના કોઈ ઓળખીતા સિવાય ખર્ચ કરવું નકામું છે. મારી પાસે ઘણીયે સાડીઓ છે. બાની બધી જ સાડીઓ નવી છે. એ તો કદી પહેરતી જ નહિ. એટલે હમણાં કશું ખરીદવાની જરૂર નથી."

"ભલે, સાડીઓ નહિ ખરીદીએ, પણ બીજું તું શું લાવી છે તે તો મને જોવા દે. શરૂઆતમાં મારે બહુ રખડપટ્ટી કરવી પડશે."

શંકર છાપાં લઈ આવ્યો. પ્રવીણે ગુજરાતી છાપું સુવર્ણા તરફ ફેંક્યું: "વાંચ, એમાંથી દેશદેશાવરની ઘણી માહિતી મળશે."

સુવર્ણા વાંચવા લાગી પણ તેને ઝાઝી સમજ પડી નહિ. દેશાવર વિષે તેણે કશું જ સાંભળ્યું નહોતું. અંદર છાપેલા બનાવો તે સમજી પણ શકી નહિ; પરંતુ અજ્ઞાન છુપાવવા તેણે વાંચ્યા જ કર્યું.

"કોઈ વાર્તાની ચોપડી હશે?" થોડી વાર પછી તેણે પ્રશ્ન કર્યો.

દીકરીને વાંચવાનો શોખ જોઈ પ્રવીણને હર્ષ થયો. "મારી પાસે તો હાલ એકે નથી, પરંતુ નીચે કોઈની પાસે જરૂર હશે. હું તપાસ કરી આવું," એમ કહી તે નીચે ગયો.

નીચે પુસ્તકો તો ઘણાં મળ્યાં, પણ ગુજરાતી ગ્રંથો થોડા જ હતા. તેમાંય વળી વાર્તાનું પુસ્તક તો વિરલ જ હતું. કોઈનેય પુસ્તકો માટે પડી નહોતી. એ લોકો તો વર્તમાનપત્રોમાંથી રમતગમતના

અહેવાલો ને સિનેમાની જાહેર ખબરો વાંચી સંતોષ માનતા. કેટલાક અંગ્રેજી નવલકથાઓ વાંચવાના શોખીન હતા, પરંતુ રિવાજ મુજબ તેમના મિત્રો પુસ્તકો વાંચવા લઈ જતા ને કદી પાછાં આપી જતા નહિ. એટલે કોઈ પુસ્તક હાથ ચઢે તેમ નહોતું. લાંબી તપાસને અંતે પ્રવીણને કેટલાંક જૂનાં ગુજરાતી માસિકો મળ્યાં ને ભોગીન્દ્રરાવની એક નવલકથા મળી. એનાથી સંતોષ મેળવી પ્રવીણે સુવર્ણાને કહ્યું: "હમણાં તો આ હાથ ચઢ્યું છે તે વાંચ. બહારથી નવાં પુસ્તકો ખરીદી લાવીશું."

"આટલું શું ઓછું છે, બાપુજી?" સુવર્ણાએ ઉત્તર દીધો. "વધારે પુસ્તકોનું શું કામ છે?"

સુવર્ણામાં મહત્ત્વાકાંક્ષાની આવી અણધારી ઊણપ જોઈ પ્રવીણને જરા લાગી આવ્યું. "આટલાં પુસ્તકથી શું થાય!" તે બોલ્યો. "હવે તો તારે નિયમિત અભ્યાસ કરવો પડશે. હવે તું કાંઈ નાની નથી. સાસરે તેં કશું જ વાંચ્યું નથી? તારી બાએ તો તને માત્ર શરૂઆત જ કરાવી હતી."

"ના. બાપુજી, મને વાંચવાની ફુરસદ જ મળતી નહિ." સુવર્ણા બોલી. "મારાં સાસુજીના ભયથી હું કોઈ પણ પુસ્તકને સ્પર્શ કરી શકતી નહિ. મારા હાથમાં પુસ્તક નજરે પડે તો એ મારી ધૂળ જ કાઢી નાંખે. સ્ત્રીના હાથમાં પુસ્તક હોય તેને એ અમંગળ લેખતાં. સ્ત્રીને ભણીને પંડિત થવાની કાંઈ જરૂર નથી. 'અમે તો કશુંય ભણ્યાં નથી: અમારાથી શું નથી જીવાતું?' એમ તેઓ કહેતા."

"જેવા જેના સંસ્કાર!" તેના પિતાજી બોલ્યા. "હવે એ વાત જવા દે. અંદરથી સાંકળ વાસી આ વાંચવા પ્રયત્ન કર. હું જરા બહાર જઈ આવું. જરા પણ મૂંઝાવાની જરૂર નથી. એકાદ કલાકમાં તો હું પાછો આવીશ."

સુવર્ણાને મૂંઝવણ તો થતી જ હતી, પરંતુ એ વાંધો લઈ શકી

નહિ. એના પિતાજી બહાર ગયા. બારણે સાંકળ વાસી સુવર્ણા માસિકો લઈ બેઠી. પરંતુ લાંબા સમય સુધી તેને વાંચવું ગમ્યું નહિ, એટલે પુસ્તકો બાજુએ મૂકી તેણે તેની બાની ટ્રંક ઉઘાડી વ્યવસ્થિત કરવા માંડી. એની માતાની સ્મૃતિ તાજી થઈ આવવાથી તેનાં નયનમાં નીર ઊભરાયાં. પેટી પર માથું મૂકી એ રડવા લાગી.

એકાએક કોઈએ બારણું ખખડાવ્યું. સુવર્ણા ગભરાઈને ઊભી થઈ ગઈ. 'કોણ હશે?' નોકરોથી એ ખૂબ જ ગભરાતી હતી. ગામડામાં રહ્યે રહ્યે એણે શહેરના નોકરોની ઘણી ઘણી વાતો સાંભળી હતી કે, દરેક પ્રકારના ગુના કરવા તેઓ સમર્થ હતા. એણે બારણાની ફાટમાંથી બહાર નજર કરી. શંકર એક બાઈ સાથે ઊભો હતો. બાઈને જોઈ સુવર્ણામાં હિંમત આવી. તેણે બારણું ઉઘાડી કહ્યું: "બાપુજી બહાર ગયા છે."

"રાધાને મેં બજારમાં જોઈ એટલે એને અહીં તેડી લાવ્યો. રાધા, શેઠ સાહેબ આવે ત્યાંસુધી તું અહીં બેસ. હજી મારે બજારનું કામ બાકી છે. પાછો રસોઈઓ ધમાલ કરી મૂકશે."

શંકર નીચે ગયો એટલે રાધા અંદર આવી. સુવર્ણા બારણાને સાંકળ મારવા જતી હતી, તેને રાધાએ રોકી. "બારણું વાસવાની કાંઈ જ જરૂર નથી, બહેન! હું તમારી સાથે જ છું ને! તમે મુંબઈ પહેલવહેલાં આવ્યાં જણાવ છો."

સુવર્ણા પલંગ પર બેસતાં બોલી: "હા, હું પહેલી જ વાર મુંબઈ આવી છું. તું પહેલાં અહીં કામ કરતી હતી?"

"હા. થોડા દિવસ કર્યું હતું. પણ નીચે એકલા પુરુષો જ રહે છે, એટલે બાઈ માણસને કામ કરતાં ફાવતું નથી."

"કેમ?" સુવર્ણા ચમકી. "બધા ખરાબ માણસો હોય છે?"

"ના, ના. એવું નહિ. હું એમ કહેતી નહોતી." રાધાએ જીભ

કરડી. " બધાય સજ્જનો છે, પરંતુ એમને મરદ નોકરની જરૂર હતી એટલે હું શંકરને મારી જગાએ લાવેલી. એ મારા ગામનો જ છે. "

" તારું ગામ કયું ? અમારા મણિપુર ગામથી કેટલું દૂર છે ? " સુવર્ણાએ પૂછ્યું.

" અમે એ બાજુનાં નથી, બહેન ! અમારું ગામ તો અહીંથી ઘણું દૂર છે. અમારે ત્યાં રેલગાડી નથી. ક્યાંઈ જવું હોય તો પગે ચાલીને જવું પડે. "

સુવર્ણાને રાધા જોડે ફાવશે એમ લાગ્યું. એ ગામડાની હતી, એ સુવર્ણાને ગમ્યું. શહેરના લોકો એને અજાણ્યા લાગતા. એના બાપ પણ એને પારકા જણાતા. સુવર્ણા એમની સાથે બોલવાની પણ હિંમત કરી શકતી નહિ. એને બોલવાની ગમ પણ નહોતી. સુવર્ણાને એમની વાત ગમતી નહિ. એણે તો ગામડાનું જીવન જોયું હતું. હવે તેણે એ સાદા જીવનને હંમેશ માટે તિલાંજલિ આપી દીધી હતી. કદાચ વખત જતાં એ પણ આ શહેરી લોકો જેવી પલટાઈ જશે, પરંતુ તે નવજીવનની શરૂઆત કરતી હતી, એ વિચારે એને જરાક આનંદ પણ થયો.

પ્રવીણસાગર થોડીવારમાં પાછો ફર્યો. રાધાને જોઈ તે બોલી ઊઠચો: " તું ? તેં પહેલાં અહીં કામ કર્યું હતું, નહિ ? "

" જી હા ! " મને કેમ બોલાવી હતી ? "

" અહીં ખાસ કામ તો નથી. " પ્રવીણ બોલ્યો. " પરંતુ મારી દીકરી સાથે આખો વખત રહેવાનું : જે કામ હોય તે કરવાનું. મારે વારે ઘડીએ બહાર જવાનું એટલે એની જોડે કોઈ જોઈએ ને ? "

" હું છું ત્યાં સુધી બહેનને ઊની આંચ નહિ આવવા દઉં. એ તો શું કરીએ ? પેટના બળ્યા નોકરી કરવી પડે. બાકી અમે હલકા ઘરનાં નથી. શેઠ, પગાર શું આપશો ? "

"પગારનું પછી થઈ પડશે. તું રહે તો ખરી!"

રાધાએ ન બોલવામાં સાર દીઠો. પ્રવીણ કાંઈ અગત્યના કાગળો લખવા બેઠો એટલે તે સુવર્ણા સાથે બીજા ખંડમાં વાતે વળગી. નોકરોએ બધું કામ કરી નાખ્યું હતું એટલે કશું કામ બાકી નહોતું.

પ્રવીણ સુવર્ણાને લાંબો વખત મુંબઈ રાખવા માગતો નહોતો. મુંબાઈ કાંઈ બહુ દૂર નહોતું, એટલે એના શ્વશુર પક્ષનાં માણસો પણ હરકત કર્યા વિના રહે નહિ. એમણે રોષમાં સુવર્ણાને હાંકી કાઢી હતી, પરંતુ એને પાછી બોલાવ્યા વિના એમને ચાલે તેમ નહોતું. પ્રવીણ કાંઈ સાવ ગરીબ નહોતો; વળી સુવર્ણા એની એકની એક દીકરી હતી. ટૂંક મુદતમાં જ વિલાસ સુવર્ણાને તેડવા આવવાનો; પરંતુ એ કસાઈઓને ઘેર પોતાની પુત્રીને ફરીથી કદી ન મોકલવાનું પ્રવીણે મન સાથે નક્કી કર્યું હતું.

## : ૮ :

**સુવર્ણાને** મુંબાઈ આવ્યે એકાદ અઠવાડિયું વીતી ગયું, એટલામાં તો એણે ઘણો અનુભવ મેળવ્યો. હવે એ ટ્રામ કે બસ સામે આંખો ફાડી જોઈ રહેતી નહિ. પરદેશી લોકો ને તેમના વિચિત્ર પહેરવેશોથી હવે એ ટેવાઈ ગઈ હતી. રાધા નોકર હતી છતાં શહેરની છોકરીઓ કેમ રહેતી ને કેવાં વસ્ત્રો પહેરતી એ તે સારી રીતે જાણતી હતી. એણે ઘણાં સંસ્કારી કુટુંબોમાં નોકરી કરી હતી. સુવર્ણા એની પાસેથી બધું શીખવા પ્રયત્ન કરતી.

સાંજ પડવા આવી હતી. પ્રવીણસાગર બહાર જવાની તૈયારી કરતા હતા. સુવર્ણા બીજા ખંડમાં રાધા પાસે માથું ઓળાવતી હતી. આજે એક મિત્રને ત્યાં જવાનું તેમણે નક્કી કર્યું હતું.

" મારાથી બનતી સજાવટ કરી છે, પરંતુ હજી મને સંતોષ થતો નથી. " રાધાએ કામ પતાવી કહ્યું. " હું ગાંધી સાહેબને ત્યાં હતી. એમની છોકરીઓ સુંદર વેણી ગૂંથતી અને ચોટલાનો અંબોડો તો તેઓ કદીયે વાળતી નહિ. "

" એમના વાળ છૂટા ન થઈ જતા ? " સુવર્ણાએ પૂછ્યું.

" જરાય નહિ. " રાધા બોલી. " તેઓ માથાની પીનો વાપરતાં.

એ પીનો પણ અનેક જાતની આવે છે. કેટલીક કચકડાની, કેટલીક ધાતુની ને અનેક ભાતની. મેં તો એ બધામાં ધ્યાન આપેલું નહિ, નહિ તો આજે મુશ્કેલી ન પડત."

"તૈયાર થઈ કે સુવર્ણા?" પ્રવીણે પોતાના ખંડમાંથી જ પ્રશ્ન કર્યો.

"હા, પિતાજી! તૈયાર જ છું." અને સુવર્ણા ઝડપથી ઊભી થઈ 'બાથરૂમ'માં મોં ધોવા દોડી.

મોં ધોઈ તે જલદી બહાર આવી. કઈ સાડી પહેરવી તેની તેને ગમ પડી નહિ. સાડી કેવી રીતે પહેરવી તેની પણ તેને ગમ નહોતી. પ્રવીણ તેને માટે ઘણી નવી ચીજો લઈ આવ્યો હતો, એ બધી વાપરતાં પણ એને આવડતું નહોતું. રાધાએ એને મદદ કરવા માંડી. "તને ફાવે એવી રીતે પહેર ને! અહીં પણ કોઈ બૂટ પહેરતું નથી; ચંપલ પહેરી લે, ચાલશે. આજે જ્યાં જઈએ ત્યાંથી નવું શીખી આવજે."

સાદી રીતે જ સાડી પહેરીને સુવર્ણા એના પિતા જોડે નીકળી પડી. "તને બોલાવે ત્યારે યોગ્ય ઉત્તર દેજે. છાનીમાની બેસી ન રહેતી." દાદર ઊતરતાં તેના પિતાએ સૂચના કરી. "તારાં સાસુજીના નિયમો અહીં લાગુ પડતા નથી. અહીં તો બધાં જ બોલે છે."

સુવર્ણાને બોલતાં ખરેખર ભય લાગતો હતો. માથે સાત ટપલીઓ પડે તોય નવોઢાએ બોલવું જોઈએ નહિ. ક્યાં બોલવું ને ક્યાં ન બોલવું તે ન સમજવાથી એણે ઘણું ઘણું સહન કર્યું હતું. એટલે બીજાં આગળ તે કદી છૂટથી બોલી શકતી નહિ. એનાં સાસુજી કે નણંદને એ ઉત્તર દેતી તો એને ટપલી ખાવી પડતી. વિલાસને એ ઉત્તર ન દેતી તોપણ એની ટપલી ખાવી પડતી. આમ બે પક્ષો વચ્ચે બિચારી સુવર્ણા બોલવાનું પણ ભૂલી ગઈ હતી.

પ્રવીણે ભાડાની ગાડી કરી લીધી. રસ્તામાં રાજમાર્ગની બંને

બાજુએ આવેલાં વિશાળ મહાલયો ને મોટી મોટી દુકાનો સામે સુવર્ણાની નજર જડાઈ રહી. છેવટે મુખ્ય રાજમાર્ગ પરથી એની ગાડી એક ગલીમાં વળી અને જમણી બાજુએ જ બે માળના એક મકાન આગળ પ્રવીણસાગરે ગાડીવાળાને ઊભા રહેવા સૂચના આપી.

મુખ્ય દ્વાર બંધ હતું. પ્રવીણે સાંકળ ખખડાવી કે એક બાલકે આવી તે ઉઘાડયું. પ્રવીણસાગરને જોતાં જ તે છોકરાએ કહ્યું: "બાપુજી બહાર ગયા છે."

"પણ બીજાં તો ઘરમાં છે ને? તારી બા ક્યાં છે?" પ્રવીણે પૂછ્યું.

"રસોડામાં. અંદર આવોને!"

પ્રવીણે ગાડીવાળાને ઊભા રહેવા સૂચના કરી ને સુવર્ણા સાથે ઉપર ચડવા માંડયું. પહેલે માળે ફક્ત ત્રણ જ ખંડો હતા, પરંતુ જરા જેટલી જગા નકામી પડી નહોતી.

પેલો છોકરો એમને એક નાનકડા ખંડમાં લઈ ગયો ને ત્યાં બેસવા વિનંતિ કરી. ત્યાં બે ત્રણ ખુરસીઓ ને એક મોટો પલંગ પડ્યો હતો. પલંગ પર એક છાપેલી ચાદર હતી. પ્રવીણ ખુરસી પર બેઠો ને સુવર્ણા પલંગ પર બેઠી.

એવામાં મંગળા તેમના સ્વાગત માટે દોડી આવી. "બેસો ને બરાબર." તેણે પ્રવીણસાગરને સંબોધન કર્યું. "કામ કરનારી બે દિવસથી જતી રહી છે એટલે મારે એકલે હાથે બધું કરવું પડે છે."

"ત્યારે તો તમને તકલીફમાં મૂક્યાં."

"વાહ ભાઈ, કામ કરનારી ન હોય એટલે મહેમાને આવવું જ નહિ? હમણાં જ ચોખા ઓર્યા છે તે બચુ જોઈ લેશે. એમ તો મને એ ઘણી મદદ કરે છે."

"આ સુવર્ણા, મારી દીકરી!" પ્રવીણે ઓળખાણ કરાવી,

"તમારી સાથે એને માટે હું થોડીક વાત કરવા આવ્યો હતો."

"એમ કે?" તે બોલી. "તમે તો કહેતા હતા ને કે સુવર્ણા ચૌદ વર્ષની છે? આ તો અગિયાર વર્ષની બાળક લાગે છે. આપણી અનિલા પણ એની વયની જ છે ને? પણ એ કેવી મોટી દેખાય છે?"

એના બાપુજીના ઇશારે સુવર્ણાએ ઊઠી મંગળાને વંદન કર્યું. મંગળાએ વહાલથી સુવર્ણાનું મસ્તક પસવાર્યું ને તેને પોતાની નજીક બેસાડી. "મારી પાસે બેસ. બેટા, અહીં તારી સાથે વાતો કરે એવું કોઈ નથી. મારે ચાર નાના દીકરા છે, પણ તેઓ એવી ધમાલ કરી મૂકે છે કે ન પૂછો વાત. એકાદ દીકરી હોત......"

પ્રવીણસાગર એ સાંભળી હસ્યાઃ "આપણા દેશ કરતાં તમે જુદી જ વાત કહી. ત્યાં તો દરેકને દીકરા જોઈએ છે: કોઈને દીકરીઓ ગમતી જ નથી."

"એનું કારણ ત્યાંના સંજોગો છે" મંગળાએ ઉત્તર દીધો. "એમને દીકરીઓ નથી જોઈતી, કારણકે દીકરીઓને લીધે એમને ઘણું ઘણું સહન કરવું પડે છે, નહિ તો દીકરી માતાને તો વરદાન જેવી છે. મારે ચાર દીકરા છે પરંતુ મારું ઘર જાણે પોલીસ-લાઈન. આખો દિવસ તેઓ બહારના બહાર. પાસે બેસનાર પણ અહીં કોઈ મળે નહિ. મને તો અહીંથી દૂર દૂર ભાગી જવાનું દિલ થાય છે. શરીર સહજ નરમ હોય તોપણ પાણીનો પ્યાલો કોઈ પાનાર નહિ. બે ઘડી પાસે બેસે પણ કોણ? આ નાનો બચુ હજી ઘરમાં રહે છે એટલું સારું છે, નહિ તો આ ઘર મને ક્યારનુંયે અકારું બની ગયું હોત."

"ત્યારે તો તમારે જાહેર સભાઓ ભરી વિરોધ ઉઠાવવો જોઈએ" પ્રવીણે કહ્યું. "તમારા અનુભવથી સમાજના વિચારો પલટાય તો કેવું સારું?"

"પણ ભાષણ કરવાનો વખત ક્યાંથી લાવું?" મંગળા હસીને બોલી. "આ ઘરમાંથી જ મને નવરાશ ક્યાં મળે છે? આજે કાગ

કરનારી ન હોય, તો કાલે રામો વિદાય થયો હોય! મારે મોટી દીકરી હોય તો કેટલી નિરાંત! મારું ઘર પણ કેવું સુંદર રહે? મને તો તમારી અદેખાઈ આવે છે. મારું ચાલે તો તમારી દીકરીને હું મારી જ બનાવી લઉં."

સુવર્ણા તો વિસ્મિત દિલે આ બધી વાતચીત સાંભળી રહી હતી. આવાં વચનો એણે કદી સાંભળ્યાં નહોતાં. દીકરીની વાંછના રાખનાર પણ હોઈ શકે છે એવું એને સ્વપ્નુંય આવ્યું નહોતું. દીકરીઓ નકામી હોય છે, માતાપિતાને દુઃખ દેવા જ તેઓ જન્મી હોય છે, એવું છેક નાનપણથી એણે સાંભળ્યું હતું. આજે જીવનમાં પહેલી જ વાર એણે દીકરીની જરૂરિયાત પારખનાર દીઠાં. આજે પહેલી જ વાર દીકરીની ઝંખના કરનારનું અસ્તિત્વ પારખ્યું. મંગળાબહેન માટે સુવર્ણામાં પૂજ્ય-ભાવ ઊભરાયો. એને પોતાની માતા યાદ આવી. એ સુવર્ણાને ખૂબ જ ચાહતી હતી, એને લાડ પણ લડાવતી, પરંતુ સામાન્ય દીકરીઓ માટે તો એની માન્યતા બીજાના જેવી જ હતી. સુવર્ણાની માશીનો પણ એવો જ અભિપ્રાય હતો. સુવર્ણા મંગળાબહેન સામે આશ્ચર્યથી જોઈ રહી: એની પ્રતિભાથી અંજાઈ.

"મારું ચાલે તો હું અત્યારે જ આ દીકરી તમને આપી દઉં." પ્રવીણ બોલ્યો. "એથી મને કેટલી નિરાંત થાય? હું તો પુસ્તકિયા કીડો ગણાઉં. મને છોકરાં ઉછેરવાની શી ગમ! મારે આને ઉત્તમમાં ઉત્તમ કેળવણી આપવી છે. તે તદ્દન સ્વતંત્ર બને ને કોઈના પર આધાર રાખવાની તેને જરૂર પડે નહિ. પરંતુ એને ક્યાં રાખવી ને એની કેળવણીની શી વ્યવસ્થા કરવી, તેની મને સમજ પડતી નથી. હું મૂંઝાઈ ગયો છું."

"ખરેખર, વાત તો જરા વિચાર કરવા જેવી છે." મંગળા બોલી. "તમારી દીકરી એટલી મોટી થઈ ગઈ છે કે તેને કોઈ શાળામાં મૂકી શકાય તેમ નથી. નાનાં છોકરાંમાં એને ફાવે પણ નહિ.

તમે એક ખાનગી શિક્ષક રાખી લો તો ઠીક. જરાક રાગે પડે એટલે તેને શાળામાં મૂકજો."

"ખરી વાત છે." પ્રવીણે કહ્યું. "તમે કહો છો તેમ એને માટે તાબડતોબ એક ખાનગી શિક્ષક રાખી લઈશું. પણ એને રાખવી ક્યાં એ જ એક પ્રશ્ન છે. મારે એને મુંબઈ તો રાખવી જ નથી. તેનાં અનેક કારણો છે. મારે એને એવી જગાએ રાખવી છે કે જ્યાં એને વીતેલું તમામ દુઃખ તે વિસરી જાય. મારું કામકાજ મુંબઈ રહ્યું એટલે હું મુંબઈ છોડી શકું તેમ નથી, પરંતુ સુવર્ણાને તો મારે મુંબઈથી દૂર જ રાખવી છે."

એ જ પળે ઘરધણી શ્રીપતરાય આવી પહોંચ્યા. "બચુને રસોડામાં જોયો ત્યારથી જ મને લાગ્યું હતું કે મહેમાનો આવ્યા હશે." તેઓ અંદર આવતાં જ બોલ્યા. "આ તમારી દીકરી કે?"

સુવર્ણાએ જાતે ઉભા થઈ શ્રીપતરાયને વંદન કર્યું.

"બેસી જા, બહેન!" તે બોલ્યા. "તારું નામ શું?"

"સુવર્ણા!" નીચું મસ્તક રાખી સુવર્ણાએ જવાબ દીધો.

"તમે તો નવા જમાનાના છો," શ્રીપતરાય બોલ્યા. "તમારી છોકરીને આવું જૂના જમાનાનું નામ કેમ આપ્યું છે?"

"એ નામ મેં પાડ્યું નથી." પ્રવીણે ઉત્તર દીધો.

"એના જૂના જીવનની દરેક ચીજ તમે ફેરવી નાખવા માગો છો તો એનું નામ પણ કેમ બદલી નાખતા નથી? એમ કરશો તો એનું નામ સાંભળીને પણ એનાં સાસરિયાં એને પિછાની શકશે નહિ." મંગળા બોલી.

"એ વાત ઠીક છે." પ્રવીણે સંમતિ દાખવી. "મેં અટક બદલી નાખવાનો વિચાર કર્યો જ હતો. હવે નામ પણ બદલી નાખીએ. એનું નવું નામ શું પાડીશું? તને કયું નામ ગમે છે; બહેન?"

સુવર્ણાને હસવું આવ્યું. એના પિતા કેવા રમૂજી હતા. લૂગડાં પેઠે નામ તે વળી બદલાતું હશે? છતાં એમને નામ બદલવા ઇચ્છા હોય તો સુવર્ણાને કશી જ હરકત નહોતી. એને પોતાના નામ માટે વધારે મમત્વ હતું જ નહિ.

"તમારી ઇચ્છામાં આવે એ નામે મને બોલાવો ને!" તેણે ઉત્તર દીધો.

"ચાલો, હું એનું નામ પાડું!" મંગળાબહેન બોલી ઊઠ્યાં, "મને સુમિત્રા નામ ગમે છે. મારે દીકરી હોત તો હું તેનું નામ સુમિત્રા જ પાડત."

"સુમિત્રા નામ સારું છે." પ્રવીણ બોલ્યો. "સુમિત્રા નામ રાખવાથી એને સુવર્ણા તરીકે કોઈ ઓળખી પણ શકશે નહિ. હવે એને ક્યાં રાખવી તે વિચારીએ."

"મને એક જગ્યા જડે છે." મંગળાબહેન બોલ્યાં. "તમે પણ એ લોકોને સારી રીતે ઓળખો છો: જરા દૂર છે એટલું જ."

"મને એની કાંઈ ના નથી." પ્રવીણ બોલ્યો. "મને તો દૂર હોય તેમ વધારે સારું લાગે. તમે કઈ જગ્યાની વાત કરો છો?"

"હું દિલ્હીનો વિચાર કરતી હતી" તે બોલ્યાં. "મારા ભાઈને ત્યાં તમે તમારી દીકરીને મૂકો. વળી અનિલા પણ ત્યાં છે. તમારી દીકરીની એ સરસ બહેનપણી બની શકશે. વળી દરેક રીતે ત્યાં સગવડ પણ મળશે."

"હા. એ સ્થાન ઘણું જ સગવડભર્યું છે" શ્રીપતરાય બોલ્યા. "તમારે તમારી દીકરીને સ્વાશ્રયી ને સ્વતંત્ર બનાવવી છે એટલે દિલ્હી ઘણું જ અનુકૂળ થઈ પડશે. વળી દિલ્હી એવું સ્થળ છે કે ગમે તેવા માણસમાં હોશિયારી આવી જાય. અહીં ગુજરાતમાં આપણી દીકરીઓ જરા પોચી હોય છે; જ્યારે ત્યાંનું વાતાવરણ જ જુદું છે. અનિલા

*કેવી મરદ જેવી થઈ ગઈ છે? લાઠીલકડી પણ એ ફેરવી જાણે છે. જાતે મોટર હાંકે છે : ગજબ છોકરી છે."*

"મારે પણ મારી દીકરીને એવી જ બનાવવી છે." પ્રવીણ બોલ્યો. "તમારા ભાઈ મારી દીકરીને એમને ઘેર રાખવા કબૂલ થાય તો મારા પર મોટો ઉપકાર થાય. પરંતુ તમારાં ભાભી નથી એટલે કદાચ કબૂલ ન પણ થાય. એક છોકરી સાચવવી મુશ્કેલ હોય. ત્યાં બીજી ક્યાં સંઘરે?

"એ કારણને લીધે જ તે કબૂલ થશે." મંગળાબહેન બોલ્યાં. "એમની દીકરીને એક બહેનપણી મળે તેથી એ ઘણા રાજી થશે. અનિલા એકલી હોવાથી એના પિતાને ખૂબ ખૂબ ચિંતા થાય છે. બહારગામ જવાનું હોય ત્યારે તે ખૂબ મૂંઝાય છે અને તે વખતે શું કરવું તેની એમને સમજ પડતી નથી. મોટી છોકરીને એકલી મૂકી એ શી રીતે જઈ શકે? સુવર્ણા ત્યાં જશે તો બે બહેનોને ઘણું જ ફાવશે. એમનું મકાન પણ વિશાળ છે, નોકરચાકરની પણ ખોટ નથી; એટલે તેમને કોઈ વાતે હરકત આવશે નહિ. કેળવણી માટે પણ ત્યાં દરેક જાતની સગવડ છે. શો અભ્યાસ કરવો તેનો વિચાર પાછળથી થઈ રહેશે."

"મેં એ વિચાર કરી રાખ્યો છે." પ્રવીણે કહ્યું. "દાક્તરીલાઈન સુવર્ણા માટે સારી છે. સ્ત્રીઓ એ ધંધામાં સારું કમાઈ શકે છે, એટલે હું એને તેનો પૂરેપૂરો અભ્યાસ કરાવીશ."

"ત્યારે આજે જ ત્રિભુવનભાઈને લખી નાખો." શ્રીપતરાય બોલ્યા. "હું પણ આજે લખીશ. મને તો લાગે છે કે તેઓ આ વાત વધાવી જ લેશે. એમનો જવાબ આવે કે તુરત તમારે દિલ્હી ઊપડી જવું. અત્યારથી જ તૈયારી કરવા માંડો ને! સુમિત્રાને નવાં નવાં ગામ પણ જોવાનાં મળશે."

સુમિત્રા નામ જરા નવું નવું લાગતું હતું છતાં સુવર્ણાએ એ ફેરફાર વધાવી લીધો. સુવર્ણા કરતાં એ નામ કાંઈ ખોટું નહોતું.

એક રીતે એ મીઠું પણ લાગતું હતું. દરેક રીતે નવી જ વ્યક્તિ બની જવું હોય તો નવું નામ પણ તેણે ધારણ કરવું જ જોઇએ.

થોડીક વધારે વાતોચીતો કરી પ્રવીણસાગર ઘેર જવા ઊઠ્યા, પરંતુ ચા નાસ્તા વિના એમના યજમાન કાંઈ એમને જવા દે એમ હતા ? "સુવર્ણા આજે પહેલીવાર મારે ઘેર આવી છે. મીઠું મોં કરાવ્યા વિના એને પાછી જવા દેવાય જ નહિ."

નાના બચુને થોડી મીઠાઈ લેવા મોકલ્યો. ઘેર ચા બનાવી. દરેકે ચા નાસ્તાને ઇન્સાફ આપ્યો. પછી મહેમાનો વિદાય થયા. સુવર્ણાએ શ્રીપતરાય ને તેમનાં પત્નીને વંદન કર્યાં. શ્રીપતરાયનાં પત્ની એને ખૂબ જ ગમી ગયાં. કેળવાયલી સ્ત્રીઓ દંભી, એકલ-સૂરી અને પતરાજીખોર હોય છે; આખો દિવસ ખુરસીમાં બેસી રહે; મડમડી બની ખાવાપીવામાં સંયમ ન રાખે, વગેરે અનેક વાતો તેણે સાંભળી હતી. હવે તેને એ બધું હડહડતું જૂઠાણું લાગ્યું.

ઘેર આવી સુવર્ણાએ રાધાને તમામ હકીકત કહી. "ઘણું સારું થયું," રાધાએ અનુમતિ આપતાં કહ્યું. "તમે કેળવણી લઈ ડૉક્ટર થશો. અમારા માળામાં એક લેડી ડૉક્ટર રહે છે. એમની કમાણીનો પાર નથી. એમને કોઈ પુરુષની પડી નથી, ઊલટું એના પૈસા માટે ઘણાંય પતંગિયાં મરી પડે છે."

: ૯ :

**સુવર્ણાને** આજે બિલકુલ ફુરસદ નહોતી. એને દિલ્હી ભણવા જવાનું હતું. બધી વાત નક્કી થઈ ગઈ હતી. ત્રિભુવનભાઈએ પ્રવીણ-સાગરને ઉત્તર લખ્યો હતો. સુવર્ણા એમને ત્યાં જાય એ વાત તેમણે વધાવી લીધી હતી. અનિલાએ પણ સુવર્ણાને જુદો પત્ર લખ્યો હતો. સુવર્ણા એનો પત્ર પૂરો સમજી પણ શકી નહિ. પરંતુ એ લોકો ઘણાં સારાં હતાં ને પોતે એમને ત્યાં જશે તો એમને ઘણું ગમશે એટલું તો તે સમજી શકી.

બીજે દિવસે દિલ્હી જવાનું હતું. પોતાનો સામાન ગોઠવવા એ મચી રહી હતી. પ્રવીણસાગર જોઈતી ચીજો ખરીદવા બજારમાં ગયા હતા. શ્રીપતરાયનાં પત્નીએ સુવર્ણા માટે ઘણી ઘણી ચીજોની યાદી કરી આપી હતી.

"દિલ્હીમાં ગુજરાતી છોકરી માટે જોઈતી સારી ચીજો મળશે નહિ. અહીંથી જ એને માટે દરેક ચીજ ખરીદી આપો." પ્રવીણ-સાગરે મંગળાબહેનના હાથમાં નાણાં મૂકી દીધાં ને ફાવે તે લઈ આવવા મંજૂરી આપી, એટલે સુવર્ણા માટે એમને જેટલી જરૂરી ચીજો લાગી તે સર્વ એ ખરીદી લાવ્યાં.

રાધા સુવર્ણાની બાજુમાં બેસી સરસામાન બાંધવા મદદ કરતી હતી. સુવર્ણાને પહેરવા ઓઢવાની નવી રીતરસમો એટલી બધી ગમી ગઈ હતી કે લૂગડાં જરાય બગડે તે એને પસંદ નહોતું. એના બાપુજી નવી પેટીઓ ઉપરાંત ચામડાની સુટકેસ પણ લઈ આવ્યા હતા. પ્રવાસની જરૂરી ચીજો એણે એ બેગમાં ભરી લીધી.

"બજારમાં રોજ રોજ કેટલીયે નવી વસ્તુઓ આવે છે?" રાધા બોલી. "પહેલાં લોકોએ આટલી બધી ચીજો જોઈ પણ નહોતી. જૂના જમાનામાં તો લાકડાના મોટા પટારા વપરાતા. તેમાં લોકો દર-દાગીના કે વાસણકૂસણ ભરતા. એમને આટલાં બધાં વસ્ત્રોની પણ જરૂર પડતી નહિ. બનારસી કે મદ્રાસી સાડી હોય તો ઘણું થયું કહેવાતું. બહારગામ મુસાફરીમાં જવું હોય તો એક પોટલું બસ ગણાતું."

"ગામડામાં તો હજુયે એવું જ ચાલે છે." સુવર્ણા બોલી. "અમે કાંઈ સાવ ગરીબ નહોતાં, છતાં આવી ચીજો તો મેં કદીયે ખરીદી નહોતી. ચાલો, એકલો બિસ્રો તૈયાર કરવાનો રહ્યો. ભાતાનો ડબો પણ હજી ભરવાનો છે."

"દિલ્હી તો ઘણું દૂર છે, બહેન!" રાધા બોલી. "બે દિવસ તો ત્યાં પહોંચતાં થાય. ત્રણ ચાર કલાક ગાડીમાં બેસીએ ત્યાં તો આખું અંગ અકડાઈ જાય. તમે નાનાં છો ને અજાણ્યા પ્રદેશમાં એકલા મુસાફરી ન કરી શકો, તેથી જ મેં સાથે આવવાની હા પાડી. તેમાંય વળી તમે એક દિવસ મથુરામાં રોકાવાનું કબૂલ કર્યું એટલે મને વધારે લાલચ થઈ. હવે હું વૃદ્ધ થવા આવી. જમનાજીમાં ડૂબકી મારવાનું મારા નસીબમાં ક્યાંથી? તમે છો તે વળી એ પુણ્ય મળશે."

"આપણને દોડાદોડી ખૂબ થશે, એટલે સ્નાન કરવા જવાનો સમય મળશે કે કેમ તેની મને શંકા છે." સુવર્ણા બોલી.

રખેને જમનાજીમાં સ્નાન કરવાની વાત અટકી જાય એ બીકે રાધાએ કહ્યું: "એની તમે ફિકર ન કરશો. હું ગમે તેમ કરી એ

વ્યવસ્થા કરી લઈશ."

અંધારું થવા આવ્યું હતું. પ્રવીણસાગર હજી પાછો ફર્યો નહોતો. સુવર્ણાએ એકલીએ વાળુ કરી લીધું અને તૈયાર થઈ છજામાં આંટા મારવા લાગી. કેટલા વખત માટે એ ગુજરાત બહાર જતી હતી? કોઈ અંતરના સગાનો વિરહ એને સાલવાનો નહોતો, છતાં એને વતનનો સાદ સંભળાઈ રહ્યો. ફરી કદી એ મણિ-પુરમાં પગ મૂકશે? બીમપોરની ભયંકર ભૂમિ કદી જોશે? વિલાસનાં કદી દર્શન થશે? સુવર્ણાએ વિલાસનો વિચાર પરાણે હાંકી કાઢ્યો. એણે વિલાસને સાવ વિસરી જવો જોઈએ: તદ્દન ભૂલી જવો જોઈએ. એના બાપુજીને પણ એવું જ ગમશે; પરંતુ બધું જ વિસરી જવું એના માટે ઘણું મુશ્કેલ હતું. એણે વિલાસને કદી ચાહ્યો નહોતો: ચાહવાની હિંમત પણ કરી શકી નહોતી. એના યુવાન જીવનના કુમળા કુસુમમાં વિલાસ કંટકરૂપ વસી રહ્યો હતો. એણે કરેલા ઊંડા ઘા હજી પણ એના હૈયાને આળું બનાવી રહ્યા હતા. એ બધું તે કદી પણ વિસરી શકે ખરી?

પ્રવીણસાગર સાંજે વહેલો ઘેર આવ્યો. આજે રાત્રે જ તેમને જવાનું હતું; એટલે આવતાં જ તેણે પૂછ્યું: "રાધા આવી ગઈ છે ને!"

"હા." સુવર્ણાએ ટૂંકો ઉત્તર આપ્યો.

"સામાન બધો બંધાઈ ગયો ને?"

"બંધાઈ તો ગયો છે," સુમિત્રા બોલી. "પણ તમારી એક પણ ચીજ હજુ બાંધી નથી."

"મારી ચીજો? મારે તો કશું ખાસ લેવાનું નથી. માત્ર જરૂરી લૂગડાં બાંધી લેવાનાં!"

જેમ જેમ વખત પસાર થતો ગયો તેમ તેમ યાદ આવતું ગયું કે, હજી ઘણું બાંધવાનું બાકી છે. હજી બેડિંગ બાંધવાનું હતું, ટિફિન-બોક્સ ભરવાની હતી; પાણીનો કુંજો તૈયાર કરવાનો હતો. પ્રવાસથી

ટેવાયેલાં માણસો પણ આવે વખતે છેલ્લી ઘડીએ પોતાનો મિજાજ ખોઈ નાખે છે ને બૂમાબૂમ કરી મૂકે છે. બિચારી સુવર્ણાએ કદી આવી મુસાફરી કરી નહોતી, એટલે વસવસાથી તેનાં અંગો ધ્રૂજી રહ્યાં. પ્રવીણ-સાગર તો સ્વભાવે જ શાંત હતો, એટલે એ જરાય મૂંઝાયો નહિ. રાધા અને બીજા નોકરોએ જેમ તેમ બધું કામ આટોપી લીધું. ગાડી સ્ટેશન તરફ ચાલતી થઈ ત્યારે જ સુવર્ણાએ છુટકારાનો દમ ખેંચ્યો.

પરંતુ હજી સ્ટેશનની ધમાલ એને વેઠવાની હતી. મુંબઈ આવી ત્યારે એને જે મૂંઝવણ થઈ હતી તે જ મૂંઝવણ સ્ટેશને પહોંચતાં સુવર્ણાએ અનુભવવા માંડી. રાધાએ એનો હાથ પકડી કહ્યું: "આટલાં બધાં અકળાઈ શું જાઓ છો? રેલવેને લીધે મૂર્ખ ને જડ માણસો પણ આજકાલ હજારો માઈલનો પ્રવાસ ખેડે છે, પછી તમને શાનો ડર લાગે છે? તમારે તો તમારા બાપુજી પણ સાથે છે."

છતાં સુવર્ણાની મૂંઝવણ ટળી નહિ.

પ્રવીણસાગરે સુવર્ણા અને રાધા માટે ઇન્ટરની ટિકિટો લીધી હતી. પોતાની સાથે એને ફાવશે નહિ એમ ધારી, રાધા સાથે હતી એટલે તેને બૈરાંના ડબામાં બેસાડી કહ્યું: "જરાય ફિકર કરશો નહિ. સ્ટેશને સ્ટેશને તમારી ખબર કાઢતો રહીશ."

રાધાએ વિશ્વાસ આપ્યો: "તમે બેફિકર રહેશો."

ડબામાં ઝાઝી ભીડ નહોતી. એક બેઠક પર એક પ્રૌઢા આઠ દશ વર્ષનો દીકરો લઈ બેઠી હતી. બીજી બેઠક પર એક યુવાન નવવધૂ ઘૂમટો તાણીને લપાઈ હતી. એના ખોળામાં એક નાનકડું બાળક હતું. ત્રીજી પાટલી પર સુવર્ણા ને રાધા બેઠાં. મજૂરોએ તેમનો તમામ સામાન એ જ ડબામાં ખડક્યો.

ગાડી જાણે ઊપડવા જ માગતી ન હોય એમ ખૂબ ઊભી રહી. પ્રવાસીઓ વધારે ને વધારે અધીરા બનવા લાગ્યા. સુવર્ણાને પણ હવે કંટાળો આવ્યો હતો. એ પણ ટ્રેનને ચાલુ થયેલી જોવા અધીરી

બની હતી. એને સ્ટેશન પરની ધમાલથી છૂટવું હતું. "હવે અહીં પડી રહેવાથી શો લાભ ?" તેણે પૂછ્યું. "ગાડી જેમ વધારે રોકાય છે તેમ ભીડ વધે છે."

"ભીડ વધે પણ ખરી. આપણને ફરિયાદ કરવાનો શો હક્ક ?" પેલી પ્રૌઢ વિધવાએ કહ્યું. "ગાડી કાંઈ એકની સગવડ માટે નથી. બધાંને તેમાં બેસવાનો સરખો હક્ક છે. હજી કેટલાય ઉતારુઓ ગાડી પકડવા દોડાદોડ કરી રહ્યા હશે. એ લોકો ગાડી ચૂકી જાય તો એમને અગવડ વેઠવી પડે ને નુકસાન થાય તે નફામાં."

"ખરી વાત છે." રાધાએ ટાપસી પૂરી. "પણ માણસજાત સ્વાર્થી ખરી ને ! તમે ક્યાં જાઓ છો, બહેન ?"

"હું ઇંદોર જાઉં છું." તેણે ઉત્તર દીધો. "વર્ષમાં છ મહિના હું ત્યાં ગાળું છું. મારા દીકરાને મુંબઈમાં નોકરી છે. મારાં દીકરી-જમાઈ ઇંદોર રહે છે. એટલે મારે ઇન્દોરથી મુંબઈ ને મુંબઈથી ઇંદોર ફરવું પડે છે. તમે ક્યાં જાઓ છો ? તમારી સાથે સરસામાન પણ ઘણો લાગે છે."

"અમારી મુસાફરી લાંબી છે." રાધાએ ચલાવ્યું. "અમે તો છેક દિલ્હી જવાનાં છીએ. રસ્તામાં કદાચ રોકાઈએ પણ ખરાં."

"તમે દિલ્હી જાઓ છો ?" બીજી સ્ત્રી-ઉતારુએ માથું માર્યું, "મારા બાપ, ત્યાંસુધીમાં તો તમો છેક અકડાઈ જશો. દિલ્હી કાંઈ નજીક પડ્યું છે ?"

"તમે દિલ્હી ગયાં છો ?" રાધાએ પૂછ્યું.

"અરે, હું તો બધે જ ફરી આવી છું." તે બાઈ બોલી. "પંજાબમેલ ને દિલ્હી એક્ષપ્રેસ તો મારે ઘર જેવાં થઈ ગયાં છે. હું પંજાબમાં જન્મી હતી. સંયુક્ત પ્રાંતમાં પરણી હતી. એ ડેપ્યુટી મેજિસ્ટ્રેટ હતા. વર્ષે વર્ષે એમની બદલી થતી. પછી મારા દીકરાએ મુંબઈમાં નોકરી લીધી ને દીકરી-જમાઈ ઇંદોર રહેવા લાગ્યાં. એટલે મારે

નસીબે તો મુસાફરી રોજની લખાયેલી રહી છે.”

સુવર્ણાને આ ગુજરાતી બાઈની વાતોમાં જરા રસ પડ્યો. એક ગુજરાતી બાઈએ આટલો પ્રવાસ કર્યો હોય એ વાત એણે પહેલી જ વાર સાંભળી. “આખો વખત તમને પ્રવાસ કરવો ગમે છે શી રીતે?” તેણે પૂછ્યું.

પ્રૌઢા હસીને બોલી: “તારી ઉંમરની હતી ત્યારે તો મને લહેર આવતી. પરંતુ નાનાં છોકરાં પેટ પડ્યાં ત્યારે મને અકળામણ થવા લાગી. હવે પાછી હું એકલી પડી છું એટલે મને મુસાફરી ગમે છે. હવે તો મને એક જગાએ પડી રહેવામાં ચેન પડતું નથી.”

એ પળે એક બીજી બાઈ બે ત્રણ નાનાં છોકરાં ને સારી પેઠે સરસામાન લઈ એ ડબામાં ચઢી. પહેલા આવનાર ઉતારુ, પછી આવનાર ઉતારુને આડખીલીરૂપ લેખે છે; એટલે નવું આવનાર અણગમતું જ લાગે છે. રાધાએ મોઢું ચઢાવ્યું અને પીઠવાળી બેઠી. સુવર્ણાના વદન પર પણ સત્કારની નિશાની નહોતી. ટ્રેન ઊપડવાની તૈયારી હતી એટલે મજૂરો સામાનની ગમે તેમ ફેંકાફેંકી કરવા લાગ્યા. બીજાના સરસામાન ઉપર પોટલાં મૂકે કે ઉતારુઓ ઉપર પણ નાંખે. મજૂરી લઈ ભાગી જવાની જ તેમને ઉતાવળ હોય છે. એક મજૂર સાથે તો રાધા લડી પડી. સુવર્ણાની ટિફિન–બોક્સ પર તે એક લોખંડની પેટી ચઢાવવા જતો હતો, પણ ટિફિન–બોક્સ કચરાઈ જાય તો ખાવાનું બગડે ને?

પેલી પ્રૌઢ વિધવાએ ફરીથી ડબામાં શાંતિ સ્થાપી. “ગાડીમાં આમ અકળાયે ચાલતું હશે?” તે હસીને બોલી. “મજૂરોમાં અક્કલ હોય તો મજૂરી જ શું કામ કરે? વળી ગાડી ઊપડવાની તૈયારી થઈ છે એટલે એમને પોતાનું કામ પતાવવા પર જ ધ્યાન હોય. પ્રવાસમાં તો એવું બન્યા જ કરે. એથી જરાય અકળાવું ન જોઈએ. લાકડાના પાટડા પર ને હાથની પીઠ પર કશો જ નિયમ જળવાય નહિ. આ

ડબ્બો પણ લાકડાનો પાટડો જ છે ને? આ પોટલું લઈ પેલી ટ્રંક પર મૂકી દો. પેલી પેટી બેઠક તળે ધકેલી દો. પેલી સાદડી ખૂણામાં ગોઠવી દો. હવે બધું બરાબર થયું. હવે બેસવાને કશી જ હરકત પડશે નહિ. આમ ખૂણામાં ભરાયે કાંઈ લાંબો પ્રવાસ ઓછો બેડાશે?"

છેલ્લી આવેલી બાઈને હવે નિરાંત વળી: "તમેય જબરાં છો, બહેન!" તેણે એ પ્રૌઢ વિધવાને ઉદ્દેશી કહ્યું. "થોડી જ વારમાં આ ઘમસાણમાં શાંતિ પાથરી લીધી."

"એમાં પણ હોશિયારી જોઈએ છે, બહેન!" તે હસીને બોલી. "નહિ તો આમ ચમત્કાર થાય જ નહિ. તું ઘરમાં રહી હોઈશ એના કરતાં હું ગાડીમાં વધુ રહી છું. દિલ્હી એકસપ્રેસનો તો મને પૂરેપૂરો અનુભવ છે. આંખો મીચીને પણ ચાલતી ગાડીએ આપણે ક્યાં છીએ તે હું કહી આપું."

હવે તો ટ્રેન ધમધમાટ આગળ વધી રહી હતી. દરેક નિરાંતે બેસવા ગોઠવાયું. છોકરાં બારી બહાર ડોકિયાં કરી સૃષ્ટિસૌંદર્ય જોવા લાગ્યાં. ઉતારુઓ એકબીજા સાથે પરિચય કરવા લાગ્યા. વાતચીત કર્યા વિના કાંઈ વખત ઓછો ખૂટવાનો હતો? પેલી વૃદ્ધ પ્રૌઢા તો થોડીવારમાં બધાંની માનીતી થઈ પડી.

સુવર્ણાને વગરબોલાવ્યે બોલવાની ટેવ જ નહોતી. ગમે તેમ બાફી દેવાય ને બધાં હસે તેની એને ખૂબ બીક લાગતી, છતાં એને પણ એ પ્રૌઢા ગમી ગઈ. તે શ્રીમંત પુત્રી ને શ્રીમંત પત્ની હતી, છતાં કેવી સાદી હતી! દરેકની સાથે તે સરળતાથી વાત કરતી ને ખોટું ગુમાન રાખતી નહિ. વળી તે ખૂબ રમૂજી હતી. બધાંને ખૂબ ખૂબ હસાવતી. બીજાં બધાં એની સાથે એવાં વાતે વળગ્યાં હતાં કે સુવર્ણાને તેની સાથે બોલવાની તક જ મળી નહિ. એક વાર મોકો મળ્યો એટલે સુવર્ણા તેની નજીક ખસી. સુવર્ણા તેની સાથે વાત કરવા માગતી હતી, એવું તે પ્રૌઢા તુરત સમજી ગઈ એટલે તેણે જ

વાતની શરૂઆત કરી: "તમે કોની સાથે દિલ્હી જાઓ છો?"

"મારા બાપુજી આ ગાડીમાં જ છે." સુવર્ણા બોલી.

"દિલ્હી જોવા જાઓ છો કે કોઈ શાળામાં ભણો છો?"

"ના, હું અભ્યાસ કરવા દિલ્હી જાઉં છું. અહીં અભ્યાસ કરવાનું ફાવે તેમ નહોતું. તમે દિલ્હી બહુ વાર ગયાં લાગો છો?"

"હા, હું નાની હતી ત્યારે ત્રણેક વાર દિલ્હી ગઈ હતી. પરંતુ હિંદનું પાટનગર બન્યા પછી દિલ્હી ઘણું જ બદલાઈ ગયું છે. તમને ત્યાં ગમશે. ત્યાં જોવા લાયક સ્થળો પણ એટલાં બધાં છે કે એ જોતાં પાર જ નહિ આવે. નાનપણમાં એવું બધું જોવાનું ગમે. મોટા થયા પછી કંટાળો આવે. મોટપણે તો એ ખંડેરોમાં કાંઈ જ રસ ન આવે. માનવજીવન કેવું ક્ષણિક છે એનો જ તમને વિચાર આવ્યા કરે. એ વિશાળ ખંડેરો જોઈ તમારું દિલ કર્યું નહિ કરે."

"ત્યાં ગુજરાતીઓની વસતી કેટલી છે?" સુવર્ણા એમની વાતમાંથી અર્ધું પણ સમજી નહોતી એટલે એણે પોતાની વાત હાંકયે રાખી.

"ગુજરાતીઓ તો છે, પણ લાંબા વસવાટથી એમનાં જીવન ઉત્તર હિંદુસ્તાનીઓ જેવાં જ થઈ ગયાં છે. ગુજરાતી ભાષાના એમના ઉચ્ચાર પણ એવા થઈ ગયા છે કે આપણને હસવું આવે. પહેલાં તો કેટલીક સ્ત્રીઓએ પણ ત્યાંની રીતરસમોનો સ્વીકાર કર્યો હતો, પરંતુ હવે તો દર વર્ષે એટલા બધા ગુજરાતીઓ ત્યાં આવ્યે જાય છે કે તેમને ગુજરાતી રહેવાની ફરજ પડે છે."

રાત જામતી ગઈ. ટ્રેન પોતાનો માર્ગ કાપ્યે જતી હતી. ડબ્બામાં ધીમે ધીમે ભીડ વધતી જતી હતી અને મોટા સ્ટેશનોએ ગાડી ઊભી રહેતી ત્યારે પ્રવીણ આવીને સુવર્ણાની ખબર કાઢી જતો હતો. રાધાની સંભાળ નીચે સુવર્ણા ખુશ ખુશાલ હતી.

: ૧૦ :

**વચ્ચે** એક દિવસ મથુરા રોકાવાનું પ્રવીણસાગરે કબૂલ કર્યું હતું તે પ્રમાણે તેઓ મથુરા ઊતર્યાં; પરંતુ બિસ્ત્રા છોડવાનો પણ તેમને વખત મળ્યો નહિ. ધર્મશાળામાં ઊતરી, સ્નાન કરી, જરા નાસ્તો કરી તેઓ રાધાની વિનવણીથી, તીર્થધામો જોવા નીકળી પડ્યાં. સુવર્ણાને પણ વિશ્રામઘાટ પર સ્નાન કરવાનું દિલ થયું, પરંતુ ચોબાઓ ને યાત્રાળુઓની ધમાલ વચ્ચે એના પિતા એને કદી નાહવા દેશે નહિ તેની એને ખાતરી હતી. એટલે એ પવિત્ર જલનું ફક્ત આચમન કરીને જ એને સંતોષ માણવો પડ્યો. રાધાને તો એવી કોઈ મર્યાદાની પીડા નહોતી. એણે તો એ પવિત્ર ઘાટ પર મનમાન્યું સ્નાન કર્યું ને ચોબાઓ સાથે ઝઘડી પણ ખરી. થોડે પૈસે વધારેમાં વધારે પુણ્યસંચય કરવાનો તેનો નિર્ધાર અડગ હતો.

સુવર્ણાના દિલમાં ઉત્સાહ ઊભરાઈ રહ્યો હતો. એણે દિલ્હી, આગ્રા કે મોગલો ને પઠાણો વિષે કાંઈ સાંભળ્યું નહોતું; પરંતુ ગોકુલ-મથુરાની યાત્રા વિષે તો છેક નાનપણથી સાંભળ્યું હતું ને કલ્પનામાં અનેક વાર એ સ્થળોની તેણે યાત્રા કરી હતી. પતિગૃહે એને શાંતિ ને આનંદ નહોતાં એટલે આવા કોઈ યાત્રાધામે ભાગી જઈ

શાંતિ મેળવવા એણે ઝંખના કરી હતી. ગોકુળ, મથુરા, કાશી, પ્રયાગ વગેરે યાત્રાધામોની વાતોથી એ બિલકુલ અજાણી નહોતી, પરંતુ એનું સત્ય સ્વરૂપ એની કલ્પનાથી સાવ નિરાળું જ પરખાયું. આજે પ્રત્યક્ષ દર્શનથી એને ઓર ઉલ્લાસ આવ્યો. યમુનાના વિશાળ ને નીલરંગી જલપટ પર તે વિસ્મયભરી નજરે જોઈ રહી. દેવાલયોની હારની હાર એનામાં આનંદોર્મિ પ્રગટાવી રહી. હોડીઓનાં ઝૂમખાં એને આકર્ષી રહ્યાં. વિવિધ દેશોના યાત્રાળુઓની વિવિધ બોલી ને વિવિધ પોશાકો જોતાં તે થાકી નહિ. સુવર્ણાને હિંદુસ્તાની સ્ત્રીઓ ગમી. એમની વિવિધરંગી સાડીઓ ને કુંકુંમચંદ્રકો એને આકર્ષી રહ્યાં. એમની સિંદૂર–રેખાઓ એને ગમી ગઈ. સુવર્ણાને એમની ભાષા આવડતી નહોતી, નહિ તો તેણે ક્યારનોય એમની સાથે સંપર્ક સાધ્યો હોત. તેઓ હોડીમાં પણ થોડી સહેલ કરી આવ્યાં. દૂરથી જ તેણે અસંખ્ય દેવાલયોને હાર્દિક વંદન કર્યાં. એના દિલની ઇચ્છા એક એનો પ્રભુ જ જાણતો હતો. ઘણી જગાઓ જોવા લાયક હતી, પરંતુ સુવર્ણા થાકી જશે એવો પ્રવીણને ભય હતો એટલે તેણે પાછા વળવા ઠરાવ્યું.

બીજે દિવસે તેઓ ઊપડયાં. મથુરામાં પ્રવીણસાગરનો એક મિત્ર મળી ગયો હતો એટલે તેમને બિલકુલ હરકત પડી નહોતી. રાધા તો એ યજમાનનાં વખાણ કરતાં ધરાતી નહિ. ટપ્પામાં બેસતાં જ તેણે કહ્યું: " કેટલાં સારાં માણસો છે ? "

" તને સારી પેઠે ખાવાનું મળ્યું એટલે ? " સુવર્ણાએ હસીને કહ્યું.

" ઓ બાપ, આવું તે શું બોલતાં હશો ? " રાધાએ જરા લજ્જા પામી ઉત્તર દીધો. " હવે તો મારી ઉંમર થઈ. હું કાંઈ ખાવા લાયક છું ? જરા વધુ ફરાય એટલે ભૂખ લાગે ને થોડું વધુ ખાઈ શકાય, છતાં તમારાથી બરાબર કેમ ખવાતું નથી તે મને સમજાતું નથી. તમારી વયે તો અમે પથરા પણ પચાવી નાખતાં."

સ્ટેશને પહોંચતાં જ તેમને સમજાયું કે પ્રવાસ સહેલો નહિ પ
સ્ટેશન પર ગિરદીનો સુમાર નહોતો. પ્રવીણે રાધાને કહ્યું: “ આ વખ
જરા સાચવવું પડશે. નકામા ઝઘડા ઊભા કરશો નહિ. ”

વિચિત્ર પોશાકના વિવિધ માણસોની મોટી સંખ્યા જો
સુવર્ણા મૂંઝાઈ. રાધા પણ સહજ દબાઈ. આ લોકો એમની ગાડી
જ પ્રવાસ કરવાના હશે ?

“ ઓ ભગવાન! ” તે બોલી ઊઠી. “ આપણે આ લોકો સા
મુસાફરી કરવાની છે એટલે હવે ખાવાપીવાનું હરિ નામ ! ”

“ પ્રવાસમાં એવા છોશ ન રાખવા જોઈએ ” પ્રવીણ બોલ્યે
“ એ પણ તમારા જેવા જ માનવીઓ છે. ”

એવામાં ટ્રેન આવી. બૈરાનાં ડબ્બામાં પણ ભીડ હતી. સુવર્ણા
રાધા એમાં ગોઠવાયાં. થોડોક સામાન એમાં મૂક્યો ને થોડોક પ્રવી
પોતાની સાથે રાખ્યો.

સુવર્ણા ને રાધા ડબ્બામાં પ્રવેશ્યાં ત્યારે અંદર એક પણ ગુજરા
બાઈ તેમના જોવામાં આવી નહિ. વાતચીત છેડવાનો પણ સંભ
લાગ્યો નહિ. બે પાટલીઓ તો ખીચોખીચ ભરી હતી. ત્રીજી
થોડાં છોકરાં હતાં. સુવર્ણાને આવતી જોઈ તેઓ પોતાનાં સગાં જ
લપાઈ ગયાં, એટલે સુવર્ણાને ઠીક જગા મળી ગઈ.

પરંતુ એમની નિરાંત ઝાઝીવાર ટકી નહિ. ગાડી ઊપડવા
તૈયારી થઈ ત્યાં વિચિત્ર લૂગડાં પહેરેલી બે સ્ત્રીઓ પુષ્કળ સરસામ
સાથે અંદર ચડી આવી. સુવર્ણાને તો ખાસ ફરક પરખાયો નહિ, પ
રાધા તો કૂદીને છેક ખૂણામાં લપાઈ ગઈ. “ આવી આવ, બહે
આ તો વારાંગનાઓ છે.” તે ગભરાટથી બબડી.

સુવર્ણાએ એ સ્ત્રીઓ તરફ ધ્યાનથી જોવા માંડયું. સ્ત્રી
હોવા છતાં પુરુષો પેઠે સુરવાળ ને જેકેટ પહેરેલાં જોઈ તેને આશ્ચ
થયું. એમના સરસામાનની વિશાળ ગંજીમાંથી વાજિંત્રો બહાર ડોકિ

કરી રહ્યાં હતાં.

"આમ ખૂણામાં પુરાઈ આખો પ્રવાસ કેમ થશે?" સુવર્ણાએ નિરાશાથી કહ્યું. "હજી વધારે ઉતારુઓ આવશે તો શું થશે?"

પરંતુ તેમના નસીબે બીજાં ઉતારુઓ આવ્યાં નહિ ને ગાડી ઊપડી. એ નૃત્યાંગનાઓ જોડે બીજી બે સ્ત્રીઓ તેમને વળાવવા આવી હતી. તેઓ ટ્રેન ઊપડતાં ધ્રુસકે ધ્રુસકે રડી પડી. ડબાનાં બધાં નયનો તેમના તરફ આકર્ષાયાં. સુવર્ણા પણ આશ્ચર્યચકિત બની ગઈ.

પ્લૅટફૉર્મ પરથી ગાડી દૂર જતાં બન્ને ગાનારીઓએ પોતાની આંખો લૂછી નાખી. તેમણે જરા નિરાંતે બેસવા પ્રયત્ન કર્યો. એકે એક નાનું હાથદર્પણ ને કાંસકી કાઢીને પોતાના વાળ સમા કરવા માંડ્યા. બીજીએ આંખમાં ચમક આણવા સુરમો આંજવા માંડ્યો. બીજા ઉતારુઓ પણ હવે પરસ્પર વાતે વળવા લાગ્યાં. બન્ને ગાનારીઓ આનંદી ને મળતાવડા સ્વભાવની હતી. આપમેળે જ તેઓ બધાંની સાથે વાતે વળગી. તેઓ આગ્રા જતી હતી. એમ તેમણે વગરપૂછ્યે જ સુવર્ણાને જણાવી દીધું. સુવર્ણા દિલ્હી જતી હતી એ જાણી તેઓ પણ એક બે વાર ત્યાં જઈ આવ્યાં હતાં એમ જાહેર કર્યું.

તેઓ હિંદી બોલતાં હતાં એટલે સુવર્ણાને બરાબર સમજ પડતી નહિ, પરંતુ એમની વાત કરવાની ઇચ્છા જોઈ તેણે પણ ભાંગીતૂટી હિંદીમાં ઉત્તરો આપવા માંડ્યા. એને વારાંગના વિષે ઝાઝો ખ્યાલ નહોતો એટલે રાધાની પેઠે તે વંકાઈ પડી નહિ, તેમ તેવો દેખાવ પણ કર્યો નહિ. પરંતુ જ્યારે એકે સિગારેટ કાઢી સળગાવી ત્યારે વાર્તાલાપ કરવાનો એનો ઉત્સાહ એકદમ મોળો પડી ગયો. તમાકુની ધૂણીથી એ અકળાઈ ગઈ.

દિલ્હી જતાં ટ્રેનમાં ઘણી ચોરીઓ થાય છે, એમ રાધાએ સુવર્ણાને કહ્યું હતું એટલે હવે તેને બીક લાગવા માંડી. એની આંખ ઘેરાતી હતી, છતાં રાધા ઝોકાં ખાતી હતી તેથી ઊંઘવા એનું દિલ

ચાલ્યું નહિ. વારેઘડીએ એનું મસ્તક નિદ્રાભારે નમી પડતું હતું, છતાં તે ચમકીને ટટાર થઈ જતી હતી. એ જોઈ રાધાએ સુવર્ણાને કહ્યું: "જરા આડા થાઓ. બીજા ઉતારુઓ ચઢશે તો વળી જગા પુરાઈ જશે."

"મને જરાય ચેન પડતું નથી." સુવર્ણા બોલી.

"હું છું, પછી તમને શી ચિંતા છે?" રાધા બોલી. "મારા જીવમાં જીવ છે ત્યાંસુધી તમને કોણ હાથ લગાડનાર છે?"

રાધાના આગ્રહથી સુવર્ણા જરા આડી થઈ.

ટ્રેન દિલ્હી સ્ટેશને આવી ઊભી. પ્રવીણસાગર નીચે ઊતરી બૈરાંના ડબા આગળ આવ્યો અને બન્નેને ઊતરવા જણાવ્યું. મજૂરોએ એમનો સામાન બહાર કાઢ્યો.

દિલ્હીનું વિશાળ સ્ટેશન જોઈ સુવર્ણા બબડી: "મુંબઈ જેવું જ મોટું સ્ટેશન લાગે છે."

"મુંબઈ જેવું બીજું સ્ટેશન હોય જ નહિ?" પ્રવીણે હસીને પૂછ્યું.

એવામાં તેમના યજમાન ત્રિભુવનભાઈ અંદર દોડી આવ્યા. પ્રવીણસાગર પાસે આવી તેમણે ભાવપૂર્વક તેમના બન્ને હાથ પકડી લીધા: "માફ કરજો હો, મારે જરા મોડું થઈ ગયું."

"આપ સામે આવશો એવું મેં ધાર્યું નહોતું. હું ભાડાની ગાડી કરવા જતો હતો ત્યાં તમે આવી પહોંચ્યા." પ્રવીણે ઉત્તર દીધો.

"મકાન નજીકમાં જ છે. આટલામાં ગાડીની શી જરૂર છે? કેમ ચલાશે ને?" તેણે સુવર્ણા તરફ ફરી કહ્યું. "મારી ગાડી જરા બગડી છે, નહિ તો તમને જરાય તકલીફ ન પડત."

સુવર્ણા શરમથી નીચું જોઈ ગઈ.

દિલ્હીના રાજમાર્ગ પર પગ મૂકતાં જ પ્રવીણસાગરના હૈયામાં અવનવા ભાવો ઊભરાયા. સુવર્ણાને તો કશી જ લાગણી થઈ નહિ. એને મન દિલ્હી કે બીજું શહેર, બધુંય સરખું હતું. પરંતુ એની વિશાળતાથી તે વિસ્મયચકિત બની. એની પચરંગી પ્રજા જોઈ એને નવાઈ લાગી. એના પથ્થરજડિત રાજમાર્ગોથી તેણે વિચિત્રતા અનુભવી.

થોડી જ વારમાં તેઓ ત્રિભુવનભાઈના મકાન આગળ આવી પહોંચ્યાં. શહેરની બરાબર મધ્યમાં બે માળનું મકાન હતું. એમના આગમનની ખબર પડતાં જ ઘરનાં બધાં બહાર દોડી આવ્યાં. નોકરોએ સરસામાન મેડા ઉપર ચઢાવી દીધો. ત્રિભુવનભાઈની દીકરી સુવર્ણા પાસે દોડી આવી: "આવો આવો! તમે તો ખૂબ વિલંબ કર્યો. મને લાગ્યું કે તમે હવે આવશો જ નહિ."

"અમે ચાલતાં આવ્યાં તેથી મોડું થયું."

"સુમીબહેન! તમને મારો પત્ર તો મળ્યો હતો ને?" અનિલાએ પૂછ્યું.

"જરૂર." દિલ્હીમાં પોતે સુમિત્રા તરીકે રહેવાની હતી એ સુવર્ણાને યાદ આવ્યું.

"અનિલા! ચા તૈયાર છે ને?" પોતાની પુત્રીને સંબોધીને ત્રિભુવનભાઈએ કહ્યું.

"હા હા. તૈયાર જ છે. મારે તમારી સાથે આવવું હતું, પણ તમે તો એકલા જ સ્ટેશને જતા રહ્યા." અનિલા હસતાં હસતાં રોષભરી દૃષ્ટિ નાખી સુવર્ણાને પોતાની સાથે લઈ ઉપર ગઈ.

તેઓ પહેલે માળે આવ્યાં. અનિલા સુમિત્રાને પોતાના ખંડમાં લઈ ગઈ. ત્યાં સુવર્ણાએ હાથમોં ધોઈ કપડાં બદલી નાખ્યાં. એમને ત્યાં ગુજરાતી નોકર જોઈ રાધાને આશ્ચર્ય થયું.

મહેમાનોની સરભરા અનિલાએ પોતે ઉપાડી લીધી અને ચા-નાસ્તાની ગોઠવણ પણ તેણે કરી.

"જોયું ને, અનિલાએ જ બધું કામ સંભાળી લીધું છે." ત્રિભુવનભાઈ હસતા હસતા બોલ્યા.

"આપણી ગુજરાતી છોકરીઓને કહેવું જ ન પડે!" પ્રવીણ-સાગરે ગુર્જરકુમારિકાઓનાં વખાણ કર્યાં.

એ સાંભળીને બન્ને છોકરીઓ એકબીજા સામે જોઈ હસી પડી.

## : ૧૧ :

**સુમિત્રા**—ગઈ કાલની સુવર્ણાને અહીં આવ્યે ઘણો વખત થઈ ગયો છે. જૂના દિલ્હીને ઢાંકી દેતું નવું દિલ્હી સરજાઈ રહ્યું છે. બ્રિટિશ હિંદના પાટનગરની ઝળક કોઈ નિરાળી જ છે, છતાં પ્રાચીન કલ્પનાનું પુરાણું પાટનગર હજી પણ ભવ્ય લાગે છે. એના પ્રતાપી બાદશાહો હજી દરેકના દિલમાં વસી રહ્યા છે. કાલગતિ એમનાં સંસ્મરણો પર કશીયે અસર નીપજાવી શકી નથી.

ગુજરાતીઓની એક ટોળી ભાડૂતી ગાડીઓમાંથી ઊતરી દિલ્હીના એક પ્રાચીન અવશેષમાં પ્રવેશ કરી રહી હતી. એ નઝમુદ્દિન ઓલિયાની કબર હતી. એક ખાનગી મોટર ને એક ભાડૂતી ગાડી એ મંડળીને લઈ આવી હતી.

"આખરે આપણે આવી પહોંચ્યાં ખરાં." એક કુમારિકા મોટરનું બારણું ઉઘાડતાં બોલી: "આજે ગાડીએ એટલા હેરાન કર્યાં છે કે મને અહીં પહોંચવાની આશા નહોતી."

"મને પણ એમ લાગતું હતું કે આ બાદશાહી મોગલકુટુંબો સાથે આપણે પણ અહીં જ કાયમનો વિરામ કરીશું. આપણો કાશીનાથ પોતાને અવ્વલ દરજ્જાનો ભોમિયો માને છે, પરંતુ આજે તો એ આપણને સ્વર્ગને પગથારે જ પહોંચાડી દેત." "બીજી પ્રમદાએ

ઉત્તર દીધો.

કાશીનાથ ખુદ દિલ્હીનો વતની હતો. એના બાપદાદાઓ ભોમિયાનું કામ કરતા, એ માટે એને ખાસ અભિમાન હતું. તેથી આ ટીકાથી એને ખોટું લાગ્યું એટલે તેણે લાંબુલચક ભાષણ આપવા માંડયું: " ભાડૂતી ગાડીનો ઘોડો અચાનક લંઘાય તેમાં મારો શો વાંક? મોટરનું વીલ આઉટ થઈ જાય તેમાં હું શું કરું ? "

" કાશીનાથ, હવે માથાકૂટ છોડ. " અનિલાએ એનું ભાષણ વચ્ચે જ અટકાવી દીધું. " અંદર ગયા પછી તારે જે બાફવું હોય તે બાફજે. જીભચાલાકીથી જીવનનિર્વાહ ચલાવનારે નકામું થૂંક ન ઉરાડવું જોઈએ, નહિ સુમી ? "

" બિચારાને અંદર તક ન મળે એટલે બહાર મળેલો લાભ ઉઠાવે છે." સુમિત્રાએ ઉત્તર દીધો." આ સ્થાનમાં સરકારે જ ભોમિયા રાખેલા છે એટલે બહારનાને કોઈ બોલવા દેવાનું નથી. "

દમ ખાધેલી અજ્ઞાન ગ્રામ્ય કન્યા સુવર્ણા તરીકે આ કેળવાયેલી સુમિત્રાને અત્યારે હવે કોઈ પિછાની શકે તેમ નહોતું. તે એક નાજુક યુવાન પ્રમદા બની રહી હતી. એનો સાદો પણ સુઘડ પોષાક ને વાણીમાં ઝરતો આત્મવિશ્વાસ દરેકનું ધ્યાન ખેંચતો. એની બોલી, એની રીતભાત, એનો દેખાવ બધું જ બદલાઈ ગયું હતું. જૂની સુવર્ણાનું એક પણ ચિહ્ન નવી સુમિત્રામાં નજરે ચઢતું નહિ. થોડાં વર્ષોમાં જાણે એ નવે અવતારે જ આવી હતી. ભયંકર ભૂતકાળ ભૂલી જવા એણે ગજબ પ્રયત્ન કર્યો હતો ને તેમાં તેણે સારી જેવી સફલતા પ્રાપ્ત કરી હતી. જૂના વખતની એક પણ નિશાની અસ્તિત્વ ધરાવતી નહોતી. એના પિતા પ્રવીણસાગર વર્ષમાં એક વાર તેને મળવા આવી જતા. એના જૂના જીવનની જીવંત કડી આ એકલી જ હતી.

થોડાક દિવસથી અનિલાનાં મંગળાફોઈ બધાં છોકરાંને લઈ તેને મળવા આવ્યાં હતાં. પ્રાચીન દિલ્હીનાં જોવાલાયક સ્થળો જોવામાં તેમનો

દિવસ ક્યાંય પસાર થઈ જતો. મંડળી એટલી બધી મોટી થઈ ગઈ હતી કે ઘરની ગાડી ઉપરાંત તેમને ભાડૂતી ગાડી પણ લેવી પડતી હતી.

નઝમુદ્દિનનું ગજબ શિલ્પસૌંદર્ય બહારથી દૃષ્ટિગોચર થતું નહિ. બહારથી તો ફક્ત કેટલાક કાળા ઘુમ્મટો જ નજરે પડતા. મુખ્ય દ્વારે પહોંચતાં મંડળીને ઘૂંટી સુધીની રેતમાંથી પસાર થવું પડ્યું. દરવાજે બધાંને પોતાના બૂટ ઉતારવા પડ્યા. બૂટ પહેરીને અંદર જવાની મનાઈ હતી, એટલામાં એક ભોમિયો તેમની પાસે આવ્યો. એ દેખાવડો હતો : એનો પોષાક સ્વચ્છ હતો : એની રીતભાત પણ આકર્ષક હતી. એ ભોમિયો હશે એવો પહેલી નજરે તો કોઈને ખ્યાલ સરખો પણ ન આવે.

"પણ સુરેશભાઈ ક્યાં ગયા?" અચાનક અનિલાએ પૂછ્યું.

એક યુવાન આગળ આવ્યો. તે જરાક શામળો હતો, છતાં મજબૂત ને ઘાટીલો હતો. "આ રહ્યો, કેમ?" તે બોલ્યો. "હું કાંઈ ગાડીમાંથી ગબડી પડ્યો નહોતો. હું તો પાછા જવા માટે બીજી ગાડીની શોધમાં હતો. આવ્યા એ ગાડીમાં જવાનું રાખીએ તો તો રાતે બાર વાગ્યે પણ ઘેર ન પહોંચીએ."

"પણ બીજી ગાડી મળી ખરી?" સુમિત્રાએ પૂછ્યું.

"હજી તો કાંઈ પત્તો ખાધો નથી, પરંતુ અહીં આવતાં મારો એક મિત્ર મળી ગયો એટલે તેને મેં ગાડી લઈ આવવા કહ્યું છે. ચાલો, આપણે અંદર જઈએ."

મંડળી આગળ વધી. એક વાવ આગળ તેઓ આવી પહોંચ્યાં. પથ્થરનાં પગથિયાં છેક પાણી સુધી જતાં હતાં. એ પાણીથી અનેક જાતના રોગ મટતા એમ કહેવાતું. રંગે તો એ નીલવર્ણું હતું. ઘણા લોકો ત્યાં સ્નાન કરતા નજરે પડ્યા.

"કેટલીક જગાઓ કેવી રીતે જાણીતી થઈ પડે છે તે મને સમજાતું નથી." સુમિત્રા બોલી. "સુરેશચંદ્ર, તમે ડોક્ટર થવાના

છો એટલે તમે કાંઈ તોડ કાઢી શકશો."

"વૈદકમાં કાંઈ આવું ભણવાનું નથી હોતું." સુરેશ બોલ્યો. "પણ દરેક યુગમાં દરેક દેશમાં શ્રદ્ધા ગજબ કામ આપે છે. આ પાણીમાં રોગ મટાડનાર તત્ત્વો હશે એની ના નથી. ફ્રાન્સ ને જર્મનીમાં પણ રોગ મટાડનાર તત્ત્વોવાળા ઝરાઓ છે."

"પરંતુ એ રોગો શાથી ને કેવી રીતે મટે છે તે તેઓ જાણે છે. અહીં તો તમને કશી જ ગમ પડતી નથી. નાનપણમાં મેં ગામડામાં પણ એવા કેટલાક ટુચકા સાંભળેલા. લોકો મંત્રેલું પાણી વાપરતા ને દર્દીઓ સાજા થતા. એમાં શી કરામત હશે તે હજી પણ હું સમજી શકી નથી."

"તમારા નાનપણની વાતો પછી કહેજો. મને એ ખૂબ ગમે છે. જોકે હું ગુજરાતી છું પરંતુ ગુજરાતની વાતોથી ખૂબ અજાણ છું."

સુમિત્રા હવે જરા ગંભીર બની: "એમ કેમ? તમે વર્ષો સુધી મુંબઈ રહ્યા નથી?"

"મુંબઈ કાંઈ ગુજરાત નથી." સુરેશ બોલ્યો. "ગમે તે દેશમાં એવું શહેર મળી આવે. ખરો દેશ એનાં ગામડાંઓથી જ પરખાય છે."

"મને એમ લાગતું નથી."

"કેમ?" સુરેશે પૂછ્યું.

"સફળતા મેળવનારે, પૈસા પ્રાપ્ત કરનારે કે ખ્યાતિ મેળવનારે— સર્વેએ ગામડાં તજી દીધાં છે. જેમને કાંઈ સાધન નથી તે જ ફક્ત ગામડામાં પડી રહ્યા છે. ગામડું છોડે તો તેઓ જીવી પણ શકે નહિ. એ કાંઈ રાષ્ટ્રના પ્રતિનિધિઓ લેખાય?" સુમિત્રા બોલી.

સુરેશ જવાબ દેવા જતો હતો એટલામાં અનિલા વચ્ચે બોલી ઊઠી: "શાની ચર્ચા માંડી છે? વૈદકની વાતો કરતાં કરતાં ક્યાં ઊતરી ગયાં? વાતોમાં ને વાતોમાં વાવમાં ઊથલી ન પડાય એ સંભાળજો."

તેઓ એક ભોંયરામાં ઊતરી રહ્યાં હતાં. ત્યાં ઘણો ઓછો પ્રકાશ હતો એટલે અનિલાએ ચેતવણી આપી હતી; પરંતુ કાંઈ અવળું જ સમજતાં સુમિત્રાનું વદન લાલચોળ બની ગયું. જરા ઉતાવળે ચાલી તે સુરેશથી છૂટી પડીને મંડળીમાં ભળી ગઈ. સુરેશ કાંઈક સમજ્યો. એને હસવું આવ્યું પણ તુરત એ સ્વસ્થ બની ગયો. એણે પણ મંડળીમાં ભળી સામાન્ય વાતચીતમાં ભળવા પ્રયત્ન કર્યો.

સુરેશ દિલ્હીના એક જૂના વતનીનો એકનો એક દીકરો હતો. હમણાં જ એણે એમ. બી. બી. એસ.,ની છેલ્લી પરીક્ષા આપી હતી; પરિણામની હજી વાર હતી, પરંતુ એની સફળતા માટે સુરેશને કે બીજા કોઈનેય શંકા નહોતી. અગાઉની દરેક પરીક્ષા એણે પ્રથમ શ્રેણીમાં પસાર કરી હતી.

ભોંયરામાંથી બહાર નીકળતાં અનિલા બોલી: “ કેવો અંધારો રસ્તો ? ક્યાં જઈએ છીએ તેની પણ સમજ પડતી નથી.”

સુમિત્રાએ હસવા પ્રયત્ન કર્યો: “ ખરેખર, અહીં કોઈ તમારા માથામાં ટપલી મારે તો બહાર નીકળો ત્યારે તમને ટપલી મારનાર પરખાય જ નહિ.”

અનિલા સુમિત્રાના કાનમાં બબડી; એના સ્વરમાં તોફાનનો રણકાર હતો: “ પછી તો તને અપરાધી પરખાશે ને ? ”

સુમિત્રાએ અનિલાને જોરથી ચૂંટી ખણી અળગી કરી. સુરેશે ફક્ત સુમિત્રાના શબ્દો જ સાંભળ્યા હતા. અનિલા કાંઈક મજાક કરતી હતી એવી એણે કલ્પના કરી, પરંતુ કોનાં લખ્યાં કોને ભોગવવાં પડતાં હતાં એ કાંઈ તે કળી શક્યો નહિ.

“ ભલા ભગવાન ! આખરે અજવાળું જોયું ખરું ! ” ભોંયરામાંથી બહાર આવતાં જ મંગળાફોઈ બોલી ઊઠ્યાં. “ જાણે પાતાળમાં પેઠાં ! આ શું છે ? ”

ભોમિયાએ પોતાનું કામ શરૂ કર્યું: “ મોગલ રાજકુમારોનું આ

સમાધિસ્થાન હતું. અત્રે સમાધિ લેનાર ઇતિહાસમાં ખાસ મશહૂર થયેલા નહિ, એટલે તેમને માટે મોટાં મોટાં સ્મારકો બંધાયલાં નહિ. સામાન્ય કુટુંબીઓ પેઠે તેઓએ એક સાથે જ અંતિમ નિદ્રા લીધેલી. આ દિલ્હીના છેલ્લા બાદશાહની કબર. આ એમના ભાઈ રાજકુમાર જહાંગીરની." એ પ્રમાણે ત્યાં અનેક દરગાહો હતી. દરેકની ચોમેર વંડીઓ વાળી લીધી હતી. કેટલેક સ્થળે આખા કુટુંબની દરગાહો ફરતી સળંગ વંડી ચણી લેવામાં આવી હતી. મૃત્યુમાં પણ તેઓ છૂટા પડ્યા નહોતાં. બધું જ અત્યંત સ્વચ્છ ને સુઘડ હતું. કાલાન્તરે પણ તેમનું સૌંદર્ય નષ્ટ થયું નહોતું. આરસપહાણ પણ અસલના જેવો જ આજે ચમકતો હતો.

તેઓ વિખ્યાત કવિ અમીર ખુશરુની દરગાહ આગળ આવી પહોંચ્યાં. એનો બાદશાહી ઠાઠ મૃત્યુની પણ મશ્કરી કરી રહ્યો હતો. એક કિનખાબની ચાદર એ કબર પર બિછાવેલી હતી. હવામાં ફૂલ ને લોબાનની સુંગધી પસરી રહી હતી. છત પર એક સોને મઢી દીપિકા લટકી રહી હતી. યોગીશ્વર નઝમુદ્દિનની કબર પણ એવી રીતે જ શણગારેલી હતી. અહીંના ભોમિયાઓ જરા તોફાની લેખાય છે અને પ્રવાસીઓ પાસેથી પૈસા પડાવે છે. તેમાંના કેટલાક આ મંડળીને પણ વીંટાઈ વળ્યા અને દરગાહમાં ફૂલ નહિ ને ફૂલની પાંખડી મૂકવા આગ્રહ કરવા લાગ્યા.

"આ પાપથી કોઈ ધર્મ વંચિત નહિ હોય ?" સુમિત્રાએ પૂછ્યું.

"એવા ધર્મો છે." સુરેશે ઉત્તર દીધો. "પરંતુ અનુયાયીઓ ઘણા ઓછા છે. દુન્યવી નફો મેળવવાની તક ન સાંપડે એવા ધર્મથી લાભ પણ શો ?"

"એટલે કેવળ લાભ ઉઠાવવા ખાતર જ ધર્મનું અસ્તિત્વ ?" અનિલાએ પ્રશ્ન કર્યો.

"બીજું શું ? જીવવામાં સહાય ન કરે એવા ધર્મનું મનુષ્યને

કામ પણ શું? જરાય લાભકર્તા ન હોય તેવા ધર્મ પાળવા કેટલા મનુષ્યો તૈયાર થશે?"

"પણ એકલો પૈસો જ તમને જીવવામાં મદદ કરે છે?" મંગળા-ફોઈએ પૂછ્યું. "મનુષ્યના જીવનમાં એવી અનેક પળો આવે છે જ્યારે પૈસો કાંઈ જ કામ આવતો નથી."

એટલામાં શાહજહાનની પુત્રી જહાનઆરાની કબર પાસે તેઓ આવી પહોંચ્યાં. બીજી કબરો પેઠે એની ચોમેર પણ આરસની વંડી કરી લેવામાં આવી હતી. કબર પણ આરસની હતી. મથાળે લીલું ઘાસ ઉગાડયું હતું. અત્યારે તો એ સાવ સુકાઈ ગયું હતું: તેને લીલુંછમ રાખવા કોઈ સેવકો નહોતા, કારણકે ત્યાંથી કાંઈ દ્રવ્યો-પાર્જન થતું નહિ.

"પૈસાથી સાંત્વન ન મળ્યું હોય એવો જીવ આ રહ્યો." સુરેશ ઉત્તર આપે તે પહેલાં સુમિત્રા વચ્ચે બોલી ઊઠી.

"પુષ્કળ પૈસો જોયો હોય તે જ કહી શકે કે પૈસો દુનિયામાં દરેક વાત પાર પાડી શકતો નથી," સુરેશ બોલ્યો. "પણ એવા લોકો જગતમાં ઘણા વિરલ છે. જહાનઆરાને પસાની નિરર્થકતાનો ખ્યાલ હતો. એ એક પ્રતાપી સમ્રાટની પુત્રી હતી. સામાન્ય મનુષ્યની એ પુત્રી હોત તો ગરીબાઈથી જ પોતાનું જીવન વેડફાઈ ગયું છે એમ જ તે માની લેત."

"છતાં પૈસો સર્વસ્વ નથી એવું તો કેટલાક માણસો સમજી શકે છે—પછી ભલે એ રાજકુમારી ન હોય!" સુમિત્રા બોલી.

એટલા ધીમા સ્વરે એ વાકયો બોલાયાં કે ફક્ત અનિલા ને સુરેશ જ એને સાંભળી શકયાં. સુરેશે એનું દિલ પારખવા પ્રયત્ન કર્યો પરંતુ તે કાંઈ જ બોલ્યો નહિ. સૂર્યાસ્ત થવા આવ્યો હતો છતાં તેઓ એકલી નઝમુદ્દિનની દરગાહ પણ પૂરી જોઈ રહ્યાં નહોતાં. હવે બધાંય ઘેર પાછા ફરવા અધીરાં બન્યાં.

"હુમાયુની કબર જોવા કાલે જઈશું" ત્રિભુવનભાઈ બોલ્યા.

"આજે જ બધું પતાવી નાંખ્યું હોત તો ઠીક થાત." મંગળાફોઈ બોલ્યાં. "ગાડીભાડું મારી નાખે છે તો!"

"કાલે તમારે ગાડી નહિ કરવી પડે." અનિલા બોલી. "તમે આપણી મોટરમાં આવજો. આજે રવિવાર છે એટલે આપણી મંડળી મોટી છે. આવતી કાલે ફરવા નીકળવાનો અમને એને તો ઉત્સાહ જ નહિ રહે. પાંચ કલાક વિદ્યાલયમાં ગોંધાઈ રહ્યા પછી આપણને તો ગમે જ નહિ. સુમિત્રાની વાત એ જાણે."

"તારા કરતાં વધારે લહેર મેં ઉડાવી હોય એવું કદી બન્યું છે?" સુમિત્રાએ અનિલાને ઊધડી લીધી.

"મને તો જે લાગે છે તે સાફ સાફ શબ્દોમાં હું કહી નાંખું છું. તું મારાથી વધારે ડાહી એટલે દિલની વાત દિલમાં છુપાવી રાખે. પણ એટલું તો સાચું છે કે તને લહેર મારવી ગમતી નથી એમ ન કહી શકાય." અનિલા બોલી.

"તારી વાત થાય? ઇચ્છામાં આવે તે વાત મારીમચડીને પણ સિદ્ધ કરી આપે." સુમિત્રા બોલી.

બધાં બહાર મેદાનમાં આવી પહોંચ્યાં. "આ આવ્યો રમેશ!" સુરેશ બોલી ઊઠ્યો. "કેવો ડાહ્યો છોકરો છે! હવે તમને ગાડીની બિલકુલ તકલીફ પડશે નહિ."

રમેશ જે ગાડી લઈ આવ્યો હતો તેના ડ્રાઈવર જોડે થોડી માથાકૂટ કરવી પડી. પ્રથમ તો એણે ધમાલ મચાવી મૂકી, પરંતુ પછી એની ધારેલી રકમ નક્કી થઈ ને વધારે મળવાની એને આશા રહી નહિ ત્યારે એ કબૂલ થયો. બધાં ગાડીમાં માંડમાંડ સમાયાં એટલે સુરેશે કહ્યું: "હું થોડું ચાલી બસ પકડી લઈશ."

"હવે અમારી સાથે ચાલો ને!" અનિલા બોલી. "આમ અધીં ગાઉ દડ ખૂંદવામાં શી મજા આવશે?"

"અરે, ચાલવાની મજા તો કાંઈ ઓર જ હોય છે!" સુરેશ બોલ્યો. "કાલે નોટો લાવું કે?" એણે એકાએક સુમિત્રાને પૂછ્યું.

એણે પ્રશ્ન કર્યો સુમિત્રાને, પણ જવાબ દીધો અનિલાએ. "સવારે જ આવજો ને! સાંજે તો સુમિત્રા ઘણી મોડી ઘેર આવે છે. કોઈ બહેનપણીની મોટર મળી જાય તો ઘેર વહેલી આવે, પણ એનું કાંઈ ઠેકાણું નહિ. ડૉક્ટર થવું કાંઈ સહેલી વાત છે?"

"એની બહેનપણીઓ વળી કોણ છે?" સુરેશે પૂછ્યું.

"એટલું પણ જાણતા નથી?" અનિલા બોલી. "કેટલીક ગુજરાતી છોકરીઓ છે."

"તમને ફાવે ત્યારે આવજો ને!" હવે સુમિત્રાથી બોલ્યા વિના ન રહેવાયું. "પાંચ વાગે તો હું ઘેર આવી જાઉં છું. કોઈક વાર જ વિલંબ થાય છે."

"અનિલા લહેરી છોકરી છે." ત્રિભુવનભાઈ બોલી ઊઠ્યા. "વિદ્યાલયમાં જવું એ એને મન મોજ છે. વર્ગમાં બેસવા કરતાં ભાષણો સાંભળવાં એને બહુ ગમે છે."

"મને અન્યાય કરો છો, હો બાપુજી!" અનિલા બોલી. "હું તો જાણે વર્ગમાં કામ જ કરતી નહિ હોઉં! વૈદક ન હોય ને બીજો કોઈ અભ્યાસ હોય તેથી શું? જે ભણું તેમાં જીવ રાખ્યા વિના કાંઈ ચાલે?"

"એ કોણ ના કહે છે?" સુરેશે ચોખવટ કરવા માંડી. "પણ અમારે જીવનમાં બહુ જ પરિશ્રમ ઉઠાવવાનો હોય છે એટલે તેની તૈયારીઓ અત્યારથી જ કરવી પડે છે. અમારે રાત્રિદિવસ જંપીને બેસવાનો વારો જ આવતો નથી."

"બધી વાતો છે વાતો!" અનિલા બોલી. "ખરી વાત તો એ છે કે દાક્તરો પણ બીજાની પેઠે ખાય છે, પીએ છે ને મોજ

ઉડાવે છે."

"ઉપલક દૃષ્ટિએ તમને એમ દેખાય," સુરેશે ચાલુ રાખ્યું, "પરંતુ ડૉક્ટરના જીવનનો તમે ઝીણવટથી કદી અભ્યાસ કર્યો છે? સફળ થયેલા ડૉક્ટરોને રાતદિવસ ઘડીનીયે ફુરસદ મળતી નથી. એક બાજુથી તેમને પૈસાનો પુષ્કળ લોભ લાગે છે ને બીજી બાજુથી તેમના મિત્રો ને સગાંવહાલાં તેમને બિલકુલ જંપવા દેતાં નથી."

"મને તો ડૉક્ટર નસીબદાર પ્રાણી લાગે છે." સુમિત્રા બોલી.

"કઈ રીતે?" સુરેશે પૂછ્યું.

"પોતાના બંધુઓને તે સૌથી વધારે મદદરૂપ થઈ પડે છે." સુમિત્રા બોલી. "તેમ કરવામાં એને એક પાઈ પણ ખર્ચવી પડતી નથી. બીજા ધંધામાં તો તમે બીજા માટે પૈસા વાપરી શકો, સીધી સેવા તો કશી ઉઠાવી શકો નહિ."

ગાડી ઊપડી એટલે એમની ચર્ચામાં ભંગ પડ્યો; સુરેશ મંદગતિએ ઘર તરફ વળ્યો.

## : ૧૨ :

**સુમિત્રાનો** ખંડ તેની અજોડ સ્વચ્છતાથી હમેશાં દરેકનું ધ્યાન ખેંચતો. એ ખંડ સામાન્ય વિશાળ ને પુષ્કળ હવા ઉજાસવાળો હતો. તેમાં બે બારીઓ ને બે બારણાં હતાં. એક બારણું અનિલાના ખંડમાં પડતું. એ ખંડમાં રાચરચીલું ઘણું જ થોડું હતું અને ખાસ ઝગઝગાટ પણ નહોતો. એક લોખંડનો ખાટલો, એક નાનકડું કબાટ એક ટેબલખુરશી ને એક લૂગડાંનો ઘોડો એટલો સરંજામ એને માટે બસ હતો. દીવાલ પર ચિત્રો લટકતાં નહોતાં ને પડદા પણ તદ્દન સફેદ જ રાખ્યા હતા: સફેદ હોવા છતાં પહેરનારનો કલાશોખ પ્રત્યક્ષ કરતાં હતાં. છાપરાથી ભોંયતળિયા સુધીની દરેક ચીજ સ્વચ્છ હતી. ઓરડામાં નજર કરતાં જ વસનારનું વ્યક્તિત્વ જુદું તરી આવતું.

ઘેર પહોંચી દરેક જણ કપડાં બદલવા પોતપોતાના ખંડમાં વેરાઈ ગયું. અનિલાના ફૌઈ સુમિત્રાના ખંડમાં આવી એક ખુરસી પર બેસી ગયાં ને બોલ્યાં: " આ ખંડ સામે નજર કરીને પણ સૌ કોઈ કહી શકે કે તું ડૉક્ટર થવાની છે. "

સુમિત્રા હસી પડી: " વૈદકનાં પુસ્તકો ને નકશાઓ એની સાક્ષી પૂરે જ છે ને ? "

"હું ક્યાં સારું અંગ્રેજી જાણું છું. આ વૈદકનાં પુસ્તકો છે કે નવલકથાઓ છે તેની પણ મને ગમ પડે નહિ, પરંતુ આ ખંડમાં પ્રવેશ કરનાર દરેકને ખાતરી થાય કે સ્વચ્છતાનો સાચો પાઠ તો હૉસ્પિટલોમાં જ શીખી શકાય. આવો ખંડ જ આંખને ગમે. રાચરચીલું વધારે નહિ કે ઓછું નહિ, ખંડ ભર્યો ભર્યો ન લાગે તેમ ખાલી પણ ન લાગે. વળી દરેક ચીજ યોગ્ય ઠેકાણે મૂકેલી હોય."

"આવું તો અત્યાર સુધી કોઈનીયે ધ્યાનમાં આવ્યું નહોતું."

"યુવાન દૃષ્ટિએ ઘણી ચીજો દેખાતી નથી. વર્ષોથી દુનિયાને જોયા કરી હોય એવી આંખો જ બાહ્યદેખાવની ભીતરમાં ડોકિયું કરી શકે. મારા સિવાય બીજાને તો ખબર પણ ન પડે કે આ ખંડમાં કોઈ ભક્તજન રહે છે."

"શું કહો છો ?" સુમિત્રા હસી. "ખંડમાં બહુ સરસામાન ન હોય કે તે બહુ શણગારેલ ન હોય તો તેથી કાંઈ એમ નક્કી થતું નથી કે વાપરનાર ભક્ત હોવો જોઈએ. હું એવા પ્રકારની છું એવું તમે શાથી કહી શકો છો ? અનિલા ને મારામાં શો ફરક છે ?"

એ શબ્દો પૂરા બોલાયા પણ નહોતા ત્યાં અનિલા અંદર આવી. એની કાશ્મિરી સાડીનો એક છેડો જમીન પર ઘસડાતો હતો. એના હાથ ખભા પરની સાડીમાંથી પીન કાઢી રહ્યા હતા. તેણે સુમિત્રાના છેવટના બોલ જ સાંભળ્યા એટલે એ શબ્દો પકડી લઈ તેણે પૂછ્યું: "આપણામાં કાંઈ જ ફરક નથી ? ગમે તેને પૂછોને ! દરેક જણ તુરત જ કહી શકશે કે આપણામાં આસમાનજમીનનું અંતર છે."

"હું પણ એ જ કહું છું ને !" સુમિત્રા બોલી.

"ભલે ત્યારે !" અનિલા બોલી. "મારાથી બને તેટલું હું તમને સમજાવું. આપણે તો આ દુનિયામાં મોજ કરવા અવતર્યાં છીએ : જ્યારે તું તો ચોક્કસ આદર્શ લઈને આવી છે. આટલો

તફાવત જ કાંઈ ઓછો છે ? દુનિયા મારે માટે છે : જ્યારે તું દુનિયાને માટે છે. ”

સુમિત્રા અનિલાની પીઠ પર ટપલી મારી બોલી : “ ફઈબાના લાભ માટે ચાલાકી ન કરીશ. તું મોજ માણે છે એ કરતાં હું દુનિયામાં શું ઓછી મોજ માણું છું ? તું ખાય છે, પીએ છે, ફરે છે, તેમ હું પણ કરું છું. પછી ભક્તજન તરીકે મારામાં લાયકાત આવી ક્યાંથી ? ”

“ તું ભલેને આખી વાત હસી કાઢવા પ્રયત્ન કરે; ” મંગળા ફઈ બોલ્યાં. “ પરંતુ મારી વાતમાં સત્યનો અંશ છે તે છે જ. આપણે કોઈ બીજે દિવસે નિરાંતે એ વાત કરીશું. આજે તો હું પુષ્કળ થાકી ગઈ છું. મારાં હાડકેહાડકાં દુ:ખે છે. ચાલ અનિલા, જરા તાર ફોઈબાની સેવા ઉઠાવ, ” કહી એ પોતાના ખંડમાં ગયાં.

ત્રિભુવનભાઈનું મકાન કાંઈ ખાસ મોટું નહોતું. અત્યારે તે એકેએક ખંડ વપરાતો હતો. મંગળાફઈએ તો અનિલાના ખંડમ અડ્ડો જમાવ્યો હતો. એમના દીકરાઓ દિવસે ત્રિભુવનભાઈન ખંડમાં બેસતા ને રાત્રે દીવાનખાનામાં સૂઈ જતા. ત્રિભુવનભાઈ આખે દિવસ ઘર બહાર રહેતા એટલે આ યોજનાથી કશી જ હરકત આવતી નહિ.

મંગળાફઈ અનિલાના ખંડમાં જઈ પલંગ પર પડ્ય અનિલાએ પોતાનો પલંગ તેમની સગવડ ખાતર ખાલી કર્યો હતો . પોતે એક નાનકડા કૅમ્પકૉટ પર જમાવ્યું હતું. “ તમે તો ફઈબ હજી લૂગડાં પણ બદલ્યાં નથી. ” અનિલાએ અંદર આવી કહ્યું.

“ મેં કહ્યું નહિ બહેન, કે હું ખૂબ જ થાકી ગઈ છું. ” મંગળ ફઈએ ઉત્તર દીધો. “ હવે તો વાળુ કરીને જ લૂગડાં બદલીશ. ત બધાં વહેલું વાળુ કરો છો એટલે ઝાઝી વાર નહિ લાગે. ”

"ના, ના, જરા પણ વાર નહિ લાગે." અનિલા બોલી. "વાળુ તૈયાર જ છે. મહારાજ તો ક્યારનોય આપણી વાટ જોઈ રહ્યો છે."

"તમારા નોકરો પણ ભાગ્યશાળી છે, બહેન!" મંગળાફઈ બોલ્યાં. "મેં તો ઘણાં ઘર જોયાં છે પણ મહારાજ બપોરે ત્રણ ને રાત્રે અગિયાર વાગ્યા સિવાય છૂટો જ થઈ શકે નહિ ને ગમે તેટલી બૂમો પાડોને. એ લોકો વહેલા પરવારે જ નહિ."

"અમારાં માણસો એવાં ચાલાક નહિ તો!" અનિલા બોલી. "પાંડુ અમારો જૂનો નોકર છે; એ બધાંને વ્યવસ્થિત રાખે છે. અમે વિદ્યાલયમાંથી પાછા ફરીએ કે તુરત જ જમી લઈએ છીએ. બાપુજીને પણ એ વાત ગમે છે. એ તો રાત્રે બહુ બહુ તો દૂધ કે ઓવેલ્ટાઈન પીએ એટલે રાત પડતાં તો બધાં જ પરવારી જાય. તમે બધાં આવ્યાં છો તેથી જ આટલુંયે મોડું થાય છે."

સુમિત્રા લૂગડાં બદલી અંદર આવી: "ખાવાનું પીરસ્યું છે, ચાલો."

બધાં ભોજનગૃહમાં ગયાં. ગુજરાતી અસ્મિતા જાળવવા છતાં નવા જમાનામાં ભળી જવું એ મુંબઈગરાઓને જ બરાબર આવડે. અહીં તો બધાં અંગ્રેજી ઢબે ટેબલ પર ખાણું લેતાં. અનિલાનાં ફઈબા બેઠાં કે તુરત જ તેમણે છરી કાંટા દૂર કર્યા: "આ બધું મારી આગળ રોજ શું કરવા મૂકો છો? હું તો કોઈ દિવસ આંગળીઓ જ કાપી બેસીશ."

"પહેલી વાર તો મને પણ એવી જ બીક લાગતી હતી." સુમિત્રા બોલી. "આંગળીઓ કપાવાનો એટલો બધો ડર લાગતો—"

"પણ સુમિત્રા બધું જ એટલી ઝડપથી શીખી લે છે કે અમે આશ્ચર્યચકિત બની જઈએ છીએ." અનિલા બોલી. "આટલા થોડા ગાળામાં પણ જાણે એ છેક જ અર્વાચીન યુવતી બની ગઈ છે. મને તો હાથે ખાવામાં લહેર પડે છે, પરંતુ સુમિત્રા તો હાથે

ખાય તો પચાસ પચાસ વાર હાથ ધોયા કરે છે. ચામડી ઊતરી જાય ત્યાંસુધી એને સંતોષ થાય જ નહિ ને!"

"મડમ બની જવું છે તેથી નહિ હોં કે!" સુમિત્રા બોલી. "મડદાં ચીરતી આંગળીઓએ ન ખાવું એ તો મને તદ્દન સ્વાભાવિક લાગે છે."

"ઓ બાપ!" અનિલા બોલી. "લોકો આવું બધું શી રીતે કરી શકતાં હશે એ જ મને સમજાતું નથી. બાપુજી મને પણ મેડિકલ કૉલેજમાં મૂકવા માગતા હતા પરંતુ મેં તો સાફ ના પાડી દીધી. સુમિત્રા જેવીને એ બધું પાલવે."

"બધાં ડૉક્ટર બને, પણ તારી દીકરી તો કદી ડૉક્ટર ન બને." મંગળાફઈ તેમના ભાઈ સામે જોઈ હસીને બોલ્યાં. "એ બહુ જ સુગાળવી ને પોચા દિલની છે. એક દિવસ એક વંદો ભૂલથી પગ નીચે ચગદાઈ ગયો ત્યારે એનું મોં જોવા જેવું થયું હતું."

"એની મા પણ એવા જ પોચા દિલની હતી." ત્રિભુવનભાઇ બોલ્યા. "સુમિત્રા જોડે મારે અનિલાને પણ મેડિકલ કૉલેજમાં મૂકવી હતી. મારે એના પોચા દિલને સખત બનાવવું હતું પણ એણે માન્યું જ નહિ ને!"

"તને ડૉક્ટર થતાં આંચકો ન આવ્યો?" મંગળાફઈએ સુમિત્રાને પૂછ્યું.

"જરાય નહિ. પ્રથમથી જ મારે ડૉક્ટર થવું એ વાત નક્કી હતી. મુંબઈમાં તમારે ઘેર જ એ વાત થઈ હતી ને? ભૂલી ગયાં?"

"હા, હા, મને યાદ આવ્યું. તારા બાપુજીએ જ એ વાત કરી હતી. ઓ ભગવાન, અત્યારે કોણ કલ્પના પણ કરી શકે તું એ જ સુમિત્રા છે? તારો દેખાવ જ પલટાઈ ગયો છે. અમે જાણીએ છીએ તેથી જ તને પારખી શકીએ છીએ: બાકી બીજું કોઈ તો અમારી વાત માને જ નહિ."

સુમિત્રા જરા ગંભીર બની. એને ભૂતકાળ સ્પષ્ટ કરવો નહોતો, તેથી એ વાત આગળ લંબાવી નહિ.

જમીને સૌ પોતપોતાના ખંડમાં ગયાં. અનિલાના ખંડમાંથી થોડીવાર વાર્તાલાપ સંભળાયો, પરંતુ સુમિત્રા તો તુરત જ દીવો હોલવી પલંગ પર પડી. ઉઘાડી બારીમાંથી તારામંડળ તેના ઉપર નજર નાખી રહ્યું હતું—જાણે અસંખ્ય આંખો એના તરફ ધ્યાનથી નિહાળી રહી હતી! એ શો વિચાર કરતી હતી? એનાં નયનોમાં શાથી આંસુ ઊભરાતાં હતાં? દિવસે નહિ જણાયલું કોઈ છૂપું દર્દ તેના અંતરમાં ઊપડી આવી અત્યારે એને સતાવી રહ્યું હતું. એના જીવનમાં નિરાશાના દર્દ જેવું કાંઈક હશે એવી કોઈને પણ કલ્પના આવે તેમ નહોતું. એક શ્રીમંતપુત્રી પેઠે તે દિવસો વ્યતીત કરતી ને જીવનની તમામ લહેરો દરેક રીતે ભોગવતી હતી. એ પોતાના અભ્યાસમાં ખૂબ લીન બની રહી હતી. એને અભ્યાસ ગમતો એમ પણ બાહ્ય નજરે લાગતું. ત્યારે રાત્રિના અંધકારમાં આ અશ્રુ શાનાં? એના જીવનમાં આ દુઃખ ને દર્દ ક્યાંથી ઊભરાયાં?

થોડી વાર પછી તેણે આંસુ લોહી નાંખ્યાં ને પાસું ફેરવ્યું. એને આ બધા દર્દભર્યા વિચારો હાંકી કાઢવા હતા. થોડી વારમાં જ તે નિદ્રાવશ થઈ ગઈ.

રજાના દિવસ સિવાય છોકરીઓ સવારથી સાંજ સુધી કામમાં ગૂંથાયલી જ રહેતી. સુમિત્રાને તો એક ઘડીની પણ ફુરસદ મળતી નહિ. અભ્યાસમાં પણ એનો ઘણો વખત જતો. અનિલા કરતાં તે એક કલાક વહેલી ઊઠતી, ને હાથ મોં ધોઈ પોતાનો ખંડ વાળી ઝાડી સ્વચ્છ બનાવી દેતી. એ પરવારીને બેસતી ત્યારે ઘરનાં બીજાં ઊઠતાં પણ નહિ. પછી તે વાંચવા બેસતી અગર કામકાજની સૂચના આપતી. ત્રિભુવનભાઈ વિધુર હતા એટલે બન્ને છોકરીઓ વારાફરતી ગૃહવ્યવસ્થા સંભાળતી: એક અઠવાડિયું અનિલા દેખરેખ રાખતી તો બીજે અઠવાડિયે સુમિત્રા ઘરનું સુકાન સંભાળી લેતી.

સવારે આખું કુટુંબ ચા પીતી વખતે એકઠું મળતું. પછી સૌ સૌને કામે વેરાઈ જતાં ને ફરીથી જમતી વખતે ભેગાં થતાં : ખાસ કરીને વાળુ વખતે. સવારના બધાંને સાથે જમવાનું બનતું નહિ.

આ અઠવાડિયું સુમિત્રાને ઘર સંભાળવાનું નહોતું, એટલે તે વાંચવા બેઠી. પરંતુ વાંચવામાં આજે એનું ચિત્ત ચોટયું નહિ. એનું કારણ પણ એને સમજાયું. પૂર્વાકાશમાં એની નજર જડાઈ રહી. ત્યાં ધીમો અરુણોદય થઈ રહ્યો હતો. તેણે અભ્યાસમાં દિલ જોડવા ઘણો ઘણો યત્ન કર્યો પરંતુ આજે એના દિલના તેજીલા અશ્વો આકાશમાર્ગે પ્રયાણ કરી રહ્યા હતા. એ કશાકની વાટ જોઈ રહી હતી. કોઈના આવવાની રાહ જોતી હતી. અજાણતાં જ એનું દિલ કોઈ અગમ્ય માર્ગે વિહરી રહ્યું હતું.

" સુરેશભાઈ આવ્યા છે. " નોકરે આવી તેની વિચારતંદ્રામાં વિક્ષેપ પાડ્યો.

સુમિત્રાએ ક્ષણભર સંકોચ અનુભવ્યો: " નીચે દીવાનખાનામાં બેસાડ. "

દીવાનખાનું, રસોડું ને ત્રિભુવનભાઈનો ખંડ નીચે હતાં. પરંતુ છોકરીઓને વારેઘડીએ નીચે જવું ગમતું નહિ એટલે તેમણે દાદર આગળની ચાલીને ભોજનગૃહ બનાવી દીધું હતું. એક ટેબલ ને ચાર ખુરસીઓ ત્યાં કાયમ પડી રહેતી. મહેમાનો ન હોય તો તેઓ ત્યાં જ જમી લેતાં.

નોકર વિદાય થયો એટલે સુમિત્રાએ પુસ્તકો બાજુએ મૂક્યાં. તેણે નીચે જવા માંડ્યું પણ અર્ધે જઈ, તે પાછી વળી. અનિલાના ખંડ આગળ જઈ બારણું ખખડાવ્યું: " આજે જાગવું નથી કે શું ? "

" કેમ ગરબડ કરવા માંડી છે ? " ઊંઘમાં જ અનિલાએ અંદરથી ઉત્તર દીધો. " ગઈ કાલની મેં રસોઈ વગેરેની સૂચના આપી દીધી છે. "

" પણ બીજું કામ ન હોય ? " સુમિત્રા બોલી. " બહાર કોઈ આવ્યું છે, જલ્દી પરવારી જા. "

અંદરથી હસવાનો અવાજ સંભળાયો. બીજી જ ક્ષણે બારણું અધખોલું કરી અનિલાએ બહાર ડોકિયું કર્યું. "આ દશામાં હું ક્યાં નીચે આવું? તું નીચે જઈ મહેમાનગતિ કર. ૦|૫ કલાકમાં હું આવી પહોંચું છું"

"પણ મોડું ન કરીશ." સુમિત્રા બોલી.

"હવે બધું ડહાપણ જવા દે ને! હું મોડું કરું એ તું ઇચ્છતી ન હોય ત્યારે ને!"

સુમિત્રાએ દાદર તરફ ડગલાં ભર્યાં હતાં, પરંતુ અનિલાની ટીકા સાંભળી તે થંભી ગઈ. એનું વદન લાલચોળ બની ગયું. એનાં નયનોમાં રોપ ભભૂક્યો: "એમ માનતી હોઉં તો હું અહીં જ બેસી રહું છું. તારા આવ્યા સિવાય હું નીચે જવાની નથી."

અનિલાએ ફરી ડોકું બહાર કાઢ્યું: "એવા ગાંડાવેડા ન કર, કોઈ આપણને ચક્કર ગણશે. આપણે જ એને આવવા કહ્યું હતું ને હવે આપણે જ ઊંઘવાનો ડોળ ન કરી શકીએ. જા, નીચે જા. હું હું પણ આવી પહોંચું છું."

સુમિત્રા જરાય હાલી નહિ, એટલે અનિલા અકળાઈ.

"જાને નીચે, મારી બહેન છું ને!" તે કરગરી. "હવે ફરી મજાક નહિ કરું. આમાં આટલું બધું ખોટું શાનું લાગે છે?"

"તમે કહો તે બીજાએ મૂંગે મોઢે સાંભળી રહેવું, એમ જ ને?" કહેતી સુમિત્રા નીચે ગઈ. સુરેશ દીવાનખાનામાં આંટા મારતો હતો. "હું બહુ વહેલો આવ્યો, નહિ?" સુમિત્રાને જોઈ તે બોલ્યો. "મને જરા વહેલા ઊઠવાની ટેવ એટલે બીજાંનો દિવસ મોડો ઊગતો હશે એ ખ્યાલ રહેતો નથી."

"હું પણ વહેલી ઊઠું છું." સુમિત્રા બોલી. "તમે ગમે તેટલા વહેલા આવો ને! હું તૈયાર જ હોઈશ. પરંતુ અનિલા હજી જાગી નથી.

હું તેને ઉઠાડવા ગઈ એટલે વિલંબ થયો."

સુરેશ એક આસન પર બેઠો. નોટોનો એક થોકડો તેણે સુમિત્રા સામે મૂક્યો. "આપણે વાત થઈ હતી તે નોટો."

સુમિત્રાએ નોટો હાથમાં લઈ પાનાં ફેરવવા માંડયાં: "તમારા અક્ષર સરસ છે. મોટે ભાગે ડૉકટરોના અક્ષરો એટલા ખરાબ હોય છે કે એમનો કોમ્પાઉન્ડર જ તે ઉકેલી શકે."

સુરેશ હસ્યો: "દાક્તર થયા પછી કદાચ મારા અક્ષર બગડી પણ જાય."

"એવું તે વળી બનતું હશે?" અનિલા નીચે આવતાં છેલ્લા શબ્દો સાંભળી બોલી ઊઠી. "માણસનું બધું જ બદલાય પણ અક્ષર ન બદલાય."

"એવી ગાંડી વાત ન કર." સુમિત્રા બોલી. "આપણે પહેલાં મળ્યાં ત્યારના તારા અક્ષરો મેં સાચવી રાખ્યા છે. આજે તું એવા જ અક્ષરો લખે છે? જાણી જોઈને પોતાની બદનક્ષી કરાવે છે?"

"ના, હું એમ કહેવા માગતી નહોતી. મોટા માણસના અક્ષર કાંઈ બાલક જેવા ન હોય. હવે બીજાં વીસ વર્ષ સુધી મારા અક્ષરો બદલાશે નહિ."

"પંદર વર્ષ પછી તમારા અક્ષરો જોવાનું સદ્‌ભાગ્ય મને ન પણ મળે!" સુમિત્રા બોલી.

"આજે લહેરમાં લાગે છે." અનિલા બોલી. "કોણ સદ્‌ભાગી છે?"

"પણ મારું કિસ્મત જાણવા તમે નવરાં પણ જણાતાં નથી." સુરેશ બોલ્યો.

"મુંબઈથી તાર આવ્યો છે?" અનિલા બોલી ઊઠી.

"હા, કાલે ઘેર પહોંચ્યો કે...."

"બીજી બધી વાત પછી." સુરેશનું વાકય પુરું થાય તે પહેલાં

જ અનિલા વચ્ચે બોલી ઊઠી. " અમને ઉજાણી ક્યારે આપો છો તે કહી નાખો."

" એમાં શી મોટી વાત છે ?" સુરેશને અનિલાની વાતમાં મહત્ત્વ લાગ્યું નહિ. " દરેક વર્ષે સેંકડો વિદ્યાર્થીઓ પરીક્ષા પસાર કરે છે."

" પરંતુ સેંકડો વિદ્યાર્થીઓ દરેક વર્ષે પહેલા નથી આવતા." અનિલાથી ન રહેવાયું.

" પણ કોણ કહે છે કે હું પહેલો આવ્યો છું ?"

" છેલ્લે નંબરે હોત તો તમે અમને કહેવા ન આવત." હવે સુમિત્રાએ પણ અનિલાનો પક્ષ લીધો.

" પણ પહેલા ને છેલ્લા સિવાય બીજી શ્રેણી જ નહિ હોય ?" સુરેશ બોલ્યો.

" છે, પણ તમારે માટે નહિ." અનિલાએ કહ્યું. " સાચી વાત કબૂલ કરી દો ને !"

" સ્ત્રીઓનો વિરોધ કરવો જ ન જોઈએ." સુરેશ બોલ્યો. " હું પહેલો આવ્યો છું એ કબૂલ કર્યા વિના મારે છૂટકો નથી."

" એ ઠીક, પણ મૂળ વાત ઉડાવી ન દેશો. તમારી ઉજ્જવલ કારકીર્દિથી હવે તમે કોઈનુંય ભલું તાકશો નહિ, માટે અત્યારે થોડાંક ભલાં માણસને સંતોષી પુણ્યોપાર્જન તો કરી લો."

" તમે વ્યવસ્થા સંભાળી લો તો મને મિજબાની આપવામાં કશીયે હરકત નથી. મહારાજની રસોઈ જમાડવામાં મને લહેર નથી આવતી. મારા મહેમાનોને ઝેર દઈ હું દર્દીઓ એકઠા કરું છું એવું કહેવાનો વખત મારે નથી આણવો."

અનિલા ખડખડાટ હસી પડી: " ના, ના, અમારે એવી મિજબાની જોઈતી નથી. પણ અમે ઘેર પણ રોજ મહારાજના હાથની જ રસોઈ જમીએ છીએ. આપણે એક મિજબાની ગોઠવવી. અમારાં ફઈબા

એવા કામમાં પહેલા નંબરનાં સુકાની છે. રસોઈખાતું એમને જ સોંપી દેવું. આપણને ખૂબ મજા પડશે. આપણી ઇંદુ ને સુમિત્રાની બહેનપણીને પણ બોલાવીશું. તમે પણ તેમને ઓળખો છો. વળી એ હશે તો આપણને સંગીતની મોજ પણ ચખાડશે. તમારા બીજા મિત્રો પણ ભલે આવતા."

"ચાલો ત્યારે, બધું જ નક્કી થઈ ગયું." સુમિત્રા બોલી ઊઠી. "માત્ર તમારી વ્યવસ્થા સુરેશને ગળે ઊતરે છે કે કેમ એટલું જ પૂછવાનું બાકી રહ્યું. બાકી રિવાજ તરીકે મને આ પસંદ નથી."

"રિવાજ શાનો ?" અનિલાએ પૂછ્યું. "લહેર ઉડાવવાનું તને ગમતું નથી તો એને ગમે છે શું ? આપણે સુરેશભાઈ પ્રત્યે દિલસોજી દાખવવા એક સભા બોલાવીશું ?"

"મારા ભવિષ્યના દર્દીઓ માટે તમે યોગ્ય જ પગલું ભરેલું ગણાશે." સુરેશ બોલ્યો. "પણ તમારી એ વાત જરા અકાળે લેખાશે. પણ સુમિત્રા આ રિવાજ તમને કેમ નથી ગમતો ? ખોરાકપાણી પેઠે લહેરની પણ માનવજાતને જરૂર છે એમ તમે નથી માનતાં ?".

"અનિલા કોઈને પૂરું સમજાવવા પણ નહિ દે." સુમિત્રા બોલી. "હું લહેર ઉડાવવાની વિરુદ્ધ છું એમ મારું કહેવું નહોતું. અમારે તમને મિજબાની આપવી જોઈએ, તેને બદલે તમને યજમાન ઠોકી બેસાડવા એ મને વાજબી લાગતું નહોતું."

"પણ હું તો નામનો જ યજમાન છું ને !" સુરેશ બોલ્યો. "તમારે જ બધું કરવાનું છે !"

"શું કહો છો ?" અનિલા બોલી ઊઠી. "સુમિત્રા, આપણે તો આ વાતથી હાથ ધોઈ નાખીએ છીએ." ખોટો રોષ ચઢાવી તે ખંડ બહાર નીકળી ગઈ.

"મારી નિર્દોષ વાતનો કેવો અનર્થ ?" સુરેશ જરા અકળાયો.

"ખરેખર !" સુમિત્રાની શરમનો પાર રહ્યો નહિ. "અનિલા જેવી તોફાની છોકરી મેં ક્યાંય જોઈ નથી. એને બરાબર બોલતાં

પણ આવડતું નથી. હવે એ વાત રહેવા દો. તમે પાછા મુંબઈ જવાના છો?"

"ના, ત્યાં જવાથી શો ફાયદો? ત્યાં તો ગલીએ ગલીએ તમને ડોક્ટર જડે. ડોક્ટરની ખાસ જ્યાં જરૂર હોય એવી જગા મારે તો શોધી કાઢવી છે."

"ગુજરાતમાં એવી જગાઓની ક્યાં ખોટ છે? પણ ત્યાં ટંકશાળ નહિ પડે. મને એવાં ગામડાંની ખબર છે કે જ્યાં દાક્તરનું ભૂત પણ દેખાતું નથી: ત્યાં બધા ઊંટવૈદુ કરીને જ નભાવે છે."

"મને એવાં ગામડાંની માહિતી આપો. એવા ઊંટવૈદો સાથે હું હરીફાઈ કરી શકીશ."

"કદાચ એ રસ્તે ન પણ ફાવો. ગામડિયાઓને આજકાલના ડોક્ટરો કરતાં એવા ઊંટવૈદોમાં વધારે શ્રદ્ધા હોય છે."

એવામાં અનિલા પાછી આવી: "આવતા શુક્રવારે હું છુટ્ટી છું. બધાંને ફાવે તો ત્યારે આપણે ઉજાણી રાખીએ."

"ઉજાણીએ જવાનું નક્કી પણ કરી નાખ્યું?" સુમિત્રાએ પૂછ્યું. "પણ ઉજાણીનું જ નક્કી ન થાય ત્યાંસુધી સમય ને સ્થળની ભાંજગડ કર્યે શો ફાયદો?"

"એવું નક્કી કરતાં કાંઈ ઝાઝી વાર લાગે નહિ. પરીક્ષામાં પસાર થનાર વ્યક્તિએ મિજબાની આપવી જ જોઈએ એવો પુરાણો રિવાજ છે—જાણે એ તો પ્રવેશ ફી. એ ખર્ચ્યા સિવાય છૂટકો જ નહિ. હું પાસ થઈશ ત્યારે હું પણ મિજબાની આપીશ. અત્યારથી આપણને એ વાત કબૂલમંજૂર છે."

"મોટી મહેરબાની ત્યારે તો!" સુમિત્રા બોલી. "સુરેશચંદ્ર પણ વર્તમાનપત્રમાં તમારું નામ વાંચશે કે મિજબાની માટે તુરત દોડી આવશે. તમે આજથી નક્કી કર્યું તે ઘણું જ સારું કર્યું. પણ ઉજાણી કરશો ક્યાં?"

સુરેશ ઘડી વિચારમાં પડી ગયો : "વિશ્વનાથના બગીચામાં ઉજાણી રાખીએ તો કેવું ? એક દિવસ મોજ ઉડાવવા આપવાની તે આપણને ના નહિ પાડે. બાપુજીને તેમની સાથે સારી ઓળખાણ છે. જગા પણ સુંદર છે. તમે કોઈ વાર ત્યાં ગયાં છો ?"

"ના, ભાઈ!" અનિલા બોલી. "ભલે ત્યાં રાખો. સુમિત્રા, શુક્રવાર ફાવશે ને ?"

"બપોરે ત્રણ વાગે હું નવરી પડીશ, એટલે ચારેક વાગે ત્યાં આવી પહોંચીશ."

"ના, ના, એ નહિ ચાલે." અનિલા કાંઈ બોલે તે પહેલાં જ સુરેશ બોલી ઊઠ્યો. "એના કરતાં તો રવિવાર જ રાખીએ એટલે કોઈનેય વાંધો નહિ."

"ભલે ત્યારે, રવિવાર રાખો!" અનિલાએ સુરેશ સામે ત્રાંસી નજરે જોઈ કહ્યું. "હવે કોને કોને બોલાવવાં છે તેની યાદી તૈયાર કરો. કોને કોને બોલાવવાં છે ?"

"એની શી ઉતાવળ છે ?" સુમિત્રા ઊભી થઈ ગઈ. "આવી અધીરી છોકરી તો મેં કોઈ ના દીઠી."

"તારી પેઠે આખો દિવસ હું ધ્યાન રાખીને બેસી રહું ?" અનિલા ગુસ્સે થઈ બોલી. "સુરેશભાઈ, મહેરબાની કરી એની કોઈ વાત સાંભળશો નહિ. હવે ફક્ત ચાર જ દિવસ બાકી છે માટે આપણે બધું નક્કી કરી નાખવું જોઈએ. ઓ ભગવાન, ફઈબા વળી મને કેમ બૂમ પાડે છે ?" એમ કહી તે ખંડ બહાર ગઈ.

"ઉજાણી રાખવાનો વિચાર તમને નથી ગમતો ?" અનિલા બહાર ગઈ કે સુરેશે સુમિત્રાને પૂછ્યું.

"મારો વાંધો તો મેં તમને ક્યારનોય જણાવી દીધો છે."

"તમે મને મિજબાની આપો તેના કરતાં હું મિજબાની આપું ને તમે આવો એ મને વધારે ગમે."

"એ બહુ સારી વાત. તમે લોકોનું ભલું કરો ને લોકો તમારી

સેવા સ્વીકારે તે બદલ તમે ઋણી રહો. અમારે તો જાણે કાંઈ કરવાનું જ નહિ."

"તમે મિજબાની માણો ને મને ઋણી બનવાની તક આપો એટલે બસ. એ કાંઈ સહેલી વાત નથી."

"ફઈબા તમને ચા પીવા બોલાવે છે." અનિલાએ દીવાનખાનામાં પ્રવેશતાં કહ્યું.

"હું ચા પીને આવ્યો છું."

"ચા તો સૂર્યપ્રકાશ ને હવા જેવી જીવનની જરૂરિયાત છે. એને માટે વધારે ઓછાનો પ્રશ્ન જ હોવો ન ઘટે. તમારી આગળ પ્યાલો મૂકવામાં આવે કે એને ન્યાય આપ્યે છૂટકો."

આજે અનિલાએ નીચેના ભોજનગૃહમાં ચા આણવા નોકરને સૂચના આપી હતી. અનિલાનાં ફઈબા ક્યારનાંય ત્યાં પહોંચી ગયાં હતાં. ત્રણે જણ આવ્યાં કે તેમણે સુરેશને સંબોધન કર્યું: "ઠીક થયું હો બેટા. પહેલે નંબર આવવું એ કાંઈ રમત વાત નથી."

સુરેશ તેમને પગે લાગી બોલ્યો: "અનિલાએ વધાઈ ખાધી લાગે છે."

"વધાઈની વાત તે વળી છૂપી રહેતી હશે?" અનિલા બોલી.

ત્રિભુવનભાઈ ને તેમના ભત્રીજાઓ પણ આવી પહોંચ્યા. તેમને પણ સુરેશ પાસ થયાની ખુશખબર આપવામાં આવી. દરેક જણે ઉલ્લાસભેર વાતો કરવા માંડી. ફક્ત સુમિત્રા જ બધામાં શાંત રહી. મૂળથી જ એ એકલસૂરી હતી ને આજે તો તેને પોતાની ખુશી જાહેર કરતાં ખાસ સંકોચ થયો. છેવટે રવિવારે ઉજાણી રાખવાનું નક્કી થયું. આમંત્રણો માટે યાદી તૈયાર કરવામાં આવી. સુરેશે દરેક નામ કબૂલ રાખ્યું ને વિદાય લીધી. પેલું બગીચાવાળું મકાન મળશે કે કેમ તે નક્કી કરી સૌને ખબર આપવાનું ઠર્યું.

સુમિત્રા ને અનિલાને સાડા નવે વિદ્યાલયમાં જવાનું હતું એટલે સવારે તેમને ઝાઝી ફુરસદ મળે તેમ નહોતું. આથી ભોજનગૃહમાંથી સહુ વેરાઈ ગયું. સુમિત્રા પોતાના ખંડમાં ગઈ. એને થોડુંક વાંચવું હતું, પરંતુ આજે વાંચવામાં એનું દિલ ચોંટયું નહિ. એણે એક પછી એક ખાનાં ઉઘાડવા માંડયાં. તે સ્વચ્છ રીતે ગોઠવાયલાં હોવા છતાં તેને ફરીથી વ્યવસ્થિત કરવા પ્રયત્ન કર્યો. તે દિવસનાં કપડાં તૈયાર કર્યાં. અગાઉ પસંદ કરેલાં કપડાં સરસ હતાં છતાં તેની આંખને તે ગમ્યાં નહિ, એટલે તેણે બીજાં ધોયેલાં લૂગડાં કાઢયાં.પછી તે મૂંગી મૂંગી પલંગ પર બેઠી. સમય ગુમાવવો એ તેના સ્વભાવની વિરુદ્ધ હતું, પરંતુ આજે કોઈ પણ વિષય પર એનું ચિત્ત ચોટતું નહોતું. એના દિલમાં કોઈ અજબ લાગણી પ્રવર્તી રહી હતી. એના સાચા સ્વરૂપની એને ગમ પણ પડતી નહોતી. એણે નિર્ણય પર આવવા ઘણોય પ્રયત્ન કર્યો, પરંતુ એ કોઈ પણ વાત નક્કી કરી શકી નહિ.

અનિલા દિવસના કામકાજની સૂચનાઓ આપી પરવારી, ને અંબોડો છોડતી છોડતી કોઈ અસ્પષ્ટ ગીત ગણગણતી ઉપર આવી. સુમિત્રાનો ખંડ દાદરની બરાબર સામે હતો. એના દ્વારનો પડદો પવનથી ભિડતો હતો. અનિલા સહેલાઈથી ખંડમાં નજર નાખી શકી.

“ આમ પૂતળાની પેઠે કેમ બેસી રહી છે ? આજે વિદ્યાલયમાં નથી જવું કે શું ? ”

“ હું નાહવા જવાનો વિચાર કરતી હતી. ”

“ ઇન્દુ ને ગાર્ગી સિવાય બીજા કોઈનું નામ તું સૂચવી શકે છે ? ” અનિલાએ સુમિત્રાના ખંડમાં આવી પૂછ્યું.

“ સુરેશનાં આમંત્રણો માટે આપણે શું કામ આટલી બધી માથાકૂટ કરવી ? એ જાતે જ છોને નક્કી કરી લેતા. ”

“ પણ એણે તો તને યજમાન સ્થાપી છે. તારી એ ફરજ નહિ કે ? ”

"મારે શી પંચાત?" સુમિત્રાએ તોફાનમાં અનિલાને એક ટપલી મારી. "વગરપૂછ્યે જે વ્યવસ્થા કરતું હોય તે જ યજમાન. સુરેશે તને યજમાન સ્થાપી છે—જાણે વાત તારાથી અજાણી હશે?"

"એટલે જ તને અદેખાઈ આવતી હશે?" અનિલા બોલી. ત્યારે તો તેં જરૂર પ્રગતિ કરી છે."

સુમિત્રા ટુવાલ ને સાબુ લેતી બોલી: "હું તો નાહવા જાઉં છું. તું તારે ફાવે તેમ બબડ્યા કર."

અનિલા હસતી હસતી પોતાના ખંડમાં ચાલી ગઈ. સુરેશનું નામ લઈ સુમિત્રાને ચીડવવામાં અનિલાને લહેર આવતી. સુરેશનો સુમિત્રા ઉપર ભાવ હતો એ વાત તેની ચાલાક નજરે અજાણી રહી નહોતી. આજ સુધી એ મુંબઈ રહેતો ને ફક્ત રજાઓમાં જ દિલ્હી આવતો, એટલે સુમિત્રા સાથે મૈત્રી સાધવાની એને અગાઉ કદી તક મળી નહોતી. એમ. બી. બી. એસ.ની પરીક્ષા આપ્યા પછી એને લાંબી રજા મળી, એટલે તે દિલ્હી આવ્યો. પછી તો એણે અવાર-નવાર ત્રિભુવનભાઈને ઘેર આવવા માંડયું. એકલી અનિલા જ નહિ પણ બીજાંએ પણ એના આગમનની નોંધ લેવા માંડી. સુરેશ પહેરામણીનો વર હતો એટલે ઘણાં ગુજરાતી કુટુંબીઓની નજર એના ઉપર ઠરી રહેતી હતી, એની અનિલાને પણ ખબર હતી.

સુમિત્રા માટેનો સુરેશનો પક્ષપાત અનિલાના ખ્યાલમાં હતો, પરંતુ સુમિત્રાનું દિલ એ કદી પારખી શકી નહોતી. એ ઘણી જ એકલવાયી છોકરી હોવાથી એના દિલની વાત જાણવી એ કપરું કાર્ય હતું. અનિલા સુમિત્રાથી કોઈ વાત છુપાવતી નહિ, છતાં સુમિત્રાનું દિલદ્વાર તો સદા ભિડાયલું જ રહેતું. સુમિત્રા ને પોતાનામાં કેટલું બધું અંતર હતું તેનો અનિલાને ખ્યાલ નહોતો. સુમિત્રા પ્રથમ રહેવા આવી ત્યારે અનિલા તો બાળક જેવી હતી. દિલ્હીમાં કોઈ સુમિત્રાના બાલ્યની દર્દભરી કથા જાણતું નહોતું. ફક્ત ત્રિભુવનભાઈ એની વાત

જાણતા, પણ એ કોઈને કશી વાત કરે એવા નહોતા. પ્રવીણસાગરને એમણે એ વાત છૂપી રાખવા વચન આપ્યું હતું એટલે એ પોતાના વચનને સ્વાભાવિક રીતે જ વળગી રહ્યા હતા. અનિલા ને એની બહેનપણીઓને જગત એટલે સ્નેહ ને લગ્ન હતું. પરંતુ સુમિત્રા તો એ એ વાતથી એટલી તો વિરક્ત રહેતી કે તેની બહેનપણીઓને આશ્ચર્ય સાથે રોષ ઉદ્દ્ભવતો. "કેવી વિચિત્ર છોકરી! યોગી હોવાનો ઢોંગ કર્યે શો ફાયદો? વહેલાંમોડું દરેક કન્યાને પરણવાનું તો છે જ. પછી એ વાતથી અળગા રહ્યે શો લાભ?" પરંતુ સુમિત્રા એમની મજાકો ને રમૂજો વેઠી લઈ વિરક્ત જ રહેતી.

સુમિત્રા જાતે પણ પોતાનું દિલ બરાબર પારખી શકતી હતી કે કેમ એ શંકાસ્પદ હતું. એના બાલ્ય પર કિસ્મતે કેવો ભયંકર શાપ વરસાવ્યો હતો એ વાત તે હજી પણ ભૂલી શકી નહોતી. એ કદી સુખી જીવન જીવી શકવાની નથી તે એ સારી રીતે જાણતી હતી. સ્વતંત્ર રીતે વિહરવા એ પોતાનાથી બનતો તમામ પ્રયાસ કરતી, પરંતુ એમ રોજ ચલાવ્યે રાખવું મુશ્કેલ હતું. ત્રિભુવનભાઈ સિવાય દરેક એને કુમારિકા જ સમજતું, ને તેવી રીતે જ તેની પ્રત્યે વર્તાવ રાખતું. એટલે સુમિત્રાની બેદરકારી કેટલાકને ખૂબ જ વિચિત્ર લાગતી. પરિણામે સુમિત્રાને ટીંખળના ભોગ બનવું પડતું. એ સુંદર અને હોશિયાર યુવતી હતી, આથી આજુબાજુના યુવાનોનું આકર્ષણ બન્યા વિના રહે તેમ નહોતું, વળી અનિલા કરતાં સુમિત્રાનું આકર્ષણ વધારે હતું. તેથી જ અનિલા વારેઘડીએ સુમિત્રાને બનાવ્યા કરતી.

અત્યાર સુધી સુમિત્રાએ દિલની ગંભીરાઈ ટકાવી રાખી હતી. અનિલાની મજાકો એ રમૂજમાં ઉડાવી દેતી. વળી અભ્યાસમાં પણ તે એટલી તલ્લીન રહેતી કે તેને એવી મજાકો સાંભળવાની પણ ફુરસદ મળતી નહિ. ત્રિભુવનભાઈને મોટો દીકરો પણ નહોતો એટલે

યુવાનોને તેમને ઘેર આવવાનો પ્રસંગ જ ઉપસ્થિત થતો નહિ. છોકરીઓ બહાર યુવાનોને મળતી, પણ અત્યાર સુધી કોઈએ સુમિત્રાનું દિલ આકર્ષ્યું નહોતું : પણ હવે એના દિલનો દુર્ગ ડોલવા માંડ્યો.

સુરેશ ત્રિભુવનભાઈના એક મિત્રનો પુત્ર હતો, એટલે એને ગમે ત્યારે ઘેર આવવાની પરવાનગી હતી. હમણાં હમણાં એની મુલાકાતો વધી પડી હતી. સુરેશ સુમિત્રા પ્રતિ આકર્ષાતો જતો હતો એ હકીકત ત્રિભુવનભાઈની ધ્યાન બહાર નહોતી. પરંતુ એ વાત અટકાવવી શી રીતે? અત્યાર સુધી તેમણે સુમિત્રાને કુમારિકા જાહેર કરી હતી. સુરેશ એને પત્નીસ્થાને ખરા દિલથી સ્થાપવા માગતો હતો, પરંતુ એનાથી દૂર રહેવા સુમિત્રા નિર્માયલી હતી. ક્રૂર વિધાતાએ એને માટે આકરો માર્ગ નિર્માણ કર્યો હતો. ત્રિભુવનભાઈને સુરેશ પ્રિય હતો, સુમિત્રા પણ એમને દીકરી જેવી વહાલી હતી, એટલે આ વિચાર આવતાં ભયંકર વજ્રપાતની કલ્પનાથી એમનું દિલ કંપી ઊઠતું.

સુમિત્રાને પણ હવે ચેન પડતું નહોતું. સુરેશ માટે એને ફિકર થતી નહિ, પણ એને પોતાની જાતની ચિંતા થતી હતી : એનું દિલ રોજિંદી શાંતિ ને ગંભીરતા ગુમાવી બેઠું હતું.

## : ૧૩ :

**આશાઓનાં** સંભાર સમોવડો રવિવાર આવ્યો. ઉજાણીની તૈયારીઓ કરવામાંથી અનિલા આખું અઠવાડિયું નવરી પડી નહોતી. શનિવારે તો એની ધમાલનો પાર નહોતો. કોઈ પણ પ્રકારના ઉત્સવ માટે એ ખૂબ જ ઉત્સાહિત બની જતી. સુરેશની તમામ કાર્યવહી એણે પોતાને શિર ઉઠાવી લીધી હતી. એણે મહેમાનોને આમંત્રણ આપ્યાં, જરૂરી ચીજોની યાદી કરી, સંગીત ને રસોઈની વ્યવસ્થા કરી; સુરેશ માટે કાંઈ જ કરવાનું તેણે બાકી રાખ્યું નહિ. અનિલાનાં ફઈબાએ પણ એ બધી વ્યવસ્થામાં ખૂબ ખૂબ મદદ કરી. દરેક વાતમાં એમની સલાહ લેવાની હોય જ. સોંપ્યા સિવાય કાંઈ પણ કામ કરવા સુમિત્રા તૈયાર નહોતી. અનિલા તો એ માટે એને રાતદિવસ ઠપકો આપ્યા કરતી. પરંતુ બિચારી સુમિત્રા! એ તો પોતાના વર્તનને અનેક પ્રયત્નોને અંતે પણ સ્વાભાવિક બનાવી શકી નહિ. એની મુશ્કેલી ક્યાં હતી તેની જ એને ગમ પડતી નહોતી. વળી પોતાની ભાવનાઓનું ઊંડું મનોમંથન કરવાની એનામાં હિંમત નહોતી.

શનિવારે અનિલા ને તેનાં ફઈબાએ પોતાની યોજનાઓમાં અણધાર્યો ફેરફાર કર્યો. ફઈબા બોલ્યાં: "આપણે રાત્રે જ રસોઈ

તૈયાર કરી નાખીએ. ત્યાં રસોઈ કરવાનું રાખીશું તો આપણને ઘણી મુશ્કેલીઓ નડશે. જોઈતી તમામ ચીજો ત્યાં હશે પણ નહિ. વળી મારે ઊંચાનીચા થવું પડશે તે નફામાં. ત્રીસ ચાલીસ જણનું રાંધવાનું એમાં તે શું મોટી વાત છે? આપણે વહેલી શરૂઆત કરી તમામ સગડીઓ સળગાવીશું એટલે ઝટપટ પાર આવી જશે."

અનિલાના ઉત્સાહનો પાર નહોતો. "એમ કરીએ ત્યારે, આ તે કંઈ મોટી વાત છે? વધારે રાંધવાનું પણ શું છે? મુખ્ય વસ્તુઓ તો બજારમાંથી આણવાની છે. ઘેર લહેર આવશે, છતાં જરૂર હોય તો શાકભાક સમારવા ઈંદુને બોલાવીએ."

"બહારનાંને બોલાવવાં પડે એવું ભારે કામ શું છે?" સુમિત્રા બોલી. "આપણે જાતે જ બધું કરી નાખીશું. પણ બજારમાંથી જે કાંઈ મંગાવવું હોય તે વહેલું મંગાવી લેવું જોઈએ."

અનિલા ને સુમિત્રા તે દિવસે વિદ્યાલયમાંથી ઘેર વહેલાં પાછાં ફર્યાં અને નાસ્તો કરી ઉજાણીની વસ્તુઓ બનાવવા બેઠાં. ભોજન-ગૃહમાં ભોંય પર બેસીને જ તેઓ બટાકા બાફી સમારવા લાગ્યાં. ત્યાં સુરેશ આવી ચડ્યો. એને જોઈ અનિલા બોલી ઊઠી: "જુઓ, અમે કેટલી ધમાલમાં છીએ? બગીચાને બંગલે પહોંચતાં પહેલાં તો અમે બધું તૈયાર કરી નાખવા માગીએ છીએ. ત્યાં તો માત્ર ખાવું પીવું ને લહેર જ કરવાની."

"પહેલાં બીજી ગોઠવણ હતી?" સુરેશે પૂછ્યું

"હા, પણ પછી બદલાઈ ગઈ." અનિલા બોલી. "ફઈબા કહે કે ત્યાં જઈ ચૂલામાં કોણ પેસે? બધાં આવે તેમની સાથે હરવું-ફરવું ન જોઈએ? એટલે અમે ઘેર જ રસોઈ તૈયાર કરી નાખવાનું યોગ્ય ધાર્યું. બધું લઈ જતાં શી હરકત પડવાની છે? માણસોની ક્યાં ખોટ છે?"

"એ પણ ઠીક." સુરેશ બોલ્યો. "આપણે તો, રસોઈ સારી

થાય એટલે પત્યું. હું તો તમને એમ કહેવા આવ્યો હતો કે મેં થોડા વધારે મહેમાનો નોંતર્યાં છે."

"તેની કશી જ ફિકર નથી." સુમિત્રા બોલી. "અનિલાએ કાંઈ ઓછી સામગ્રી એકઠી કરી નથી?"

"વાહ ભાઈ, કાંઈ પણ દોષ દેવાનો હોય તો અનિલા, પણ બધી સામગ્રીની યાદી કોણે તૈયાર કરાવી હતી? મારું નામ દઈ ચાલાકી ન કરીશ; આપણે તો સાફ સાફ સંભળાવી દેવાનાં."

"પણ વધારે સામગ્રી હશે તો હરકત શી છે?" સુરેશ બોલ્યો. "રસોઈ ખૂટે તેનાં કરતાં વધે તે જ સારી. પરંતુ મારે શું કરવાનું છે એ તો તમે કોઈએ મને કહ્યું નહિ. મને પ્રથમથી કહી રાખો, નહિ તો આપણને તો કશી જ સમજ નહિ પડે."

"તમે તમારે બગીચામાં જઈ આખાય મકાનને વાળીઝાડી સાફ કરાવી મૂકો. પીવા તથા વાપરવા માટે પાણી પણ ભરાવી મૂકજો. ઉજાણીમાં જેટલા મરદો આવે તેમનો સત્કાર કરવાની વ્યવસ્થા તમારે માથે: બાકી બીજું તમારે જે કરવું હોય તે કરજો." જાણે હુકમ કરતી હોય એમ અનિલા બોલી.

"આટલું કામ ઓછું છે?" સુરેશ બોલ્યો. "છતાં ત્યાં ગયા પછી કાંઈ કરવું મને જરૂરી જણાશે તો હું જરૂર બનતો પ્રયત્ન કરીશ."

"ત્યાં કામની ખોટ હશે જ નહિ." અનિલા બોલી. "કદાચ કામ જોઈ મૂંઝાઈ જશો."

એવામાં મંગળાફઈ ત્યાં આવી પહોંચ્યાં એટલે વાતનું વળું તેમને બદલવું પડ્યું. થોડી વારે સુરેશ ઊઠ્યો: "હજી તો મારે કેટલાક મહેમાનોને ખબર આપવાની છે. ક્યાં આવવું તેની પણ તેમને ખબર નથી."

"તમારા બાપુજી આવશે?" સુમિત્રાએ પૂછ્યું.

"એમની તબિયત ઠીક હશે તો એ જરૂર આવશે. સંધિવાથી

એમને બિલકુલ ચેન પડતું નથી."

"ભલે, પણ એમને લાવજો, જરૂર." ફઈબાએ ટાપશી પૂરી. "તમારા પરાક્રમની આ પ્રસાદી છે એટલે એમણે તો જરૂર હાજરી આપવી જોઈએ. ગમે તેમ કરીને એમને લઈ આવજો."

"હું બનતું કરીશ." સુરેશ બોલ્યો. "પણ એમને તકલીફ આપતાં આપણે વિચાર કરવો પડે."

સુરેશ વિદાય થયો. ત્રિભુવનભાઈના ઘરમાં તૈયારીની ધમાલ ચાલુ જ રહી. કોઈનેય આરામ લેવાની પડી નહોતી.

રાત્રે એક વાગ્યો. "ચાલ, આપણે થોડું સૂઈ જઈએ," સુમિત્રાએ અનિલાને કહ્યું. "નહિ તો કાલે ઉજાણીમાં આપણને ઝોકાં આવશે ને કશી જ લહેર નહિ પડે."

"ચાલો." અનિલા બોલી. "મંગળાફઈ, અમારી જરૂર પડે ત્યારે ઉઠાડજો." અને બન્ને જણ નિરાંતે પોઢી ગયાં.

જ્યારે તેઓ જાગ્યાં ત્યારે સૂર્યોદય થઈ ગયો હતો. અનિલા તો ગભરાટથી પથારીમાં બેઠી જ થઈ ગઈ. "ઓ બાપ, છેક સવાર થઈ ગયું! સુમિ, ફઈબાએ જાતે જ બધું કરી લીધું લાગે છે."

અનિલાની બૂમથી સુમિત્રા પણ સફાળી બેઠી થઈ ગઈ. જેમ તેમ કપડાં ઠીક કરી બન્ને નીચે દોડયાં. રસોડાને બારણે પહોંચતાં જ અનિલાએ બૂમ પાડી: "આ તો બહુ ખરાબ કહેવાય. ફઈબા, અમને કેમ ઉઠાડયાં નહિ?"

રસોઈ તૈયાર થઈ ગઈ હતી. દરેક ચીજ ગરમાગરમ રાખવા ફઈબા રસોઈયાઓને સૂચનાઓ આપી રહ્યાં હતાં. "શું ખરાબ થયું?" તે હસીને બોલ્યાં. "તમે જરા જંપ્યાં તો હવે ઉજાણીમાં લહેર ઉડાવી શકશો, નહિ તો આખો દિવસ ઘેનમાં જ જાત."

"એ જુદી વાત છે," અનિલા બોલી. "પણ તમે આ બિલકુલ

ઠીક કર્યું નહિ. તમે આખી રાત જાગો ને અમે નિરાંતે ઊંઘીએ. એ તે કાંઈ ઠીક કહેવાય?"

"હવે રહેવા દે." ફઈબા બોલ્યાં. "આખું વર્ષ તમે મોટેરાંની મજાક કર્યાં કરો છો. આજે, તમને સાચી પ્રૌઢા મળી તોય તમે જરા જંપો નહિ?"

"ત્યારે હવે તમે જરા સૂઈ જાઓ." સુમિત્રાએ રસ્તો કાઢ્યો. "હવે જે કાંઈ બાકી હશે તે અમે સંભાળી લઈશું. નવ વાગ્યા પહેલાં આપણે જવાનું નથી એટલે બેત્રણ કલાક જરા આડાં થાઓ."

મંગળાફઈ ગયાં એટલે અનિલા એક સ્ટૂલ પર બેઠી: "મેં દમ તો માર્યો પણ આટલું ન ઊંઘી હોત તો મારા ભોગ લાગત."

સુમિત્રા બધું વ્યવસ્થિત કરતાં કરતાં બોલી: "ઉજાગરો દાખવ્યા વિના રહે જ નહિ. હવે બધું પતી ગયું છે. ઇંદુની ગાડી વહેલી આવે તોપણ આપણે તૈયાર છીએ."

"બગીચાનું મકાન સાફ કરાવવાનું ને પાણી ભરાવવાનું સુરેશભાઈ ભૂલી તો નહિ ગયા હોય ને!" અનિલા બોલી.

"મગજ ખસી તો નથી ગયું ને?" સુમિત્રા બોલી.

"ખસી જ ગયું છે."

"આખો વખત એની એ વાત!"

"કેમ હું કાંઈ ખોટું બોલું છું? તારા સિવાય દરેક વ્યક્તિ કબૂલ કરે છે કે આપણા યુવાન ડૉક્ટર પ્રેમમાં પડ્યા છે."

"તને લહેર પડતી હોય તો ઘેરે ઘેર જાહેરાત કર." સુમિત્રા ભભૂકી અને ઉપર દોડી ગઈ.

"આમ રિસાય છે શું?" અનિલા એની પાછળ દોડી.

સુમિત્રાએ પોતાના ખંડમાં પગ મૂક્યો ત્યાં અનિલાએ એને પકડી પાડી: "આમ રોષે શાની ભરાય છે?"

"આખો દહાડો તારે તો પ્રેમલાપ્રેમલીની જ વાતો!" સુમિત્રા છણકો કરી બોલી. "મને એવું કશું જ ગમતું નથી."

"'સ્નેહ'નો નામોચ્ચાર જ તને ગમતો નથી? સાધ્વી થવાની ખરી ને?" અનિલાએ પૂછ્યું.

"સાધ્વી તો કદાચ ન થાઉં, પરંતુ તેથી હું કાંઈ કાયમને માટે સ્નેહપરવશ તો નથી જ બની જવાની."

"તે જોઈશું. કાંઈ ઢાંક્યું થોડું જ રહેવાનું છે? હવે મારી જોડે લડવાનું છોડી દઈ તારાં લૂગડાં તૈયાર કર."

સુમિત્રા ખંડમાં પેઠી એટલે અનિલા તેની પાછળ આવી: "પછી ચટપટ નાહીને પરવારી જા. આઠ તો વાગવા આવ્યા. ઈન્દુ વગેરે આવશે એટલે આપણે નીકળવું પડશે."

"મને તૈયાર થતાં જરા પણ વાર લાગવાની નથી." કબાટ ઉઘાડતાં સુમિત્રા બોલી. "મારે રંગ પસંદ કરવાની માથાકૂટ ક્યાં કરવાની છે?"

"આજે તો તારે રંગીન સાડી પહેરવી પડશે. આમ વિધવાની પેઠે ધોળાં લૂગડાં પહેરી તું ફરે છે તેથી તો મારું માથું ફરી જાય છે."

"તારું ચક્કર ઠેકાણે ક્યાં છે? હું રોજ સફેદ પહેરતી હોઉં તો આજે શું કામ બદલું?"

પોતે વાત પકડી રાખશે તો સુમિત્રા પણ જિદ્દી બનશે એ અનિલા જાણતી હતી એટલે એણે વાત બદલી.

"મારી વર્ષગાંઠને દિવસે બાપુજીએ તને એક સાડી લઈ આપી હતી, તે પણ તેં કદી પહેરી નથી. બાપુજીને એથી કેટલું ખોટું લાગ્યું હતું? આજે એ પહેરી લે ને! સફેદ વસ્ત્રો તો આજે મેલાં દાટ થઈ જશે."

સુમિત્રાને ગંદવાડની સૂગ હતી તે અનિલા જાણતી હતી, એટલે એનાં વચને સુમિત્રાના દિલમાં ઘર કર્યું. "ભલે ત્યારે. હું ધેરી-

ભૂરી સાડી પહેરીશ. મને તો કોઈ ઓળખવાનું નથી."

"કેમ નહિ ઓળખે! વિચિત્ર સુંદર છોકરી જોઈ મંડળીમાં ઊલટી જિજ્ઞાસા જાગશે."

સુમિત્રા હસતી હસતી સ્નાન કરવા ગઈ, અને થોડી વારે અનિલા લૂગડાં પહેરી સુમિત્રાના ખંડમાં આવી પૂછવા લાગી: "તૈયાર થઈ કે? ફઈબા તો નિરાશ થઈ ગયાં છે. એ ગાડીથી શું થશે?"

એ જ પળે બહાર મોટરના 'હોર્ન'નો અવાજ આવ્યો. અનિલા બારીએ દોડી. "ઇંદુ જલ્દી આવી લાગે છે. ઓત્તારી! આ તો ઈંદુ ન હોય. આ કોની ગાડી છે?"

સુમિત્રાએ પણ તેના ખભા પરથી ડોકિયું કર્યું. "કોણ જાણે! આ તો 'સીડાન' છે. કોણે મોકલી હશે?"

એક નોકર ઉપર આવ્યો: "તમારો કાગળ બહેન!"

અનિલાએ કાગળ લીધો. "સુમિત્રા, આ ગાડી તો તારે માટે આવી જણાય છે. કયા લહેરી લાલાએ મોકલી હશે?"

"બકબક શું કરે છે? કાગળમાં લખ્યું હોય તે વાંચને!"

અનિલાએ કાગળ ઉઘાડી વાંચવા માંડ્યો. સુરેશે ગાડી મોકલી હતી. ઉજાણી માટે મકાન આપનાર ધંધાર્થે પરગામ ગયા હતા, એટલે તેમની ગેરહાજરીમાં પોતાની ગાડી વાપરવા તેમણે સુરેશને પરવાનગી આપી હતી. તેથી એ ખરે વખતે કામ આવી હતી.

એટલામાં ઇંદુ પણ એની બહેનપણી ગાર્ગી અને ગ્રેસને લઈ આવી ગઈ. એનો ભાઈ પણ એની સાથે હતો. હવે ટેક્સીની જરૂર નહોતી. સ્ત્રીઓ સુરેશે મોકલેલી ગાડીમાં બેઠી. ત્રિભુવનભાઈ વગેરે પોતાની ગાડીમાં ચાલ્યાં ને ઇંદુની ગાડીમાં નોકરો ને રસોઈ ખડકાઈ.

બગીચો જરા દૂર હતો. ત્યાં પહોંચતાં બરાબર એક કલાક થયો. બે ત્રણ પુરુષો દરવાજે ઊભા હતા. "સુરેશભાઈ આવી ગયા જણાય છે." અનિલા હર્ષથી પોકારી ઊઠી.

: ૧૪ :

**સુમિત્રાને** ગાડીમાંથી ઊતરતાં જોઈ સુરેશ હસતે વદને આગળ આવ્યો. "અમે ખાલી હાથે આવ્યાં છીએ તેથી મૂંઝાશો નહિ." અનિલા બોલી. "પાંચ મિનિટમાં જ પાછળની ગાડીમાં બધી સામગ્રી આવી જશે. ત્રણે ગાડીઓ સાથે ઉપાડી હતી, પરંતુ આ ગાડી જેટલી કોઈનીયે ઝડપ નહોતી."

"રસોઈની ગાડી પહેલી ન આવી એ જ સારું થયું." સુરેશે ઉત્તર દીધો. "હું તો બધો સરંજામ જોઈને ગભરાઈ જાત."

"એમ કે?" અનિલા બોલી. "ડૉક્ટર થયા છતાંય બોલતાં તો ઠીક આવડે છે."

સુમિત્રા એમની વાતોમાં ભળી નહિ. ગાર્ગી સાથે તે આગળ વધી. સુરેશે તેના તરફ એક ઝડપી નજર ફેંકી તેથી એનું દિલ ડોલી ઊઠ્યું. એણે એ બધા વિચારો દિલમાંથી દૂર કરવા પ્રયત્ન કર્યો, પરંતુ વિચારોનો વેગ એનાથી રોકી શકાયો નહિ. એના દિલમાં વિનાઅંકુશ વિચારશ્રેણી ચાલુ થઈ ગઈ. દરેક ચીજ એને મના કરેલા સ્વર્ગ તરફ ઘસડી જતી હતી. એનું પોતાનું દિલ એને દગો દઈ રહ્યું હતું. વેળાસર નહિ ચેતે તો એ ક્યાં ઘસડાઈ જશે તે કાંઈ કહી શકાય તેમ નહોતું.

સુમિત્રાને જલ્દી ચાલી જતી જોઈ અનિલા એની પાછળ દોડી. “ આમ ક્યાં ભાગી જાય છે ? સુમિ, અહીં કોઈ વાઘબાઘ તો નથી ને ?” તેણે બૂમ પાડી.

સુરેશ એમની સાથે જ હતો. એનાથી દૂર ભાગવાનો સુમિત્રાનો પ્રયત્ન અનિલાથી અજાણ્યો ન રહ્યો. એ પ્રયત્નની પાછળ કયા વિચારોએ ઘર કર્યું હશે એ પણ તેને સહજ સમજાયું. શબ્દવિનિમય ન થાય તોય કામદેવ પોતાનાં સેવકોને એકબીજાનાં દિલ પરખાવી દે છે. હજારો બહાનાં નીચે તેઓ જે વિચારો છુપાવવા પ્રયત્ન કરે છે તે અરીસાનાં પ્રતિબિમ્બ પેઠે આપોઆપ ચમકી ઊઠે છે.

“ ચાલો, આપણે મકાન જોઈએ.” સુરેશ બોલ્યો. “ મારાથી બનતી તૈયારીઓ મેં કરી છે, પરંતુ મને આવી બાબતોનો મહાવરો નથી એટલે હું હજારો ભૂલો કરી બેઠો હોઈશ.”

બધાં મકાન તરફ આગળ વધ્યાં. બગીચો વિશાળ ને ઠીક ઠીક સચવાયલો હતો. એનો માલિક વૃદ્ધ હતો. એનું દિલ ચિંતા ને દર્દથી ભાંગી ગયું હતું, છતાં એ શ્રીમંત હોવાથી એ સ્થાનની સંભાળ બરાબર રખાતી. મકાનને બે માળ હતા. ભોંયતળિયે ને પહેલે માળે એક એક વિશાળ દીવાનખાનું હતું. આગળ વિશાળ છજું હતું. બન્ને દીવાનખાનામાં ઉમદા રાચરચીલું ગોઠવાયલું હતું.

બન્ને દીવાનખાનામાં ઇરાની ગાલીચા બિછાવેલા હતા. સુરેશે નોકરો પાસે નીચેનાં દીવાનખાનાનો ગાલીચો ઉપડાવી લીધો હતો. ફક્ત એક જાજમ જ ત્યાં રહેવા દીધી હતી. “ આપણે મિજબાની અહીં ગોઠવીશું.” તે અનિલા સામું જોઈ બોલ્યો. “ અહીં ગમે તેટલી ધમાલ થશે તોય હરકત નથી. મેં તેથી જ ગાલીચો ઉપડાવી લીધો છે. ઉપરનું દીવાનખાનું એમ ને એમ રહેવા દીધું છે. ત્યાં બધાં બેસવાનું રાખશે.”

“ પરંતુ બીજાં માણસો ક્યાં છે ?” ઇંદુ બોલી, “ અમારા

સિવાય અહીં તો બીજું કોઈ નજરે પડતું નથી."

એવામાં માળીએ દોડતાં આવી ખબર આપી: "બીજી બે મોટરો આવી પહોંચી છે."

બધાં દરવાજે ગયા. ત્રિભુવનભાઈ એમની મંડળી સાથે ગાડીમાંથી ઊતરતા હતા. સામગ્રીવાળી મોટર છેક મકાન સુધી લેવામાં આવી.

"હવે આપણે જરા બગીચામાં ફરીએ." અનિલા બોલી. "હવે કોઈ કામ બાકી રહ્યું નથી."

આખી મંડળીએ એ સૂચના વધાવી લીધી. "તમારા બાપુજી આવ્યા નથી?" ત્રિભુવનભાઈએ સુરેશને પૂછ્યું.

"એ જરા મોડા આવશે. અત્યારથી આવે તો પછી એ રોકાઈ શકે નહિ."

આગળ ચાલતાં સુરેશના મિત્રો સામા મળ્યા. એક પછી એક દરેકની પિછાન કરાવવામાં આવી. સામાન્ય ગુજરાતી યુવાન અપરિચિત યુવતીઓ સાથે વાત કરતાં સંકોચ અનુભવે છે ને એકદમ નૈસર્ગિક છૂટ લઈ શકતો નથી. એટલે થોડી જ વારમાં તેઓ ફરી છૂટા પડ્યા. ત્રિભુવનભાઈ થોડુંક ફરી થાકી ગયા એટલે જરા આરામ કરવા મકાને ગયા. "હું અંદર જઈ બેસું છું, તમારા બાપુજી આવશે એટલે વાતચીત કરવાનું મને ફાવશે." તેમણે જતાં જતાં સુરેશને કહ્યું.

મંગળાફઈ જલ્દી મકાનમાં ભરાઈ જવાના મતનાં નહોતાં, પરંતુ એમની હાજરીમાં છોકરીઓ સંકોચ અનુભવતી હતી એવું તેમને લાગ્યું એટલે થોડી વાર પછી તે પણ એક બેન્ચ પર બેસી ગયાં: "તમે તમારે આગળ જાઓ. હું તો અહીં જ બેસું છું. ઉંમર થઈ એટલે હવે ઝાઝું હરાયફરાય નહિ. થોડી વાર થાક ખાઈ હું આટલામાં જ આંટા મારીશ."

છોકરીઓને તો એ જોઈતું જ હતું. તેઓ આગળ દોડી થોડી જ વારમાં નજર બહાર થઈ ગઈ.

યજમાન તરીકે ફરજ બજાવતો સુરેશ છોકરીઓ સાથે હતો. વળી સુમિત્રાને છોડી દૂર થવાની એની ઇચ્છા પણ નહોતી. પણ એની મિત્રમંડળીમાં એ બિલકુલ ન ભળે તો એ લોકોને પણ ખોટું લાગે તેવું હતું. એટલે બધાંને ભેગાં કરવાનું એ બહાનું શોધતો હતો. બગીચાની બરાબર વચ્ચે એક પથ્થરનો લતામંડપ બાંધવામાં આવેલો હતો. "આપણે બધાં અહીં બેસી થોડીક સંગીતની મોજ માણીએ. હજી તાપ બહુ ચઢ્યો નથી." સુરેશે તક સાધી.

"સરસ!" અનિલા બોલી, "કેમ ગાર્ગી, તારી વીણા ક્યાં ગઈ?"

"આખે રસ્તે ખભે તો નહિ ભરવી રાખી હોય ને!" ઇંદુ તેની વહારે ચઢી. "તમારે જોઈતી હશે તો સુરેશભાઈ લઈ આવશે."

"ઘણી જ ખુશીથી." સુરેશ બોલ્યો. "વીણા સાથે બીજા મિત્રોને પણ લેતો આવું તો હરકત નથી ને?"

સુરેશ ઝડપી પગલે વિદાય થયો. થોડીક ક્ષણ વીતી ત્યાં અનિલા ઓચિંતી ઊભી થઈ બોલી: "મારી કૂંચીઓ જોઈ, સુમિ?"

"મને શી ખબર? કેમ ખોઈ નાખી કે શું?"

"ઓ ભગવાન!" અનિલા નિરાશ બની ગઈ. "મેં ક્યાં મૂકી હશે? બગીચામાં ક્યાંય પડી ગઈ હશે તો ભોગ લાગ્યા."

"તારી ઘણી ચીજો તું ઉપરના દીવાનખાનામાં મૂકતી આવી છે. કૂંચીઓ પણ ત્યાં જ મૂકી હશે." સુમિત્રા બોલી.

"જરા ખબર ન કાઢી આવે, સુમિ?" અનિલા આતુરતાથી બોલી. "એટલી વારમાં હું બગીચામાં તપાસ કરું છું. કૂંચીઓ નહિ જડે તો પંચાત થશે."

સુમિત્રા દલીલ કર્યા વિના ચાલી. કુંચીઓનું ઝૂમખું ખોવાયું તો પાકી પંચાત થવાની. સામગ્રીવાળા ખંડની કૂંચી પણ એમાં જ હતી. સુમિત્રા અદૃશ્ય થઈ એટલે અનિલા હસી પડી.

ગ્રેઈસ ગુજરાતી બોલી શકતી: "આમ હસે છે કેમ, માંકડી?" ગાર્ગીએ અનિલાને ગોદો માર્યો.

અનિલાએ કબજામાંથી કૂંચીઓનું ઝૂમખું કાઢી સામે ધર્યું.

"બિચારી સુમિત્રાને નકામી દોડાવી મારી ને?" ઇંદુ બોલી.

"નકામી શાની?" અનિલા ઉલ્લાસથી બોલી. "એને ક્યાં અહીં બેસવું હતું?"

"ત્યારે તો તેં ને સુરેશભાઈએ કાવતરું જ કર્યું હશે." ઈંદુએ નિર્ણય બાંધ્યો. "એમની પાસેથી સારા જેવો બદલો પણ મળવાનો હશે." બધીય છોકરીઓ હસી પડી.

સુમિત્રા ઝડપથી મકાને પહોંચી ગઈ. સુરેશના બાપુજી આવી ગયા હતા, અને ત્રિભુવનભાઈ સાથે નીચેના ખંડમાં બેસી ગપ્પે ચઢ્યા હતા. એ બહુ વૃદ્ધ નહોતા, પરંતુ ખરાબ તબિયતને લીધે એટલા બધા અશક્ત બની ગયા હતા કે બીજાના ટેકા વિના એ ચાલી પણ શકતા નહોતા.

સુમિત્રાએ આગળ આવી વડીલોને વંદન કર્યું. "સુખી થાઓ, બેટા!" સુરેશના બાપુએ તેને આશીર્વાદ દીધા.

"આ તમારી દીકરી કે?" સુમિત્રાને જોઈ સુરેશના પિતાએ ત્રિભુવનભાઈને પૂછ્યું.

"ના, આ તો સુમિત્રા!" ત્રિભુવનભાઈએ ઉત્તર દીધો. "મારી દીકરી પણ આટલામાં જ હશે."

સુમિત્રા જલ્દી પસાર થઈ. સુરેશના પિતા પણ એને પિછાનતા જણાયા. સુરેશે જ એમને સુમિત્રાનો પરિચય આપ્યો હશે, એ વિચારે સુમિત્રાના કપોલપ્રદેશે લાલી તરી આવી.

તે ઉપરના દીવાનખાનામાં આવી, પરંતુ વિસ્મયચકિત બની દ્વાર આગળ જ થંભી ગઈ. સુરેશ ત્યાં એકલો ઊભો હતો ને કશાક

તરફ ધારીને જોઈ રહ્યો હતો. એનાં ધીમાં પગલાં એણે સાંભળ્યાં નહોતાં. સુમિત્રા થોડાં પગલાં આગળ વધી. સુરેશના હાથમાં એક જયપુરી છાપનો રૂમાલ હતો; એ રૂમાલ સુમિત્રાનો હતો. જ્યારે પણ તે બહાર નીકળતી ત્યારે તે વાપરતી હતી.

પોતાની હાજરી કેવી રીતે દાખવવી તેની એ ગડમથલ કરતી હતી ત્યાં સુરેશના એક કૃત્યે એનો શ્વાસ પણ થંભી ગયો. સુરેશે પેલા રૂમાલને એક ભાવભર્યું ચુંબન લીધું, પણ ઊંચું જોતાં જ એ ચમકી ગયો.

બન્ને એક ક્ષણભર શાંત રહ્યાં. બન્ને અપરાધીની દશામાં મુકાઈ ગયાં. એમનાં દિલ ધડકવા લાગ્યાં. સુમિત્રાનું વદન કમળ જેવું શ્વેત બની ગયું. એ સુરેશ સામી દૃષ્ટિ પણ સ્થાપી શકી નહિ. સુરેશના વદન પર આછેરું હાસ્ય તરવરતું હતું. એ જરાક મૂંઝાયો હોય તેમ જણાયું, છતાં સુમિત્રા જ પહેલી બોલી: જરા ખોંખારી તેણે ધીમેથી પૂછ્યું: "અનિલાની કૂંચીઓ અહીં છે? ક્યાંક ખોવાઈ છે."

"ના, મેં એની કૂંચીઓ જોઈ નથી. હું તો વીણા લેવા અહીં આવ્યો હતો."

હવે સુમિત્રાને બીજું કશું જ બોલવાનું નહોતું. સુરેશ એની ગત સમજી જઈ બોલ્યો: "જે થયું તે સારું થયું નહિ? મારો મનોભાવ દર્શાવવાની મારી કેટલાય દિવસથી ઇચ્છા હતી, પણ હું બોલી શકતો નહિ. હવે તને સમજાઈ ગયું એ ઠીક જ થયું. હું તો રહ્યો ડૉક્ટર. મને સારા શબ્દપ્રયોગો આવડે પણ નહિ. પરંતુ કોઈ પણ કવીશ્વર કરતાં મારી હૃદયોર્મિ કાંઈ ઓછી ઊછળતી નથી."

સુરેશનાં વચને સુમિત્રાનું આખુંય અસ્તિત્વ કંપી ઊઠ્યું. એણે જવા પ્રયત્ન કર્યો. સ્વર્ગનાં દ્વાર એની દૃષ્ટિ સમીપ ખૂલતાં જણાયાં, પરંતુ એમાં પ્રવેશ કરવાનો એને અધિકાર નહોતો. એ સુખદ સૃષ્ટિથી પરમેશ્વરે એને દેશવટો દીધો હતો. સમાજના નિયમો અનુસાર એને સુરેશના શબ્દો સાંભળવાનો પણ હક્ક નહોતો. એ શો જવાબ આપે?

"તારે કાંઈ જ કહેવાનું નથી?" સુરેશે પૂછ્યું. "મારાં વચનોના ઉત્તરની પણ હું આશા ન રાખી શકું?"

પરસ્પર વિરોધી ભાવનાઓથી સુમિત્રાનું દિલ ધુંધવાઈ ઊઠ્યું. બન્ને હાથે વદન ઢાંકી દઈ તે રડી પડી. "મને કશું જ પૂછશો નહિ: મારે કાંઈ જ કહેવાનું નથી."

પરંતુ એની બોલવાની રીતે એના દિલની સ્થિતિ સ્પષ્ટ કરી. સુરેશ એની નજીક આવી ઊભો. તેણે એના હાથ પકડી લીધા. "શું થયું? સુમિત્રા, જરાય આશા નથી? કહે, મને જવાબ આપ."

સુમિત્રાના કપોલપ્રદેશે અશ્રુની ધારા ચાલી. આથી સુરેશના દિલમાં નવા આશાંકુરો સ્ફુર્યાં. તેણે એને નજીક ખેંચી એક પ્રગાઢ આલિંગન દીધું. "તું મને ચાહે છે તે હું સમજી શકું છું, પણ તારો મનોભાવ તું મને કેમ સ્પષ્ટ જણાવતી નથી?"

સુમિત્રા તેના બાહુપાશમાંથી પરાણે મુક્ત થઈ. ધીમેથી દૂર થઈ કંપતા સ્વરે તે બોલી: "તમારી ભૂલ થાય છે. હું કોઈને ચાહી શકું તેમ નથી."

સુરેશ ફરીથી તેની નજીક આવ્યો: "એમ કેમ કહે છે?"

સુમિત્રાને કાંઈ જ કહેવાનું નહોતું. તે ઊભી ઊભી ફક્ત રડી રહી. સુરેશે જોયું કે તે ખૂબ જ ધ્રૂજી રહી હતી. તેનો રૂમાલ તેણે ટેબલ પર મૂક્યો. "કૃપા કરી અહીં બેસી આરામ લે. હું જાઉં છું. તને કોઈ પજવશે નહિ. હું બધાંને બહાર જ રોકી રાખીશ. તને આમ નાહક દુ:ખી કરવા બદલ મને ક્ષમા કરજે. પરંતુ હું તને બરાબર સમજી શકતો નથી."

ગાર્ગીની વીણા ઉપાડી તે ચાલતો થયો. સુમિત્રા ગાલીચા પર ફસડાઈ પડી. એનાં નયનકમળમાંથી દુ:ખનાં આંસુ નીતરી રહ્યાં. પોતાના દિલના ઊંડેરા અંધારા ખૂણામાં એણે એની ભાવનાઓ દબાવી રાખી હતી. પોતે જાતે એ સત્ય કબૂલ કરવા તૈયાર

નહોતી, પરન્તુ એની તમામ છૂપી આશાઓમાં પ્રલયાગ્નિ પ્રકટાવી ભાવનાઓએ બધું જ સ્પષ્ટ કરી દીધું. વિનાશની છેલ્લી ઘડીએ વિનાશનું રહસ્ય તે સમજી. એનું ભાવિજીવન કેવું ખાલી બની જશે એ તેને સમજાયું. સુરેશને એ કેટલા ભાવથી ચાહતી હતી તે આજે જ તેને બરાબર પરખાયું. એક સ્ત્રી માટે પ્રેમવિહોણું જીવન વેરાન રણ કરતાંય વધુ ભયંકર છે. એનું દિલ ભય, વિષાદ ને નિરાશાથી તૂટી જવા લાગ્યું.

ઉજાણી નિષ્ફળ ગઈ. જેમ તેમ કામ આટોપી સહુ ઘરભેગું થઈ ગયું. સુમિત્રાની માંદગી બધાંને નડી. ખરી હકીકત માત્ર બે જણ જ જાણતાં હતાં. અનિલા સત્યની કેટલીક ઝાંખી કરી શકી, પરંતુ એ કશું જ બોલી નહિ. "સુમિત્રાની તબિયત બહુ જ નાજુક છે" તેણે પોતાની બહેનપણીઓને સમજાવ્યું. "ડૉકટરનું કપરું જીવન એનાથી કેમ જિવાશે એ જ મને સમજાતું નથી."

ગ્રેઈસ ને ઈંદુ પણ થોડું થોડું સમજ્યાં, પણ કોઈ કશું બોલ્યું નહિ.

સુરેશે બધાને વિદાય આપીઃ "મને ક્ષમા કરજો. મારે તમને આનંદ આપવો હતો પરંતુ ઊલટાં તમને નાહક હેરાન કર્યાં."

જેને માટે એ વચનો ઉચ્ચારાયાં હતાં તે તો ગાડીના એક ખૂણામાં લપાઈ, અર્ધમૂર્છાવશ દશા ભોગવી રહી હતી.

## : ૧૫ :

**સુમિત્રા** ઘેર પહોંચી કે તરત જ તે પોતાના ખંડમાં ગઈ. તેને કોઈ પણ ખૂણે છુપાઈ જવું હતું. "જા બેટા, સૂઈ જા." ત્રિભુવનભાઈ બોલ્યા. "આમ તારી તબિયત એકાએક શાથી બગડી આવી?"

અનિલા સુમિત્રા પાછળ જ તેના ખંડમાં ગઈ ને લૂગડાં બદલવામાં તેમ જ પથારી કરવામાં તેને મદદ કરવા લાગી. સુમિત્રાની વદનચર્યાએ આ વાતોડિયણ છોકરીને પણ શાંત બનાવી દીધી હતી. થોડાક કલાકમાં શું બની ગયું તેની તેને પણ ગમ પડી નહિ, પરંતુ સુમિત્રા સ્તબ્ધ બની ગઈ હતી: જાણે તેના પગ નીચેની ધરતી ફાટતી હતી ને બચાવ માટે તેની પાસે કશું જ સાધન નહોતું. અનિલા છેક નાનપણથી સુરેશને ઓળખતી. સુમિત્રાને એ હેરાન કરે એવી કલ્પના પણ તે કરી શકતી નહિ. એટલે તે સત્ય હકીકત જાણવા ઘણી જ આતુર બની ગઈ. પરંતુ સુમિત્રાને પૂછતાં તેનું દિલ ચાલતું નહોતું. એણે સુમિત્રાનો કેશકલાપ પસવાવતાં પૂછ્યું: "તારા વાળ ઓળું?"

"હા, ઓળ ને!" સુમિત્રાએ થાકેલા સ્વરે ઉત્તર દીધો. "ને કૃપા કરી જમીન પર પડેલાં કપડાં વાળી ઘોડા પર મૂકી દે. ગમે તેમ કપડાં પડયાં હોય એ મને બિલકુલ ગમતું નથી."

“મરવા પડી હોય તોય તારી ચીકાશ નહિ જવાની! લે હું કાંસકી લઈ આવું.”

અનિલા બહાર ગઈ એટલે ઊઠીને સુમિત્રા ભોંય પડેલાં કપડાં વાળવા બેઠી. ખંડ સાફસૂફ ન હોય ત્યાંસુધી સુમિત્રાને ચેન પડતું નહિ. એનામાં ખૂબ જ અશક્તિ આવી ગઈ હતી, છતાં બેચેન મનોદશાને લીધે તે બિલકુલ ઊંઘી શકશે નહિ એમ તે સારી રીતે જાણતી હતી. ગમે તેમ કરી એને મનને કામમાં પરોવાયલું રાખવું હતું. એ જરા પણ વધારે વિચાર કરવા માગતી નહોતી. એનું મગજ બહેર મારી ગયું હતું, છતાં એની ઉશ્કેરણી બિલકુલ ઓછી થઈ નહોતી. અનિલાએ એનો કબજો ને રૂમાલ ટેબલ પર મૂક્યાં હતાં. રૂમાલ હાથમાં લેતાં જ સુમિત્રાને પોતાનો કંઠ રુંધાતો લાગ્યો. રૂમાલ દ્વારા હજી પણ એ સુરેશનો પ્રિયસ્પર્શ અનુભવી શકતી હતી. રૂમાલને હાથમાં પકડી રાખી એ ઘડીભર વિવશ બની થંભી ગઈ. પછી લૂગડાંનું કબાટ ઉઘાડી તેને એક ખૂણામાં સંતાડી દીધો અને ફરી તેને ન વાપરવાનો નિર્ધાર કર્યો.

કબાટ બંધ કરી તેણે કબજો લીધો, તો તેમાંથી એક પત્ર નીચે પડ્યો. નોકર ટેબલ પર મૂકી ગયો હશે, એમ ધારી તેણે તેને ઉપાડી લીધો. એ તેના પિતાનો પત્ર હતો. અઠવાડિયું થયાં એને એક પણ પત્ર મળ્યો નહોતો, તેથી એને ચિંતા પણ થતી હતી, પરંતુ પ્રવીણસાગર પ્રથમથી જ નિયમિત નહોતા. જ્યારે એ મુંબઈથી બહારગામ જતા ત્યારે પત્ર લખવાનું એમનું કાંઈ જ ઠેકાણું રહેતું નહિ. એટલે આ વેળાના વિલંબ ઉપર સુમિત્રાએ ખાસ ધ્યાન આપ્યું નહોતું. તેણે પત્ર ઉઘાડ્યો.

**વહાલી દીકરી**

તારા બધા જ પત્રો મને નિયમિત મળ્યા છે. તારી પરીક્ષાનાં સુંદર પરિણામો જોઈ હું ખૂબ જ ખુશી થયો છું. ભવિષ્યમાં પણ તું એવી જ સફળતા મેળવતી રહીશ એવી મને આશા છે.

લાંબા સમયથી હું પત્ર લખી શક્યો નથી તેથી કદાચ તને ચિંતા થઇ હશે. શરીરે તો હું તદ્દન તંદુરસ્ત છું. પરંતુ એક એવો બનાવ બની ગયો કે મારૂં દિલ બેચેન બની ગયું હતું, તેથી જ હું તને વહેલો લખી શક્યો નહોતો. મેં ખૂબ ખૂબ વિચાર કર્યો છે, પરંતુ હજી કશા જ નિર્ણય પર આવી શક્યો નથી, એટલે છેવટે બધી જ વાત તને જણાવું છું. તને કદાચ ભવિષ્યનો માર્ગ સૂઝશે. મને તારામાં વિશ્વાસ છે. મનુષ્યમાત્રે પોતાની જાત માટેના નિર્ણયો પોતે જ કરતાં શીખવું જોઇએ. એક વાર બીજાએ, તારા યુવાન જીવન જોડે ક્રૂર રમત રમી તને દુઃખી કરી નાંખી હતી. એ જ ભૂલનું ફરીથી પુનરાવર્તન થવા ન પામે તે માટે હું મારો બનતો પ્રયત્ન કરી રહ્યો છું.

બે અઠવાડિયાં પહેલાં વિલાસચંદ્ર એકાએક મારી પાસે આવી ચડયા. મારૂં સરનામું તો સહેલાઇથી મેળવી શકાય તેમ હતું, એટલે વહેલાં એ કેમ નહોતા આવ્યા તે જ એક આશ્ચર્ય હતું. અગાઉ મને એમની માતાના અવસાનની ખબર મળી ચૂકી હતી. એ માતાની ધાકથી જ એ તારા પ્રત્યેની ફરજ બજાવી શક્યા નહોતા એમ એ કહેતા હતા. એમણે એલ. એલ.બી.,ની પરીક્ષા પસાર કરી હતી અને અનેક માગણીઓ આવ્યા છતાં એમણે ફરીથી લગ્ન કર્યું નથી, ને હવે તે વકીલાત કરવા માગે છે.

હવે એ તને પાછી મેળવવા આતુર જણાય છે. તું પાછી જવા કબૂલ થાય તો તને કદી દુઃખ નહિ પડે એવી એમણે અનેક વાર મને ખાતરી આપી છે. માનવસ્વભાવ હું સમજું છું ત્યાંસુધી મને એમની વાતો વાહિયાત લાગી છે, પરંતુ હું ભૂલ પણ ખાતો હોઉં.

મેં એમને કશો જ ઉત્તર આપ્યો નથી. તું કયાં ને કેવી રીતે જીવન ગાળે છે એ પણ મેં એમને જાણવા દીધું નથી, પરંતુ એ વિગત મેળવતાં એમને વાર લાગશે નહિ. એટલે કોઇ દિવસ એમને દિલ્હીમાં ફૂટી નીકળેલા જો તો જરા પણ અકળાઇ જતી નહિ. તને પાછી મેળવવા એ એક પણ ઉપાય યોજવાનો બાકી રાખશે નહિ, પરંતુ હવે તું કોઈ પણ પ્રકારની જોરતલબીને તાબે નહિ થાય એવી મને ખાતરી છે. તને મજબૂત દિલની ને સ્વતંત્ર વિચારની બનાવવા મેં બનતા પ્રયત્ન કર્યા છે. આપણા દેશનો કાયદો એના પક્ષમાં છે. તને જોરજુલમથી તો એ પોતાની સાથે ઉપાડી જઈ શકશે નહિ, પણ તને ધારે તો એ ખૂબ ખૂબ પજવી શકશે એને માટે તારે તૈયાર થઇ રહેવું જરૂરી છે.

બીજી પણ એક વાત છે. કદાચ એમના દિલે, સાચો પલટો પણ ખાધો હોય. પાછલી ભૂલ સુધારવા એમને તક આપવી જોઈએ, એમ તું માને તો એ તક એમને તું જરૂર આપજે. એમાં મને બિલકુલ વાંધો નથી. પરંતુ કોઈ પણ પ્રકારનો નિર્ણય બાંધતાં પહેલા તારા અંતરના અવાજને બરાબર સમજી લેજે. તને જરા પણ શંકા પડે તો એમની પડખે પાછી ફરીશ નહિ. તારાં જીવનને તેથી કશું જ લાંછન લાગશે નહિ.

આ પત્રથી જરા પણ અકળાઇશ નહિ. શાંતિથી વિચાર કરી નિર્ણય પર આવજે. આવતે મહિને કદાચ હું દિલ્હી આવીશ.

પ્રવીણના આશીર્વાદ.

સુમિત્રાને કશું જ સમજાયું નહિ. એનું મગજ ખૂબ થાકી ગયું હતું, એટલે એ કશું સહન કરવા સમર્થ નહોતી. આથી ઓચિંતી એ પથારીમાં મૂર્છાવશ બની ગઈ.

જ્યારે એ ભાનમાં આવી ત્યારે એના ખંડમાં માણસોનો પાર નહોતો. અનિલા એના પલંગની પાંગતે બેસી પંખો નાખી રહી હતી, મંગળાફઈ એને કોલનવૉટરનાં પોતાં મૂકતાં હતાં અને ત્રિભુવનભાઈ એક ખુરશી પર આતુરવદને બેઠા હતા.

એના પિતાના પત્રની હજી કોઈનેય ખબર પડી નહોતી. એના ગતજીવનમાં કોઈ કલંકકથા હતી જ નહિ, છતાં ભૂતકાળનો એ ભેદ ખોલવા કરતાં પોતે મરવાનું વધારે પસંદ કરતી. પોતે જાતે પણ ગઈ ગુજરી વિસરી જવા માગતી હતી. ભૂતકાળનું ભૂત અનેક વાર તેની દૃષ્ટિ સમીપ ઉપસ્થિત થતું ને ભયંકર દશ્યોથી એને ભડકાવતું; પરંતુ બીજાને જાહેર કરવાથી એમાં કશો જ ફાયદો નહોતો. પોતાનું અગમ્ય દર્દ, પોતાની નિરાશા, પોતાના ભાવિ જીવન પર ઝઝૂમતું તોફાન પોતાના દિલમાં જ પુરાઈ રહે એમ સુમિત્રા ઇચ્છતી હતી.

પેલો પત્ર પલંગ પર એનાં અંગ નીચે દબાઈ રહ્યો હતો. ધીમે રહીને એણે એને સલામત જગાએ છુપાવી દીધો.

“ કોનો કાગળ છે ? ” અનિલાએ એને પકડી પાડી.

"બાપુજીનો." સુમિત્રાએ ટૂંકમાં પતાવ્યું. અનિલાએ વધારે પૂછવું યોગ્ય પણ ધાર્યું નહિ.

"હમણાં સાજી થઈ જા ને," ત્રિભુવનભાઈ બોલ્યા. "અમે તો બધાં ગભરાઈ ગયાં, પછી બધી વાત. આજે જરા પણ ઊઠીશ નહિ. તને ખૂબ જ આરામની જરૂર છે. આપણા દાક્તર બહારગામ ગયા છે એટલે મેં સુરેશને ફોન કર્યો છે."

સુરેશનો નામોચ્ચાર થતાં જ સુમિત્રા ફિક્કી પડી ગઈ. ફરી પાછો સુરેશ આવશે—એની નિર્માલ્યતાનો સાક્ષી બનવા? બિચારી સુમિત્રા કિસ્મતના હાથમાં ક્યાં સુધી રમકડું બની રહેશે?

એટલામાં સુરેશે ખંડમાં પ્રવેશ કર્યો તેને જોઈ સુમિત્રાના ફિક્કા વદન પર લાલી તરી આવી. એકલી અનિલા જ એ પારખી શકી. સુરેશે તો દૃષ્ટિ મિલાવી જ નહિ. દૃષ્ટિ મિલાવવામાં પણ એને ભય ભાસતો હતો.

"હવે કેમ છે!" તેણે પૂછ્યું.

"ઘણું જ સારુ"

"પહેલાં કદી આવી બિમારી આવી હતી?" સુરેશે ફરી પૂછ્યું.

સુમિત્રાએ નકારમાં મસ્તક ધુણાવ્યું.

નાડી જોવા સુરેશે સુમિત્રાનો હાથ પોતાના હાથમાં લીધો. ભયત્રસ્ત પંખેરુ પેઠે એનો હસ્ત સુરેશના હાથમાં કંપી રહ્યો. સુરેશને તેથી અત્યંત આશ્ચર્ય થયું. થોડાક કલાકો પહેલાં સુમિત્રાએ એનાથી દૂર ભાગી જવા પ્રયત્ન કર્યો હતો. અત્યારે એના સ્પર્શથીય તે આટલી વિવશ કેમ બની રહી હતી? સ્ત્રીનું દિલ પારખવા પરમેશ્વર પણ શક્તિમાન નથી, તો આ બિચારો પામર મનુષ્ય ક્યાંથી એનો પાર પામી શકે?

સુરેશે સુમિત્રાને ધ્યાનપૂર્વક તપાસી. એને કાંઈજ બિમારી નહોતી. માત્ર તે વધારે પડતી ઉશ્કેરાઈ ગઈ હતી. એનું કારણ ખાસ

પરખાતું નહોતું. ખુલાસો માગવા તે સમર્થ નહોતો. વળી ખંડમાં મેદની પણ ઓછી નહોતી. બે દિવસ સુધી સંપૂર્ણ આરામ લેવાની સલાહ આપી તે ઊભો થયો. સ્નાયુઓને ઉત્તેજિત કરે એવી દવા લખી આપી. અનિલા ને મંગળાફઈએ તેને ચા માટે રોકાવા આગ્રહ કર્યો, પરંતુ બહાનું કાઢી તે વિદાય થઈ ગયો.

રાત્રે મંગળાફઈ સુમિત્રાના ખંડમાં જ સૂઈ રહ્યાં. અનિલા બે ત્રણ વાર રાત્રે ખબર કાઢી ગઈ. સુમિત્રા ફરી મૂર્છા પામી નહોતી, પરંતુ એને નિદ્રા આવી નહોતી. એના મગજમાં અનેક વિચારો ઘોળાઈ રહ્યા હતા. એટલે એ કશા જ નિર્ણય પર આવી શકતી નહોતી.

પરોઢ થતાં એ થાકથી નિદ્રાવશ બની. બધાં જાગી ગયાં, પણ કોઈએ એને બોલાવી નહિ. બરાબર આઠ વાગે સુરેશ આવ્યો. પોતાના ઘરાકો સાથેની માથાફોડથી ત્રિભુવનભાઈ સવારમાં નવરા પડતા નહિ. મંગળાફઇને પણ સવારમાં ખાસ ફુરસદ મળતી નહિ. વળી સુરેશ ઘરનો માણસ લેખાતો એટલે એને માટે ખાસ તસ્દી લેવા જેવું કોઈને લાગતું નહિ, તેથી અનિલા એને સીધી સુમિત્રાના ખંડમાં લઈ ગઈ.

સુરેશે સુમિત્રાની નાડી તપાસીઃ " ઘરમાં થર્મોમિટર છે ? "

" હા, બાપુજીના ખંડમાં છે " અનિલા બોલી. " હું લઈ આવું છું. "

અનિલા ખંડ બહાર ગઈ એટલે નેહભર્યા નયને સુરેશે સુમિત્રા સામે જોયું. સુમિત્રાના નયનમાં આંસુ ઊભરાયાં. એણે ત્વરાથી નજર ફેરવી લીધી.

" મારું દિલ ખોલવામાં મેં કદાચ ભૂલ કરી હશે, " સુરેશ બોલ્યો. " પરંતુ તેનું આટલું બધું ભયંકર પરિણામ આવશે એવો મને જરા પણ ખ્યાલ નહોતો. સુમિત્રા, મને માફ કર. તને દુઃખી કર્યા બદલ મને કેટલું દર્દ થાય છે એનો તને ખ્યાલ પણ નહિ આવે. "

સુમિત્રા એના તરફ વળી. " મારે ક્ષમા કરવા જેવું કશું નથી.

તમારો કશો જ દોષ નથી : દોષ વિધાતાનો છે. તેની અવકૃપાથી જ હું આ દર્દ ભોગવી રહી છું."

સુમિત્રાના શરીરમાં થોડોક તાવ હતો. દવા ને આરામ ચાલુ રાખવાની જરૂર હતી. પોતાની હાજરીથી સુમિત્રા મૂંઝાતી હતી એ તે સારી રીતે સમજતો હતો. "એને માટે ચિંતા કરવાનું કાંઈ જ કારણ નથી. પરંતુ તાવ વધે તો મને બોલાવવા મોકલજો. બાકી હું આવીશ તો એની અકળામણ વધશે ને પોતે ખરેખર બિમાર છે એમ એ માનતી થઈ જશે." સુરેશ અનિલાને સૂચના આપી વિદાય થયો.

તાવ ચડ્યો નહિ, એટલે સુરેશ પણ આવ્યો નહિ. સત્ય પારખવા અનિલાએ સુમિત્રાની ઊલટ તપાસ કરી જોઈ, પરંતુ તેમાં તે ફાવી નહિ.

અઠવાડિયા પછી મંગળાફઈ મુંબઈ જવાનાં હતાં. હવે તે દિલ્હી વધારે રોકાઈ શકે તેમ નહોતું. "હું પણ મુંબઈ આવીશ." સુમિત્રાએ ઓચિંતું કહ્યું. "બાપુજી સાથે થોડાક દિવસ રહી આવું."

ત્રિભુવનભાઈ આ વાતથી જરા આશ્ચર્ય પામ્યા. પિતા પાસે પુત્રીને જવા દિલ થાય એ તેમને તદ્દન સ્વાભાવિક લાગ્યું, એટલે એમણે કશો જ વાંધો લીધો નહિ. "ભલે બેટા, થોડાક દિવસ તારા બાપુજી પાસે રહી આવ, પરંતુ નકામા દિવસો ન પાડીશ."

સુમિત્રાની તૈયારી જોઈ અનિલા બોલી: "ઓ બાપ ! કેટલાં વર્ષો ત્યાં રહેવું છે કે આમ ભારે તૈયારીઓ કરવા માંડી ?"

"કોણ જાણે ?" સુમિત્રા બોલી. "કદાચ પાછા ફરતાં વાર પણ થાય. તૈયારી રાખી સારી."

"અમે તો એકલાં પડવાનાં ?" ત્રિભુવનભાઈ બોલ્યા. "સુરેશ પણ જાય છે."

"ક્યાં ?" અનિલાએ આતુરતાથી પૂછ્યું.

"મ્હૈસુરમાં એને સરસ નોકરી મળી છે; ભવિષ્ય સારું છે."

: ૧૬ :

**મ્હૈસુરની** જગા માટે સુરેશની ક્યારનીયે માગણી થઈ હતી, પરંતુ એ વેળા એને દિલ્હી છોડવાનું દિલ નહોતું એટલે એણે સ્વીકાર કર્યો નહોતો. પણ હવે એણે હાજર થવા પત્ર લખી દીધો ને વિદાયની તૈયારી કરવા માંડી. વૃદ્ધ ને અશક્ત પિતાને છોડી જતાં એનું દિલ ચાલતું નહોતું, પરંતુ એના વૃદ્ધ પિતાએ જ એને એ નોકરી લઈ લેવા આગ્રહ કર્યો.

જતાં પહેલાં સુરેશ સુમિત્રાને એક વાર એકાંતમાં મળવા માગતો હતો, પરંતુ એ માગણી યોગ્ય હતી કે કેમ તે એ પોતે જ નક્કી કરી શક્યો નહિ. એને કશો જ સ્પષ્ટ ખ્યાલ આવતો નહોતો. સુમિત્રાએ એને સાફ સાફ કદી નહોતું કહ્યું કે તે એને ચાહતી નહોતી, છતાં તેને અળગો કરવા એ પોતાનાથી બનતો તમામ પ્રયત્ન કરી રહી હતી. એનો શો અર્થ હોઈ શકે? જો એનું દિલ આકર્ષાતું ન હોય તો સાફ કહી દેવામાં શી હરકત હતી? સુરેશ એને માટે નાલાયક નહોતો. પોતાને એ ચાહતી ન હોય તો તેણે સાફસાફ કહી દેવું જોઈએ. જગતમાં કોઈ પણ ચીજ કરતાં અનિશ્ચિતતા અશાંતિ વધારે જન્માવે છે. પરંતુ એની હાજરીથી સુમિત્રા વિવશ બનતી એ સુરેશની ધ્યાન બહાર નહોતું;

એટલે પોતાના સ્વાર્થ ખાતર એને ફરીથી હેરાન કરવી તે યોગ્ય હતું કે કેમ તે એ બિચારો નક્કી કરી શક્યો નહિ.

એક સવારે સુંદર હસ્તાક્ષરે લખાયેલો એક પત્ર સુરેશને મળ્યો. સુરેશ સુમિત્રાના અક્ષરોથી ઝાઝો પરિચિત નહોતો, પરંતુ એ પત્ર તેનો જ હતો એમ એના દિલે કહી આપ્યું. પત્ર ઉઘાડતાં ઉઘાડતાં પણ એના મજબૂત હાથ કંપી રહ્યા.

ત્રિભુવનકાકાના કહેવાથી જાણ્યું કે તમે નોકરી કરવા મ્હૈસુર જવાના છો. હું પણ મંગળાફઈ સાથે આજે મુંબઈ જાઉં છું. ફરી પાછી આવીશ કે નહિ તે નક્કી નથી. અત્યારે તો કિસ્મતના હાથમાં હું રમી રહી છું. કયાં રહીશ તેની પણ મને ખબર નથી. મારું શું થશે તેની મને ગમ નથી. મારું દિલ તમારી આગળ સઘળી કબૂલત કરી દેવા અધીરું બની ગયું છે, પરંતુ હું તેમ કરી શકતી નથી. કૃપા કરી મને ક્ષમા કરશો. મારી આ છેલ્લી વિનવણી છે. કદાચ હું તમને ફરીથી ન પણ મળું, તે વિચારે જ હું આટલું લખવા હિંમત કરી શકી છું; નહિ તો આટલું પણ કદાચ લખાત નહિ. તમને સ્વીકારી હું કૃતકૃત્ય બની હોત: હું મારી જાતને ધન્ય માની શકી હોત, પરંતુ એ વિચારવાનો પણ મને અધિકાર નથી; એનું કારણ હું તમને કહી શકતી નથી.

સુમિત્રાના નમસ્કાર

સુરેશ હાથમાં પત્ર પકડી સ્તબ્ધ બની ઊભો હતો ત્યાં જ જડાઈ ગયો. એના દિલનો ઝંઝાવાત એના વદનમંડળ પરથી પરખાતો હતો. સુમિત્રા શા માટે ભેદ વધારતી હશે ? એ ભેદ પરાણે ન ઉકેલી શકાય ? બીજે જ દિવસે તે જવાનો હતો. ઝાઝો વખત પણ નહોતો. ટેબલમાં પત્ર મૂકી તેણે તાળું માર્યું. અસ્થિર મનોદશાથી તે આંટા મારવા લાગ્યો.

સુમિત્રા અને મગળાબેનને મૂકવા ત્રિભુવનભાઈ ને અનિલા સ્ટેશન પર આવ્યાં હતાં. ગાડીમાં ઝાઝી ભીડ ન હોવાથી એમને ઠીક ઠીક

જગા મળી ગઈ. બહુ ગિરદી ન હોવાથી ટ્રેઈનમાં બેઠક લઈ લેવાની પણ તેમને ઝાઝી ઉતાવળ નહોતી, એટલે સામાન ગોઠવી તેઓ પ્લેટફોર્મ પર વાતો કરતાં ઊભાં. સુમિત્રા ગંભીર ને ફિક્કી પડેલી જણાતી હતી. એ દિવસની બિમારીથી એ છેક જ બદલાઈ ગઈ હતી.

" તારે મુંબઈને બદલે કોઈ હવાખાવાના સ્થળે જવું જોઈએ." ત્રિભુવનભાઈ કહેવા લાગ્યા. " તારા બાપુજીની સલાહ લઈ એમ જ કરજે. આપણી છોકરીઓની આ જ પંચાત છે ને! ક્યારે અટકવું એ તેઓ જાણતી જ નથી. કેળવણી લેવી એ ખોટું નથી, પણ તેથી કાંઈ તબિયત બગાડી મૂકવી ન જોઈએ. "

" એટલે તમે શું કહેવા માગો છો, બાપુજી ? " અનિલા ગર્જી. " હું પણ ભણુતી નથી ? મને એક પણ દિવસ બિમાર પડેલી તમે જોઈ છે ? સુમિત્રા ખાવાપીવાનું ને સૂવાનું માંડી વાળે તેમાં કેળવણીનો શો દોષ ? એનો પોતાનો જ વાંક ગણાય. "

" પણ ' મેડીકલ સ્ટુડન્ટ 'ને બહુ જ મહેનત કરવાની હોય છે એટલું તો તારે કબૂલ કરવું પડશે. " મંગળાફઈ બોલ્યાં.

" જો, કોણ આવ્યું ? " એ જ પળે અનિલાએ સુમિત્રાની આંગળી દાબી.

સુમિત્રાએ ઊંચું જોયું. સુરેશ ઝડપથી તેમની તરફ આવતો હતો. એને જોઈ સુમિત્રાનું વદન ફિક્કું પડી ગયું; એના પગ ધ્રૂજવા લાગ્યા; બાજુની બેઠક પર તે અણધારી બેસી ગઈ.

" કેમ વળી ? ફરી પાછું તને શું થયું, સુમિ ?" અનિલાએ પૂછ્યું.

" ચક્કર આવે છે. "

અનિલા પણ તેની પડખે બેસી ગઈ. " જાતે નાહક હેરાન થાય છે ને બીજા નિર્દોષ માણસોને હેરાન કરે છે. સાફ સાફ વાત કહી દેતાં તને થાય છે શું ?

"બેસ હવે ?" સુમિત્રાએ એનો હાથ પકડી લીધો. "ગમે તેમ બકવા શું કરે છે ? આંસુ વિહોણી નજરે મને વિદાય લેવા દે." થરડાતા સ્વરે તે બોલી.

અનિલા આશ્ચર્યચકિત બની. આવો વર્તાવ તેણે કદી દીઠો નહોતો. સુરેશ તરફ સુમિત્રાને ભાવ હતો તેની અનિલાને જરા પણ શંકા નહોતી. વાક્યે વાક્યે, શબ્દે શબ્દે, પ્રત્યેક હિલચાલે એ વાતની જ તેને પ્રતીતિ થતી હતી. સુરેશ સુમિત્રાને ચાહતો હતોએ વાત તો કોઈથીયે અજાણી નહોતી, તો સુમિત્રા પોતાનો મનોભાવ શા માટે છુપાવતી હતી ? સુરેશને ને પોતાના દિલને તે શા માટે ત્રાસ આપતી હતી ?

એટલામાં સુરેશ તેમની પાસે આવી બોલ્યો : "મને લાગ્યું કે હું મોડો પડીશ. સવારમાં બાપુજીની તબિયત એકદમ બગડી આવી એટલે મારે એક કલાક એમની સારવાર પાછળ રોકાવું પડયું."

"શું થયું છે ?" ત્રિભુવનભાઈએ પૂછ્યું.

"મારાં ફઈ વતનથી આવ્યાં છે, એટલે પિતાજીને સારું સારું ખાવાનું મળ્યું. એમની ઉંમર થઈ એટલે તેમને માફક ન આવ્યું."

"તમે પણ એક બે દિવસમાં ઊપડવાના છો ને ?" અનિલાએ પાટલી પરથી પૂછ્યું. "તમે પણ આજે ઊપડયા હોત તો ઠીક થાત. આજે ભેગાભેગી તમને વિદાય આપી દેત. એક કાંકરે બે પંખી—"

"અમને વિદાય દેવા કોણ આવે ?" સુરેશે સામો ઘા કર્યો. "આ મજૂરો અમારી પડખે રહે તોય બસ." સુમિત્રા સામું ધારીને જોઈ તેણે પ્રશ્ન કર્યો: "હજી તમને આરામ જણાતો નથી. ફરી ઊથલો ખાધો હતો કે શું ?"

"ના." સુમિત્રા અસ્પષ્ટ બબડી.

અનિલાએ વાંધો લીધો: "એમ કે ? હમણાં જ કોને ચક્કર આવ્યા હતા ? તેથી તો તું આમ બેસી પડી છે."

"ત્યારે શા માટે આવો લાંબો પ્રયાસ ખેડવાનો નિર્ણય કર્યો?" જરા ચમકી સુરેશે પ્રશ્ન કર્યો.

"છેલ્લી મિનિટે એ પોતાની યોજના કદી બદલી શકતી નથી." અનિલા બોલી. "ઘેર તો એણે બિમારીની જરા પણ ફરિયાદ કરી નહોતી."

"હવે તેનો કાંઈ ઇલાજ નથી." સુરેશ બોલ્યો. "જરા ડબામાં આડાં થાઓ, નહિ તો જગા પુરાઈ જશે ને તમારે આખીયે મુસાફરી બેઠાં બેઠાં કરવી પડશે."

સુમિત્રા ઝડપથી ઊઠી. અનિલા પણ ડબામાં ચડી એને માટે પથારી કરવા લાગી. "સૂઈ જા, છેક માથે મોઢે ઓઢી લે. કોઈ ઉઠાડે તો કહેજે બળિયાબાપજી પધાર્યા છે, એટલે કોઈ તારું નામ નહિ લે."

સુમિત્રા આડી થઈ, એટલે સુરેશ એની છેક નજીક આવી બોલ્યો: "જરાય ઊઠીશ નહિ. આમ જ આખી મુસાફરીમાં પડી રહેજે."

થોડે દૂર ત્રિભુવનભાઈ એમનાં બહેન જોડે વાતો કરી રહ્યા હતા. એક શ્રીમંત યુવક હમણાં જ વિલાયતથી પાછો ફર્યો હતો; ભાઈબહેન અનિલા માટે એનું ચોકઠું ગોઠવવાની વેતરણમાં પડયાં હતાં.

બહાનું કાઢી અનિલા પણ ડબામાંથી નીચે ઊતરી. સુરેશ સુમિત્રાને એ એકાંત આપવા માગતી હતી. સુરેશે સરસામાન વ્યવસ્થિત કરવાનો ઢોંગ કરતા કરતા ધીમે કહ્યું: "તારો પત્ર મળ્યો, પરંતુ એમાંથી મને કશું જ સમજાયું નહિ. મારે પણ તને ઘણું ઘણું કહેવું હતું પણ હવે બધું સમજવાનો સમય પણ નથી. પણ એટલું તો તને કહું કે હું તને કદી વિસરી શકીશ નહિ ને હમેશાં તારી આશા રાખીશ. હું ગમે ત્યાં હોઈશ તો પણ તારા વચને હું આવી ઊભો રહીશ. લે, પાંચ મિનિટનો ઘંટ થયો. નમસ્તે. સાચવીને જજે."

આંસુભરી આંખે સુમિત્રાએ સુરેશ સામું જોયું. અનિલા ને ત્રિભુવનભાઈ પણ વિદાય દેવા નજીક આવ્યાં. મંગળાફઈ પણ પોતાના

દીકરાઓ સાથે બારી આગળ આવ્યા. ત્રિભુવનભાઈ સુમિત્રાનાં આંસુ સમજ્યા નહિ. "અરે મૂરખ છોકરી, થોડા જ દિવસમાં તું પાછી આવવાની છે. આમ રડે છે શું કરવા ?"

"હજી પણ કરેલી ભૂલ સુધારવી હોય તો સમય છે." અનિલા બબડી.

પરંતુ સુમિત્રાએ કશો જ ઉત્તર દીધો નહિ. છેલ્લો ઘંટ થતાં એક આંચકા સાથે ટ્રેન ચાલુ થઈ. સુમિત્રાના ડબાની બારી ઝાલી સુરેશ ચાલતો હતો. "આ મારું સરનામું" તેણે સુમિત્રાને પોતાનું કાર્ડ આપતાં કહ્યું. "અનિલાએ મને તારું સરનામું આપ્યું છે. હું પત્ર તો લખું ને ?"

સુમિત્રા બેઠી થઈ. હજી એની આંખોમાં આંસુ હતાં. "ના, ના, પત્ર ન લખશો. મને ભૂલી જજો. મારી એ છેલ્લી વિનંતિ છે." તે એકદમ બોલી ઊઠી.

સુરેશે હોઠ કરડયો, બારી છોડી દીધી અને ટ્રેન પ્લેટફૉર્મ છોડી પસાર થઈ.

દિલ્હી સ્ટેશન અદશ્ય થયું કે સુમિત્રાએ બેઠક પર લંબાવ્યું. "ખૂબ જ અશક્તિ આવી ગઈ છે, નહિ બેટા !" મંગળાફઈએ તેની ખબર પૂછી. "મને પહેલેથી ખબર નહિ, નહિ તો આવા લાંબા પ્રવાસમાં તને સાથે લેત જ નહિ. તું સાજીતાજી ઘેર પહોંચે એટલે બસ."

"એવી કશી જ ચિંતા ન કરશો, હું સાજી જ છું. મને સહજ અશક્તિ આવી ગઈ છે તે ધીમે ધીમે જતી રહેશે. મને કોઈ પણ જાતની બિમારી હોત તો હું પ્રવાસ ન ખેડત."

"પ્રવાસ થાય એવું હોય તો મને કશી જ હરકત નથી. તું ડૉક્ટર થવાની ને બીજાની તબિયત સંભાળવાની એટલે તારી તબિયતની ચીવટ તો તું રાખીશ જ એની મને ખાતરી છે. તારા

બાપુજીને તાર કર્યો ?"

"હા, ગઈ કાલે તાર કરી દીધો છે." સુમિત્રાએ ઉત્તર દીધો.

ગાડી આગળ વધી રહી. ઉતારુઓ ચડતા ને ઊતરતા, પરંતુ સુમિત્રાનું એ તરફ બિલકુલ ધ્યાન નહોતું. ગાડી ઊભી રહેતી એ સ્ટેશનોની પણ તેણે પરવા કરી નહિ. પહેલાં તો એને દરેક ચીજ રસભરી લાગતી. આખા પ્રવાસ દરમિયાન એ બારીએ જ બેસી રહેતી. રસ્તામાં કશુંક જોવાનું રહી જાય એ ધાસ્તીએ તે ઊંઘતી પણ નહિ. જગતમાં બની શકે તેટલું જોવા ને જાણવાની તેની જિજ્ઞાસા હતી. અભ્યાસ પૂરો કરી આખા હિંદનો પ્રવાસ ખેડી હૃદયની આતુરતા પોષવાનો એણે નિશ્ચય કર્યો હતો. ઉતારુઓમાં પણ એને રસ પડતો. એ ક્યાંથી આવતા ને ક્યાં જતા એ જાણવા તેને દિલ થતું. થોડીક ક્ષણો એમનું જીવન એને સ્પર્શી જતું. આખા પ્રવાસ દરમિયાન એની કલ્પનાઓ એ ઉતારુઓ પાછળ ઊડતી; પરંતુ આ વેળા તેનું મન શૂન્ય બની ગયું હતું: નિર્જન વનવગડા સમોવડું બેહાલ હતું. દુનિયા સામે કે ઉતારુઓ સામે જોવાની એને ઇચ્છા જ થતી નહોતી. બધું જ એને ભયંકર લાગતું. એટલે કશા પર દૃષ્ટિપાત કર્યે પણ શો લાભ ? બહારની દુનિયાની વિદાય લેવા, દેશવટો પામેલા કોઈ જન્મકેદી પેઠે તેણે એક જ વાર બહાર દૃષ્ટિ નાંખી પછી પાસું ફેરવી એણે આંખો મીંચી દીધી.

રાત્રે પણ તેને નિંદ્રા આવી નહિ. ગાડીનો એક ધારો અપ્રિય મધમાટ કોઈ શોકગીત સમો એના કર્ણપથે અથડાઈ રહ્યો. પહેલી જ વાર એ દિલ્હી આવવા નીકળી હતી ત્યારનાં સ્મરણો એના દિલમાં ઊભરાયાં. કેવી આશા, કેવા ઉલ્લાસ ને કેવી સ્વાતંત્ર્ય ભાવનાથી તેણે એ પ્રવાસની શરૂઆત કરી હતી ? એનું કેદીજીવન હવેને માટે લુપ્ત થતું હતું એવી તે દિવસે તેને મનભાવના હતી, પરંતુ વિધિનું ચક્ર અવળું ફર્યું હતું—જાણે એ જ જેલમાં એને ફરીથી કેદી મૂકવામાં આવતી હતી.

હવે એણે સ્વતંત્ર જીવનના ઉલ્લાસો માણ્યા હતા. હવે ગુલામીમાં જીવવા એ તૈયાર નહોતી. પરતંત્ર જીવનના પોતાના વિચાર માત્રે જ એનું આખુંય અંગ ધ્રૂજી ઊઠતું. હવે એ અંતરના અવાજનું ખૂન કરી શકે તેમ નહોતી. એના બાપુજીએ એને પોતાની મેળે નિર્ણય કરી લેવા છૂટ આપી હતી, પરંતુ આખોય પ્રશ્ન કેવો ગૂંચવાઈ ગયો હતો? કદાચ તેમને ખ્યાલ પણ નહિ હોય. સુમિત્રા તદ્દન બદલાઈ ગઈ હતી. એનો શારીરિક, માનસિક ને આત્મિક વિકાસ એટલો થયો હતો કે હવે એ પુરાણી સુવર્ણા કદી બની શકે તેમ નહોતી. જુલમી વિલાસની દબાયલી પત્ની પણ તે બની શકે તેમ નહોતી. પહેલાંની સુવર્ણા તો મરી ચૂકી હતી. સુમિત્રામાં હવે સુવર્ણાનો અંશ પણ નહોતો રહ્યો. એવી સુમિત્રાને ફાંસીએ તો નહોતી ચઢાવવી ને? એને ફરી સુવર્ણા બનાવવી હતી? સુમિત્રા અદૃશ્ય થાય તોય એનાં અનુભવ સ્મરણો કદી ભુંસાય ખરાં? સુમિત્રા અદૃશ્ય થાય ને સુવર્ણાનું રૂહ દુનિયામાં ફરે તેથી કોને લાભ થવાનો? શું એણે અદૃશ્ય થવું?

અંતે લાંબો પ્રવાસ પૂરો થયો. સેન્ટ્રલ સ્ટેશનનો કોલાહલ સુમિત્રાને કાને પડયો. તે એકદમ બેઠી થઈ. મંગળાફઈ બારીમાંથી બહાર ડોકું કાઢી બોલ્યાં: "પેલા રહ્યા તારા બાપુજી. સુમિત્રા, તારો તાર પહોંચ્યો લાગે છે."

સુમિત્રા ટ્રેનમાંથી ઊતરી. એનું વદન પથ્થરની પૂતળી સમું નિશ્ચેષ્ટ હતું.

## : ૧૭ :

**પ્રવીણુસાગરે** અગાઉનું મકાન ક્યારનીયે બદલી નાખ્યું હતું. હવે તો તે એક નાનકડા ઘરમાં એકલો રહેતો હતો. સુમિત્રા પણ એ ઘરમાં અગાઉ એક બેવાર આવી ગયેલી. એને માટે જ પ્રવીણે આ મકાન ભાડે રાખ્યું હતું. હવે એ યુવતી બની રહી હતી એટલે વીશી જેવી ચાલમાં એને લઈ રહેવું યોગ્ય નહોતું. વળી જૂની જગાએ બધાં સુમિત્રાની મૂળ હકીકત જાણતાં. તે યાદ કરાવી એનું દિલ દુભાવવાની પ્રવીણની બિલકુલ ઇચ્છા નહોતી; છતાં મુંબઈમાં બધાં એને સુવર્ણા તરીકે જ ઓળખતાં.

સુવર્ણા એના બાપુજી સાથે આ નવા આવાસમાં આવી. તેને માટે પ્રથમથી જ એક ખંડ અલાયદો રાખવામાં આવ્યો હતો. રાચરચીલા પર અણવપરાશથી ધૂળ ચઢી ગઈ હતી તે સાફસૂફ કરી તૈયાર રાખવા પ્રવીણસાગર નોકરને કહેતો આવ્યો હતો, પરંતુ નોકરથી કશું જ બની શક્યું નહોતું.

ધૂળધોયા ખંડમાં પ્રવેશ કરતાં જ સુવર્ણાના કડવાશભર્યા દિલમાં વધારે કડવાશ રેડાઈ. આવી ધૂળમાં માનવી કેમ રહી શકે? "નોકરને બોલાવો ને બાપુજી!" થાકેલા સ્વરે તે બોલી, "આવા ખંડમાં તે શે રહેવાય?"

પ્રવીણ હસ્યો. તેણે નોકરને બોલાવી, આખોય ખંડ વાળી ઝાડી સાફ કરવા હુકમ કર્યો. નોકર પરવાર્યો એટલે એને વિદાય કર્યો. બધું વ્યવસ્થિત કરી કપડાં બદલી, સુવર્ણા તેના બાપુજી પાસે ગઈ.

“કેમ, કંઈ જ ખવાતું નથી?” પ્રવીણે પૂછ્યું. “તારું શરીર પણ નંખાઈ ગયું છે. આવો લાંબો પ્રવાસ ખેડવાની શી ઉતાવળ હતી? આવતે મહિને તો હું દિલ્હી આવવાનો હતો.”

“દિલ્હીમાં હું એક ક્ષણ પણ વધારે રહી શકું તેમ નહોતું, એટલે આવી તબિયતે પણ હું નીકળી આવી. આ બધા ગૂંચવાડાનો મારે એકદમ નિવેડો આણી નાખવો છે. નાસી છૂટેલા જન્મકેદી પેઠે હવે હું જીવનભર છુપાતી ફરી શકું તેમ નથી. સ્વતંત્ર માનવી પેઠે હું જીવી શકું તેમ ન હોઉં તો મારે જીવીને પણ કામ નથી. હું જિંદગીથી તદ્દન કંટાળી ગઈ છું.” એનો સ્વર રુંધાઈ જતો જણાયો.

પ્રવીણસાગર એની વાત પૂરી સમજી શક્યા નહિ, છતાં એ દર્દથી કંટાળી ગઈ હતી એટલી તો એમને ખાતરી થઈ. એથી એમને ખૂબ લાગી આવ્યું. “તું ખરું કહે છે, બેટા!” તે બોલ્યા, “અનામી ભયથી જીવનભર દોડાદોડી જ કરવાની હોય તો મનુષ્ય કદી સુખ મેળવી શકતો નથી. એવી વાતનો અંત લાવ્યે જ છૂટકો. ભલે પછી એ અંત સારો હોય કે ખરાબ. હું મારાથી બનતી મદદ કરવા તૈયાર છું. પરંતુ માનવશક્તિ પરિમિત છે; કાયદો વિલાસની પડખે છે એટલે એ તને ધારે તેટલી હેરાન કરી શકશે; પરંતુ એનો ઇરાદો એવો જણાતો નથી. એનાં વચનો ને દેખાવ ઉપરથી એ એટલો બદમાસ નથી લાગતો; પરંતુ કસોટીની સરાણે ચઢતાં એ કેવોક નીકળશે તે અત્યારે કહી શકાય નહિ. ચોમેરથી અકળાયલો હોય તો એ ભારે પડે ખરો.”

“એ ઘણું જ સંભવિત છે. બાપુજી, તમે એમને ઓળખતા નથી, પરંતુ કમનસીબે હું એમને બરાબર ઓળખું છું. સોળે સાન ને વીસે વાન: પછી પુરુષ ઝાઝો બદલાતો નથી.”

"તારી વાત ખરી હોવા છતાં કાંઈ કહી શકાય નહિ. એની માતાથી એ કોઈ ડાકણથી ડરે તેટલું ડરતો; ને એની મા જ તને ત્રાસ આપતી."

સુવર્ણા રોષે ભરાઈ લાલચોળ થઈ ગઈ: "એ સાચું નથી. બાપુજી; મને ત્રાસ આપવામાં એમણે પણ કશું જ બાકી રાખ્યું નથી. પરંતુ ઘણો ખરો સમય એ મુંબઈ રહેતા. એ સમયનો વિચાર કરતાં હું એમને માનવી જ કલ્પી શકતી નથી. એમને પશુ કહેવામાં પણ પશુઓનું અપમાન છે."

"ભૂતકાળથી આમ ભડકયે કશો જ લાભ નથી. તારા કિસ્મતમાં દુઃખ લખ્યું હતું, નહિ તો તારી બાને આવો અવળો વિચાર જ શું કામ આવત? હવે જરા શાંતિથી વિચાર કરી નિર્ણય પર આવવા પ્રયત્ન કર. વિલાસ અહીં છે, નજીકમાં જ રહે છે; તારા આવ્યાની ખબર પડશે તો સાંજે એ આવ્યા વિના પણ નહિ રહે. એની જોડે તારે ફાવે તે વાત કરી લેજે."

સુવર્ણા ઘડીભર શાંત રહી: "ભલે, મારા આવ્યાની એમને ખબર આપો. આનો જેમ બને તેમ વહેલો અંત આવે તો સારું."

એ પોતાના ખંડમાં ગઈ. પ્રવીણે એક ચિઠ્ઠી લખી વિલાસને મોકલી. સુવર્ણાને ખાવાની બિલકુલ ઇચ્છા નહોતી, એટલે આખો વખત તે પોતાનો ખંડ અંદરથી બંધ કરી પડી રહી. એનું મગજ ધૂંધવાતા અગ્નિથી ભભૂકી રહ્યું હતું. એના દિલમાં વિલાસ માટે બારોબાર તિરસ્કાર ભર્યો હતો. આ અમાનુષી પશુના પંજામાંથી એ કઈ રીતે છટકી શકે એટલો જ તે વિચાર કરી રહી હતી. થોડાક મૂર્ખો એના જીવન સાથે કારમી રમત રમી ગયા હતા, તેથી શું એનું સમગ્ર જીવન નિરાશા ને નિષ્ફળતાનું કરુણ દૃશ્ય બની રહે? વિલાસ એને બળજબરીથી કદી પણ લઈ જઈ શકશે નહિ. બહુ બહુ તો તે એના જીવનને વેરાન જંગલ જેવું બનાવી મૂકશે; એના ઉગતા જીવનમાં

અંધકાર રેલાવશે; એનાં સુખ ને ઉલ્લાસ ભૂંસી નાખશે; પણ પછી શું? ધીમે ધીમે એનો રોષ ગંભીર દર્દમાં પલટાયો. હથેળીમાં વદન છુપાવી એ દર્દનાં આંસુ પાડી રહી. જ્યારે મનુષ્યથી દુઃખ સહેવાતું નથી ત્યારે એ આખા જગત પર રોષ ઠાલવે છે. સુવર્ણા પ્રવીણસાગર પર પણ ગુસ્સે થઈ. દર્દભર્યા એ જીવનમાંથી એમણે એનો ઉદ્ધાર કેમ કર્યો? એ દયા નહોતી: ક્રૂરતા હતી. જીવનભર જન્મ-કેદની સજા પામેલાને વળી મુક્તિના આનંદની ઝાંખી કરાવવાની શી જરૂર? એ તો પછીના અંધકારને ઘેરો બનાવે. સમાજની વેદી પર બલિ થવા એ સરજાયલી હતી તો એના બાપે એને સાચા સ્ત્રીત્વની ભાવના સમજાતી શું કામ કરી? એ જડ બનતી જતી હતી તો એને તદ્દન નિર્જીવ બની જવા ત્યાં જ પડી રહેવા દેવી હતી.

બપોર જેમ તેમ પસાર થયા. સુવર્ણાને ઊઠીને પરાણે સ્વસ્થ બનવું પડ્યું; એને વિલાસને મળવાનું હતું: વાક્‌યુદ્ધમાં એના પર વિજય મેળવવાનો હતો.

હાથમોં ધોઈ એણે વાળ ઓળી લીધા. હમેશાં તે સફેદ વસ્ત્રો જ પહેરતી, પણ આજે તો એણે રણે ચઢવાની તૈયારી કરવાની હતી. એટલે આજે તેણે પોતાનો અંબોડો જરા સખત બાંધ્યો. હાથ પર માત્ર એકેકી બંગડી જ રહેવા દીધી. તદ્દન સસ્તી ને સાદી સાડી તેણે પહેરી લીધી ને લાંબી બાંયનો કબજો પહેર્યો. પુત્રી સામે જોઈ પ્રવીણ-સાગર વધારે ગંભીર બન્યા.

બાપદીકરીએ સાથે જ ચા પીધી. "વિલાસને ચા પાઈશું?" પ્રવીણે પૂછ્યું. "ચાનો શિષ્ટાચાર કરવો હશે તો થોડોક નાસ્તો પણ મૂકવો પડશે."

"એવી કશી જ જરૂર નથી." સુવર્ણા વંકાઈ. "અંતરના સગા જેવી વ્યક્તિ દુશ્મન બને ત્યારે એ અજાણી વ્યક્તિ કરતાં પણ હલકી બને. એને માટે સામાજિક વિવેક—સ્વાભાવિક શિષ્ટાચાર પણ

કરવાનો ન હોય. એમની સાથે તમારે કશો જ વિવેક કરવાની જરૂર નથી. કુટુંબીજન લેખવામાં આવે છે એવી એક પણ નિશાની એમને મળવી ન જોઈએ."

"પહેલા તારે એને મળવું. એ જે કહે તે સાંભળવું. આમ શરૂથી જ તું મગજ પર કાબૂ ગુમાવી બેસીશ તો તું એને અન્યાય કરીશ."

સુવર્ણાએ પોતાનો હોઠ કરડ્યો; ઘડીભર તે મૌન રહી: "બાપુજી, મારા મગજ પર કાબૂ રાખવાનું કાર્ય ઘણું જ કઠિન બની ગયું છે. એમનો વિચાર આવતાં જ એ અગ્નિ ભભૂકી ઊઠે છે. મને ડામી ડામીને એમણે મારું બાલ્ય બગાડયું એથી એમને સંતોષ નથી; હવે તે મારી યુવાની બગાડવા માગે છે."

તેમણે ચા પૂરી કરી. નોકર આવી પ્યાલા રકાબી ઉઠાવી ગયો. "બાપુજી!" સુવર્ણા ઊભી થઈ બોલી. "હું અગાશીમાં ફરું છું. એ આવે ત્યારે મને બોલાવજે."

તેના પિતાએ નોકર તરફ વળી કહ્યું. "એક ભાઈ અત્યારે આવનાર છે, તેમને દીવાનખાનામાં બેસાડજે." ને તે પોતાના ખંડમાં જઈ એક માસિક વાંચવામાં મગ્ન થયા.

વિલાસ આપેલા સમય કરતાં ઘણો વહેલો આવ્યો. બારણે ટકોરો મારતાં પણ એને અકળામણ થઈ. આવતી વખતે એણે ઊંચી નજર કરી નહોતી, નહિ તો ધિક્કારભરી બે વિશાળ આંખનો પરચો મળત. સુવર્ણાનાં નયન એના ઉછાંછળા ને ટાપટીપિયા પોશાક પર ફરી વળ્યાં, અને એનાં સુંદર વદન પર રોષની છાયા છવાઈ ગઈ.

નોકરે વિલાસને દીવાનખાનામાં બેસાડી પ્રવીણસાગરને ખબર આપી. વિલાસને ત્યાંના વાતાવરણમાં જ વિરોધની ગંધ આવવા લાગી. પહેલાં એના પ્રત્યે આવું વર્તન દાખવવામાં નહોતું આવતું. તે હસ્યો: 'કદાચ આ બધું શ્રીમતીજીની સૂચનાને આભારી હશે. એ મારા પર

ખૂબ જ રોષે ભરાયાં હશે. એને મનાવતાં પાણી ઊતરશે.' પછી એના વિચારો બીજે વળ્યા. આજે તેર વર્ષ પછી એ એની પત્નીને મળવા આવ્યો હતો. એ કેવી હશે તેનો તેને ઘડીભર વિચાર આવ્યો. લગ્ન સમયે તો એ ઘણી જ સુંદર હતી. પછી ચાલુ કકળાટથી એનું સૌંદર્ય જરા નિસ્તેજ બન્યું હતું. નાનપણથી જ એનો સ્વભાવ જરા તેજ હતો. ગામડાની કર્કશા ગણાતી એની માતાના સ્વભાવને પણ એ પહોંચી વળતી. એનો સ્વભાવ હજીયે એવો ને એવો જ રહ્યો હશે. શ્રીમંત પિતાની એ એકની એક દીકરી હતી. હવે તો એણે સુયોગ્ય કેળવણી પણ લીધી હતી. ભવિષ્યમાં એ ડૉક્ટર બનવાની હતી. આથી એ નરમઘેંશ હોય એ વાત તદ્દન અસંભવિત હતી. એટલે થોડાક વિરોધ માટે તો એ તૈયાર થઈને પણ આવ્યો હતો.

પ્રવીણે ગંભીર વદને ખંડમાં પ્રવેશ કર્યો. વિલાસે એકદમ ઊભા થઈ એમને વંદન કર્યું. પ્રવીણસાગર સ્વભાવથી જ બહુ બેપરવા હતો; છતાં આજે વિલાસ ખાસ ટાપટીપ કરીને આવ્યો હતો એ હકીકત તેના ધ્યાન બહાર ન રહી. પ્રવીણસાગરે એક કેળવાયેલા યુવક પાસે આથી સારી આશા રાખી હતી. એની વિચિત્ર ટાપટીપથી સુવર્ણાના મન પર કેવો પ્રત્યાઘાત થશે એને કલ્પી શક્યો.

વિલાસને બેસવા કહી તેમણે ખુરશી ખેંચી. વિલાસને શું બોલવું તેની ગમ પડી નહિ. અંતે પ્રવીણસાગરે જ શરૂઆત કરી: "મેં તો મારે કહેવાનું બધું જ તમને કહી દીધું છે. સુવર્ણાને મેં કશું જ કહ્યું નથી: તમારા લાભમાં કે વિરુદ્ધમાં મેં એક હરફ પણ ઉચ્ચાર્યો નથી. હવે સુવર્ણા કાંઈ નાની નથી. એને યોગ્ય કેળવણી પણ આપવામાં આવી છે એટલે પોતાનું દિલ સારી રીતે સમજવા ને પોતાનો ભવિષ્યનો માર્ગ મોકળો કરી લેવા તે મુખત્યાર છે. રાજીખુશીથી એ તમારી સાથે આવે તો મને કાંઈ હરકત નથી. પરંતુ એની ઇચ્છા નહિ હોય તો હું તેના પર દબાણ પણ કરવાનો નથી: પછી ભલે કાયદો ગમે તે કહેતો હોય."

વિલાસનો સ્વભાવ હજી પણ ઊગતી જુવાની જેટલો જ ખુમારી ભર્યો હતો. પ્રવીણસાગરના સ્વરનો રણકો એને ઉગ્ર બનાવવા લાગ્યો; પરંતુ હવે એ વકીલ થયો હતો, તેથી તેણે સંયમ જાળવી રાખ્યો. એની કમાન છટકશે તો એ પોતાનો કેસ હારી જશે એવું એ બરાબર સમજતો હતો. એટલે તેણે શાંતિથી જણાવ્યું : " એના પર દબાણ કરવાની મારી જરા પણ ઇચ્છા નથી, રાજીખુશીથી મારી સાથે આવવા હું તેને વીનવીશ."

" ભલે !" પ્રવીણસાગર ઊભા થયા. " આપ અહીં જ બેસો. હું સુવર્ણાને મોકલું છું. હું બાજુના ખંડમાં બેસીશ એટલે તમે દિલ ખોલીને વાતો કરી લેજો. જરૂર પડે તો મને બોલાવજો."

પ્રવીણસાગર બહાર ગયો. વિલાસ મનમાં હસ્યો : " આ ડોસો તો સુવર્ણાને મોકલવા તદ્દન રાજી દેખાય છે, નહિ તો આવી તક એ કદી ન આપે. હવે તો અમારાં શ્રીમતીજી જે કરે તે ખરું."

થોડી ક્ષણ પછી સુવર્ણા સ્થિર પગલે તે ખંડમાં આવી. વિલાસ પ્રથમ તો એને જોઈ ચમકી ઊઠ્યો. થોડીક ક્ષણ તો એ સુવર્ણા હતી તેની એને ખાતરી જ ન થઈ. એની સામે ઊભેલી સ્ત્રી અસલની સુવર્ણાથી સાવ જુદી પડતી હતી. પરંતુ એ સુવર્ણા જ હતી. અત્યાર સુધી કોઈ મનોરમ દેવીની એ કલ્પના કરી રહ્યો હતો; જ્યારે આ તો કોઈ પ્રતાપી તપસ્વિની જેવી લાગતી હતી. પહેલાંનું કલ્પનાચિત્ર તો સુવર્ણાને જોતાં જ અદૃશ્ય થઈ ગયું. પરંતુ આવા ગંભીર પોષાકમાં પણ તે કેટલી સુંદર લાગતી હતી ? એને પોતાના વિલાસી પોષાકની શરમ આવવા લાગી.

સુવર્ણા નજીક આવી એટલે તે પણ આસન પર બેસી ગયો. એણે સુવર્ણાને કાંઈક કહેવું જોઈએ. પણ શું કહેવું તેની એને ગમ પડી નહિ. " બેસ ને સુવર્ણા !" અંતે એક મૂર્ખ પેઠે તેણે શરૂઆત કરી. " તબિયત તો સારી છે ને ?"

સુવર્ણાના નામોચ્ચારે સુવર્ણાને વીંછીના ડંખ જેટલી વેદના થઈ. આ માણસ સિવાય એકેએક વ્યક્તિ પુરાણી સુવર્ણાને વિસરી ગઈ હતી. મરી પરવારેલા ભૂતકાળના ખોખામાંથી એને બિચારી દુભાયલી સુવર્ણાને પાછી બહાર ખેંચી કાઢવી હતી. કોઈ પણ ઉપાયે એને એમ કરતાં રોકી ન શકાય ? એની ધિક્કાર ઉપજાવતી હાજરીમાં એ આટલી શાંતિ રાખી શકી તે જોઈ સુવર્ણાને પોતાને આશ્ચર્ય થયું. જાણે કોઈ ત્રાહિતના જીવનનાટકની એ પ્રેક્ષક બની રહી હતી. તે નીચે બેઠી ને શાંતિથી ઉત્તર દીધો : " આભાર થયો, હું મઝામાં છું."

થોડીક ક્ષણ વિલાસે વિચાર કરી લીધો. પછી તેણે શરૂઆત કરી: " તમારા બાપુજીએ બધી વાત કરી જ હશે. હું અત્રે કેમ આવ્યો છું તે પણ તમને ખબર હશે. મારાં માતુશ્રી દેવલોક પામ્યાં છે. મારાં બહેન ઘરમાં છે, પણ ટૂંક સમયમાં જ તે કાશી જવાનો ઈરાદો રાખે છે. અત્યાર સુધી મેં તને પાછી ન બોલાવી, કારણકે હું તેમ કરી શકું તેમ નહોતો. મને કોઈ રસ્તો સૂઝતો નહોતો. હું તને પાછી બોલાવું તો માતુશ્રી સાથે તારે ફરીથી એના એ ઘરમાં જ રહેવું પડે. એ તને બિલકુલ પાલવે નહિ. એમની ઉંમર થવા આવી હતી એટલે તેની ઈચ્છા વિરુદ્ધ હું કાંઈ કરી શકું તેમ નહોતો. મેં અહીં વકીલાત શરૂ કરી છે, પણ અહીં ઘર માંડવા જેટલી હજી મારી કમાણી નથી. હવે માતુશ્રી નથી એટલે તને વતનમાં રહેતાં પણ હરકત આવશે નહિ. મારી બહેન તો તને બિલકુલ પજવશે નહિ."

વિલાસનાં વેણ નિર્દોષ જણાતાં હતાં, પરંતુ એમાંથી સહૃદયતાનો રણકાર નહોતો ઊઠતો. ગોખીને આવ્યો હોય તેમ એ પોતાનો પાઠ પઢ્યે જતો હતો. એની સાચી લાગણી દાખવવાનું એનામાં જિગર જણાતું નહોતું. સુવર્ણાનો ધિક્કાર ને અવિશ્વાસ આથી દશગણા વધી ગયાં. માનવો વરુથી ડરે છે પરંતુ એ ઘેટું બની આવે તો સહજ રમૂજ પણ ઊપજે છે. સુવર્ણા વિલાસને અને તેની બહેન હસમુખને બરાબર પિછાનતી હતી. સંયોગો બદલાયા હતા એ વાત નક્કી, પરંતુ

કાંઈ મનુષ્ય સ્વભાવ સહેલાઈથી પલટાઈ જતો નથી.

"મને ગામડામાં જવાનું જરાય પાલવે તેમ નથી." સુવર્ણા અંતે બોલી.

વિલાસના આશ્ચર્યનો પાર જ રહ્યો નહિ: "એમ કેમ?"

"એ પ્રશ્ન તો મારે પૂછવો જોઈએ." સુવર્ણા બોલી. "મારે શું કામ ત્યાં જવું?"

વિલાસે ઘડીક વિચાર કરી જવાબ દીધો: "દુનિયાનો રિવાજ છે માટે. વેદના વારાથી ઊતરી આવેલી એ દૃષ્ટિ છે. પરિણીત દંપની હમેશાં સાથે જ રહે છે, નહિ તો જગતનો પ્રલય થાય."

"પણ હું તમને ખરેખર પરણી છું ખરી?" સુવર્ણાએ પૂછ્યું. "મારા બાલ્યકાળમાં એક છોકરવાદી રમત રમાઈ ગઈ. એનો એક અક્ષર પણ હું સમજતી નહોતી. એક પણ મંત્રોચ્ચાર મેં કર્યો નથી. અર્થ વગરની એ વિધિનો ગેરલાભ ઉઠાવી તમે મને દબડાવી: બને તેટલો ત્રાસ આપ્યો. હું મહા પરાણે એમાંથી છટકી ગઈ અને માનવ જીવનમાં સ્વાતંત્ર્યનાં મૂલ્ય આંકતાં શીખી. હવે મેં મારો જીવનમાર્ગ નક્કી કરી મૂકયો છે. એને જ હું વળગી રહેવાની છું. એક વાર તમે મને હાડછેડ કરી કાઢી મૂકી હતી, ત્યાં જ આપણો સંબંધ પૂરો થયો હતો. હવે હું ફરી તમારી પાસે આવવા માગતી નથી, માટે હવે મને નાહક કનડગત કરવાની છોડી દો એટલી જ મારી તમને વિનંતિ છે."

વિલાસનો મિજાજ તપી ગયો, પરંતુ એણે બહાર કાંઈ જણાવા દીધું નહિ. જો જરા પણ દમ મારવા પ્રયત્ન કરે તો એ નિષ્ફળ જાય તેમ હતું. એટલે પ્રથમ તો સુવર્ણા સાથે વિનવણીથી જ કામ લેવાનું હતું. નાનપણમાં દમ મારતો એવો દમ તો હવે મારી શકાશે જ નહિ એવી તેને ખાતરી થઈ ગઈ હતી. એને એમ કરવું

પણ નહોતું; પરંતુ એક વાતનો એણે નિશ્ચય કરેલો હતો. કોઈ પણ હિસાબે એ સુવર્ણાને પાછી લઈ જવા માગતો હતો. એ શ્રીમંત પિતાની પુત્રી હતી: એકની એક વારસ હતી. એ હકીકતને લીધે તો વિલાસ ફરી પરણ્યો નહોતો. એનું આખુંય જીવન વેડફાઈ ગયું હતું. એ ચારિત્ર્ય પણ સાચવી શક્યો નહોતો. પરંતુ એ એક વાત બરાબર સમજતો હતો: હિંદુ પત્નીનું સ્થાન પતિને ચરણે છે, શિર પર નહિ. સ્ત્રીઓને સમાનભાવથી જોવામાં એ બિલકુલ માનતો નહોતો. એ અર્વાચીન પ્રણાલિકામાં એને બિલકુલ શ્રદ્ધા નહોતી. સ્ત્રીઓ કેળવાયલી હોય તોપણ તેમને સમાનભાવે જોવા એ તૈયાર નહોતો; પરંતુ ઊલટા સંજોગોને લીધે સુવર્ણા એના કાબૂમાં નહોતી. એ તે બરાબર જાણતો હતો. એને પાછી મેળવવામાં અનેક દિશાએથી વિવિધ પ્રકારની મુશ્કેલીઓ નડે તેમ હતી. એના સસરા પણ એ ધારતો હતો એવા સરલ માણસ નહોતા. તેઓ વિલાસને મદદ કરે એ બિલકુલ સંભવિત નહોતું. એની પુત્રીનું ભવિષ્ય ગમે તે થાય છતાં તે તેને પરાણે પતિને ઘેર મોકલે તેવા નહોતા. વળી કેળવાયલી સ્ત્રીઓ, તેમાં ખાસ કરીને ડૉકટરો, પોતાનું ચારિત્ર્ય સાચવી શકે એ વાત વિલાસને કબૂલ નહોતી.

"તેં સારી કેળવણી લીધી છે," તે બોલ્યો. "છતાં આમ ગાંડું ગાંડું શું બોલે છે? દરેક હિંદુ કન્યા એવી જ રીતે પરણે છે. તારા લગ્નમાં પણ બિલકુલ ફરક નહોતો. હિંદુકન્યા કદી ઇચ્છાવર વરતી નથી, તેથી તેઓ પતિ પત્ની મટી જાય છે? કાયદો એમની ગ્રંથી સાબૂત ગણે છે. સમાજ એમનો સંબંધ સ્વીકારે છે. તું આઠ વર્ષની હતી ત્યારે પરણી હતી, ત્યાર પછી મારે ઘેર રહી તેં મારી પત્ની તરીકે પાંચ વર્ષ ગાળ્યાં હતાં; છતાં તું એમ કહેવા માગે છે કે આપણું લગ્ન એ લગ્ન જ નહોતું?"

"હા, હું એ જ કહું છું," સુવર્ણા બોલી. "જે વિધિમાં મેં બિલકુલ ભાગ લીધો નથી, જેમાં મારી ઇચ્છાને બિલકુલ વજુદ

આપવામાં આવ્યું નથી, જેમાં મને કાંઈ પૂછવામાં આવ્યું નથી, જે માટે મારો અભિપ્રાય લેવામાં આવ્યો નથી, એ વિધિનો મારે મન કશો જ અર્થ નથી. કાયદાની દૃષ્ટિએ તમે મને પરણેલી ગણી શકો છો. આપણો હિંદુ કાયદો એવો છે કે પતિ વાઘ હોય કે સાવજ— ગમે તેમ પણ બિચારી કુમળી કન્યા એના પંજામાંથી છટકી શકતી નથી. પરંતુ કાયદો બહુ બહુ તો મને શિક્ષા કરશે: તમારી પત્ની તરીકે રહેવા મને દબાવી શકશે નહિ."

વાત આટલે સુધી વધી ગઈ હશે એવું વિલાસે માન્યું નહોતું. આટલા દૃઢ નિશ્ચયનો સામનો કરવાની એની તૈયારી નહોતી. કદાચ સુવર્ણા આંસુ પાડશે કે ગુસ્સામાં ગાળો દેશે એમ તેણે માન્યું હતું. પરંતુ આ તો યુદ્ધની સ્પષ્ટ જાહેરાત હતી.

"આ બધું તું ગુસ્સામાં બોલે છે." તે બોલ્યો. "જરા ઊંડા ઊતરવા તો પ્રયત્ન કર. તને રોષે ભરાવાનો સંપૂર્ણ હક્ક છે. અમારા ઘરમાં તને સુખ નથી મળ્યું, પણ ત્યારે તો હું બાલક હતો. તારે માટે એક શબ્દ પણ ઉચ્ચારી શકું તેમ નહોતો. હવે સંજોગો પલટાઈ ગયા છે. તું હવે ઘરની રાણી બનીને રહી શકીશ. તારો બોલ ત્યાં કાયદો લેખાશે. મારી બહેન તો કાલે બનારસ જવા તૈયાર છે. તું ઘર માંડે એટલી જ વાર છે. પછી તને શી હરકત છે?"

"મને ઘણીયે હરકત છે." સુવર્ણા કડવાશથી હસી. "એક પતિ પ્રત્યે દાખવવો જોઈએ તેવો સ્નેહ કે માન હું તમને આપી શકું તેમ નથી. તમારી પત્ની તરીકે રહેવું મારે માટે અસંભવિત છે."

"અત્યારે તને કદાચ અસંભવિત લાગતું હશે, પરંતુ કાલે તારું દિલ બદલાશે." વિલાસ બોલ્યો. "સ્નેહ ને સન્માન ધીમે ધીમે વધે છે: એકબીજાના સંપર્કમાં આવ્યાથી ઉત્પન્ન થાય છે. પ્રથમ દૃષ્ટિએ પ્રેમ એ તો છોકરાંની વાતો છે."

"પણ મારે તમારી સાથે રહેવું જ નથી તેનું શું?" સુવર્ણા

કંટાળી. "અહીં પણ હું લાંબુ રહેવા માગતી નથી. કૉલેજમાં ગેરહાજરી પુરાવવાનો મને મોખ નથી. થોડા જ વખતમાં હું દિલ્હી ચાલી જઈશ. તમારી સાથે છેવટની વાતચીત કરી લેવા જ હું અહીં આવી છું. મારું દિલ હવે તમે સારી રીતે સમજી ચૂક્યા છો. હવે મને કનડશો નહિ એટલી જ હું આશા રાખું છું."

વિલાસ એમ સહેલાઈથી માની જાય તેમ નહોતો. હવે એની દયા ઉપજાવવા એ વધારે ભાવનાશીલ બન્યો: "હું જીવનના અંત સુધી તારી આશા મૂકી દેવાનો નથી. એમ મારે કરવું હોત તો હું ફરી પરણત નહિ? આટલાં વર્ષો મેં એકલવાયું જીવન કેમ ગાળ્યું હશે? મારાં માતુશ્રી તો મારાં લગ્નની ઝંખનામાં જ દેવલોક પામ્યાં!"

સુવર્ણાને આથી જરાક હસવું આવ્યું, પરંતુ સંયમપૂર્વક બોલી: "તમે ખુશીથી ફરી પરણી શકો છો. આપણે બન્ને માટે એ સારામાં સારી વાત છે."

"મારા મનનો હું મુખત્યાર છું." વિલાસ બોલ્યો. "આમ એકલવાયું જીવન તું જીવી શકીશ એમ તું માને છે? ગમે તેવી કેળવાયલી ને સ્વતંત્ર સ્ત્રી હોય તોપણ કદી તે એકલવાયી જીવી શકે જ નહિ. હિંદુ કાયદા પ્રમાણે તું પુનર્લગ્ન કરવા અધિકારી નથી, એટલે તું કરીશ શું?"

"એ મારે જોવાનું છે." સુવર્ણા બોલી.

વિલાસ ઊભો થયો. "બે દિવસ પછી હું આવીશ. એ ગાળામાં તું છેવટનો વિચાર કરી મૂકજે."

: ૧૮ :

**સુવર્ણાએ** વાતોમાં વિલાસને ઉડાવ્યો તો ખરો, પણ એને કાંઈ ચેન પડ્યું નહિ. વિલાસની પત્ની તરીકે એની સાથે ફરીથી નહિ રહેવાનો તો એણે નિશ્ચય કર્યો હતો. પરંતુ ક્યાં ને કેવી રીતે રહેવું એની હજી એને ગતાગમ નહોતી. ફરીથી દિલ્હી જઈ રહેવાનું એનામાં જિગર નહોતું. સુરેશને ફરી મળે, એની ભાવભીની નજર પુનઃ ઝીલે તો એનાથી રહેવાય તેમ નહોતું, તે એ સારી રીતે જાણતી હતી. પોતાના દિલની વાત એ છુપાવી શકી નહોતી. એની જાહેરાત કરી એ નાસી છૂટી હતી. અનિલા પણ એની વાત જાણી ગઈ હતી. દિલ્હીમાં એણે જીવનના સુખીમાં સુખી દિવસો સંપૂર્ણ શાંતિમાં ગાળ્યા હતા. એના ઘેરાયલા અસ્તિત્વને લઈ હવે એ ત્યાં પાછી શી રીતે જઈ શકે? વિલાસ એને જંપીને બેસવા દેવાનો નહોતો. દિલ્હીના લોકો જાણે કે સુમિત્રા પરણેલી હતી છતાં કુંવારી તરીકે રહેતી હતી ત્યારે તેમની લૂલી સખણી રહે? લોકો એના તરફ આંગળીઓ કર્યા વિના જંપે? ને સુરેશ એને માટે શું ધારે? એ બધું સહન કરવાની સુવર્ણામાં શક્તિ હતી? દિલ્હી એ શી રીતે પાછી ફરે? તો એ જાય પણ ક્યાં? મુંબઈમાં તો એનો શત્રુ અડ્ડો જમાવી પડ્યો હતો. ત્યાં રહે તો એ પોતાનો બચાવ કરી શકે?

સુવર્ણા પોતાના ખંડ તરફ વળી. ત્યાં એના પિતા પોતાના ખંડમાંથી બહાર આવ્યા. "વિલાસ ગયો ?" તેમણે પૂછ્યું.

"હા" સુવર્ણાએ ટૂંકમાં ઉત્તર દીધો.

"તેં શો નિર્ણય કર્યો ?" એના પિતાએ ફરીથી પૂછ્યું.

"હું આવવાની નથી એમ મેં તેમને જણાવી દીધું છે; પરંતુ એનો અર્થ એમ નથી કે એ મને એટલી સહેલાઈથી છોડી દેશે. પરમ દિવસે એ ફરી આવનાર છે."

"તારા નિર્ણયને જ વળગી રહેજે." પ્રવીણસાગરે કહ્યું, "એનાથી જરા પણ ડરવાની જરૂર નથી. પરંતુ તેં સ્થાયી વસવાટ વિષે શો વિચાર કર્યો ? તારે દિલ્હી પાછા જવું છે ?"

"હજી હું કાંઈ નક્કી કરી શકી નથી." સુવર્ણાએ કહ્યું.

"અહીં રહીને પણ તું તારો અભ્યાસ વધારી શકીશ," તેના પિતાએ કહ્યું, "પરંતુ અહીં રહેવાથી રોજની પજવણી ચાલુ રહેશે. એ રીતે દિલ્હી સારું ખરું. પણ ત્યાં તું અત્યાર સુધી કુમારિકા તરીકે રહી છે એટલે વિલાસ તારી પૂંઠ પકડે ને તને હેરાન કરે તો ત્યાં રહેવું તને ભારે પડી જાય. આ બધું સહન થશે કે કેમ એ તારે વિચારી લેવાનું છે."

"હું પણ એ જ વિચાર કરતી હતી." સુવર્ણાએ ખુલાસો કર્યો. "કદાચ મારે અભ્યાસ છોડી દેવો પડે. થોડીક વાર અજ્ઞાતવાસ પણ સેવવો પડે. પરંતુ એ કાયદેસર પગલાં ભરે તો મને મુંબઈ રહેવાની જ ફરજ પડે ને !"

"એટલું બધું એ સાહસ કરે એમ હું માનતો નથી." પ્રવીણસાગરે કહ્યું. "ઠીક. જોઈએ, શું થાય છે તે !" અને તે પોતાના ખંડમાં વિદાય થયા.

સુવર્ણા પણ પોતાના ખંડમાં જઈ પથારીમાં પડી. તેને

આખી રાત નિદ્રા આવી નહિ, એટલે નોકરે ચા માટે બૂમ પાડી ત્યારે એ ઊઠી. ઝટપટ એણે પરવારી લીધું. એના પિતા ક્યારનાય એની વાટ જોઈ રહ્યા હતા. "બરાબર ઊંઘી હોય એમ લાગતું નથી!" એને જોતાં જ પ્રવીણસાગરે પ્રશ્ન કર્યો.

"ખરી વાત છે, ત્રણ વાગ્યા સુધી મને ઊંઘ જ આવી નહિ." સુવર્ણાને ઉત્તર દેતાં જરા અકળામણ થઈ.

પ્રવીણે કીટલી ખસેડી: "તારી ચા કાઢી લે. ટાઢી થઈ જશે એમ ધારી મેં અંદર જ રહેવા દીધી છે."

ટેબલ પર એક કાગળ પડ્યો હતો. તેના તરફ નજર કરી પ્રવીણસાગરે કહ્યું: "દિલ્હીથી તારો કાગળ આવ્યો છે: અનિલાનો હશે."

સુવર્ણાનું હૈયું ધડકી રહ્યું. એ પત્ર અનિલાનો નહોતો: સુરેશનો હતો. પત્ર લખવાની સાફ ના પાડી હતી છતાં એણે લખ્યો હતો. કેમ લખ્યો હશે?

પ્રવીણસાગરે પોતાના પ્રશ્નના ઉત્તરની આશા રાખી જ નહોતી. ચા પી એમણે વર્તમાનપત્ર ઉથલાવવા માડ્યું. સુવર્ણાએ મહા પરાણે ચાનો પ્યાલો પૂરો કર્યો. બીજા કશાને એ અડી જ નહિ; પેલો પત્ર લઈ પોતાના ખંડમાં ગઈ. ધ્રૂજતા હાથે એણે પરબીડિયું ઉઘાડ્યું— પત્ર સુરેશનો હતો.

**શ્રીમતી,**

તમને શું સંબોધન કરવું તેની મને ગમ પડતી નથી એટલે આમ જ શરૂઆત કરું છું. મારા દિલમાં હું દૃષ્ટિ કરું છું તો તમારે માટે એમાં માનનો એક છાંટો પણ જણાતો નથી. તમે મને પત્ર લખવા ના પાડી હતી, પરંતુ હું તમારી એ આજ્ઞા માની શકતો નથી. તમારા માટે મને કેટલો ભાવ હતો એ તમે સારી રીતે જાણો છો. તમને મારાં પત્ની બનાવવાની આશા મેં છોડી દીધી નહોતી. માર્ગમાં નડતી તમામ

મુશ્કેલીઓનો સામનો કરવાનો મેં નિર્ધાર કર્યો હતો. અનિલાએ પણ મને આશા આપી હતી. મારે નિરુત્સાહી થવાનું કારણ નહોતું. તેથી હું ત્રિભુવનભાઈ પાસે ગયો. દિલ્હીમાં એ જ તમારા વાલી હતા ને ? એમણે મારી વાત વધાવી લીધી હોત તો મેં મુંબઈ આવવા ધાર્યું હતું. તમારા બાપુજી પાસે આવી માગણી કરવા વિચાર હતો; પરંતુ ત્રિભુવનભાઇનાં વચને મારી તમામ આશાઓ પર પાણી ફેરવી દીધું. તમે પરિણીત હશો એવું મેં સ્વપ્નામાં પણ કલ્પ્યું નહોતું. તમે કુમારિકા છો એવી મારી માન્યતા હતી. એ જાણ્યા પછી તમારે ખુલાસો કરવો જોઈતો હતો. તમે કુમારિકાનો સ્વાંગ કેમ ધર્યો હતો તે હું જાણતો નથીઃ એ મારે જાણવાની જરૂર પણ નથી. પરંતુ તમારા એ મુર્ખાઇ ભરેલાં પગલાંથી તમે એક જીવને વિષાદ ને નિરાશાની ઊંડી ગર્તામાં હડસેલી રહ્યાં હતાં એનો તમે કદી ખ્યાલ કર્યો હતો ? કદાચ તમારા વર્તન પર ટીકા કરવાનો મને હક્ક નહિ હોય, છતાં ખૂબ જ ગ્લાનિના પ્રતાપે એ હક્ક હું મેળવી ચૂક્યો છું એમ મને લાગે છે.

હું કાલે દિલ્હી છોડીશ. થોડા દિવસ માટે જ મેં મારો પ્રવાસ મુલતવી રાખ્યો હતો. કદાચ તમે પણ દિલ્હી ફરી નહિ આવો. ખોટી આશાઓ આપી હવે બીજા પુરુષોને મૂર્ખા બનાવશો નહિ એટલી જ મારી છેવટની વિનંતિ છે. હૃદયો જીતી લઈ એના ટુકડા કરી નાખનાર સ્ત્રીઓ પણ હોય છે, પરંતુ આપણા પ્રસંગ પછી હવે તમે આ ક્રૂર રમતથી દૂર જ રહેશો એવી આશા છે.

સુરેશ

સુવર્ણાના હાથમાંથી એ પત્ર જમીન પર પડી ગયો. સુરેશે એને આવો ભયંકર પત્ર લખ્યો ! એણે ફરીથી એ પત્ર ઉપાડ્યો ને વાંચવા પ્રયત્ન કર્યો, પરંતુ એને એનો અર્થ સમજાયો નહિ. એના મગજમાં ભડકા ઊઠ્યા. એની શિરાઓમાં ઝેર વહેવા લાગ્યું. એને અકળામણ થઈ. ઓચિંતી તેનાથી એક દુઃખભરી ચીસ પડાઈ ગઈ. ડ્રુસકાંને દબાવતી એ પથારીમાં પડી. આ જગતમાં એને માટે કોઈ સ્થળે કરુણા ભરી નહોતી. એના શત્રુઓ ને ડામ દેનાર સામે એણે પોતાના દિલને વજ્રસમોવડું બનાવી મૂક્યું હતું. પરંતુ જેને

દિલથી એ દેવ ગણી પૂજતી, જેનું સ્મરણમાત્ર એના વેરાન અસ્તિત્વનું એક પૂરું અમીઝરણું હતું, તે શી રીતે આવું કાતીલ બાણ મારી શક્યો ? એના વિષે સુરેશને શો વિચાર આવ્યો હશે ? કિસ્મતની કઈ કરામતથી એને એવો સ્વાંગ ધારણ કરવો પડ્યો તેનો પણ એણે ખુલાસો ન માગ્યો. એક તરફ ન્યાય આપી એણે આવો ક્રૂર દંડ કેમ દીધો ?

જ્યારે મૂર્છા વળી ત્યારે એના બાપને બારણું ઠોકતા સાંભળ્યા. તંદ્રાવસ્થામાં એ બધો વખત કલ્પાંત કરી રહી હતી. એને કોઈ ચીજનો અર્થ રહ્યો નહોતો. એણે બેઠા થવા પ્રયત્ન કર્યો તો એનું અંગેઅંગ ધ્રૂજી રહ્યું. તે પરાણે ઊભી થઈ. આંખો લૂછી નાખી તેણે બારણું ઉઘાડ્યું.

પ્રવીણસાગરે આશ્ચર્યચકિત બની તેના આંસુભીના વદન સામે જોયું : “ શું થયું, બેટા ? કાંઈ ખરાબ સમાચાર છે ?”

“ ના, બાપુજી. ” સુવર્ણા પરાણે બોલી.

“ ત્રિભુવનભાઈને ત્યાંથી કાગળ હતો, નહિ ? ” તેમણે ફરી પૂછ્યું.

“ હા. ” સુવર્ણા માથું નમાવી અસ્પષ્ટ બબડી.

“ તેં કાંઈ ખાધું નથી; શરીરે ઠીક નથી ?” પ્રવીણે પૂછપરછ કરી.

“ મને જરા ઠીક લાગતું નથી: થોડી વાર ઊંઘી જાઉં તો સારું ” સુવર્ણાએ ઉત્તર દીધો.

પ્રવીણ બહુ જ થોડાબોલો હતો. સુવર્ણા સાથે પણ તે વધારે બોલતો નહિ. તે પોતાના ખંડમાં પાછો વળ્યો ને સુવર્ણા પથારીમાં પડી. સુરેશના પત્રથી એને પુષ્કળ આઘાત થયો હતો. એની શાન્ત પ્રકૃતિ પણ અત્યારે વલોવાઈ ગઈ હતી. અણધાર્યો આઘાત થતાં મનુષ્ય અજાણે જ પ્રત્યાઘાત કરે છે. તેવી જ રીતે સુરેશને વધારે ભયંકર ફટકો લગાવવા સુવર્ણાને મન થઈ આવ્યું. પોતાનો વિનાશ નોતરી એને દુઃખી કરવાનું સુવર્ણાને દિલ થયું. એ તો જન્મથી જ દુઃખ ને વિષાદ સહેવાને ટેવાયલી હતી. એનું દિલ કઠણ બની

ગયું હતું એટલે એ કાંઈ પણ ગાંડાવેડા કરી શકે તેમ નહોતી. થોડાક કલાક પછી એને જરા કળ વળી. એનું મગજ કામ કરવા લાગ્યું; છતાં વૈર લેવાની એની તાલાવેલી નિર્મૂળ ન થઈ.

એ દિવસે તો એને ખાવાપીવાનું દિલ ન થયું. પોતાને તાવ આવ્યો હતો એમ તેણે નોકરને જણાવી દીધું. પ્રવીણસાગરે એના લલાટ પર હાથ મૂક્યો; તે ગરમ હતું. એમના દિલમાં તો બધો વાંક વિલાસનો જ વસ્યો. એના માટે એમનો ધિક્કાર અનેકગણો વધી ગયો.

એક ખુરશી ખેંચી, તેના પલંગ પાસે બેસી, પ્રવીણસાગરે કહ્યું: "જો બેટા, તારે આમ બેચેન ન બની જવું જોઈએ. હજી તો તારે લાંબું જીવન જીવવાનું છે. તારા દિલમાંથી સુખ ને આરામના બધા જ વિચારો હાંકી કાઢ, એટલે તને શાંતિ વળશે. માત્ર મસ્તક ઉન્નત રાખવાનું જ લક્ષ્ય રાખ. ઉચ્ચ આદર્શનો એક જ વિચાર કર. કોઈ પણ ચીજ કરતાં સ્ત્રીના હૈયામાં હેત વધારે ભરેલું છે; એને સ્નેહ વિહોણું જીવન અરણ્યસમું વેરાન લાગે છે; છતાં સ્વમાન જાળવવા તારે એવું કપરું કિસ્મત પણ વધાવી લેવું પડશે. માટે એનો શાંતિથી તું વિચાર કર ને શક્તિ મેળવ. જીવનમાં એકલાં પ્રવાસ આદરવાનું તને કપરું જણાતું હોય તો આશ્રય સ્વીકારી લે. વિલાસ હજી પલટાયો હોય એવું મને લાગતું નથી, છતાં તારે પોતે જ એ નિર્ણય કરી લેવો જોઈએ. આમ ઉશ્કેરાઈ જવાથી પણ લાભ નથી. જીવનની દરેક કેડીએ મનુષ્યને કસોટીમાંથી પાર ઊતરવાનું હોય છે જ."

"હું એ જ વિચારી રહી છું. પિતાજી, મને મારી મુશ્કેલીઓનો અંત જ દૃષ્ટિગોચર થતો નથી." સુવર્ણા ધ્રૂજતે સ્વરે બોલી.

"એનો અંત આણ્યા વિના છૂટકો જ નથી. આમ ત્રિશંકુની પેઠે ક્યાં સુધી રહેવાય?"

પ્રવીણસાગર ખંડ બહાર ગયા એટલે ઓશીકા નીચેથી તેણે

સુરેશનો પત્ર ફરીથી બહાર કાઢ્યો. ફરીથી તે વાંચી ગઈ. એની લીટીએ લીટીમાં તુચ્છકાર વંચાતો હતો. સુરેશ બધો જ દોષ સુવર્ણાને માથે ઢાલવતો હતો, પરંતુ એ પણ ક્યાં દુઃખી નહોતી? દેખાવ કરતો હતો એટલો બધો સુરેશ મૂર્ખ હતો? એ કશું જ સમજ્યો નહિ હોય! એની નજરે એ ક્ષુદ્ર જંતુ હતી. બીજા કોઈને પોતાની જાળમાં ન ફસાવવા એ વિનવણી કરી રહ્યો હતો. આટઆટલાં વર્ષની પિછાન પછી એણે તેને આવી જ માની લીધી ને!

સુરેશની વિનવણી એ અવશ્ય માન્ય રાખશે. પોતાનો છૂપો સ્વાંગ હવે એ હંમેશ માટે ત્યજી દેશે. એ પરિણીત સ્ત્રી હતી; હવે એ પરિણીત જીવન જ ગાળશે. કુમારિકા તરીકે હવે કોઈને પણ છેતરશે નહિ. દેહાંતદંડની એ શિક્ષા હતી, છતાં તેને એ હસતે વદને વધાવી લેશે.

બીજે દિવસે એના પિતાએ જોયું કે સુવર્ણાનો નિર્ણય થઈ ચૂક્યો હતો. સ્વસ્થ બની તે રોજિંદા કાર્યમાં પ્રવૃત્ત થઈ હતી. માત્ર એનું વદન ફિક્કું પડી ગયું હતું; એની આંખો શુષ્ક બની ગઈ હતી.

"શો નિર્ણય કર્યો?" પ્રવીણસાગરે પુત્રીને પૂછ્યું.

"ભીમપોર જઈશ." સુવર્ણાએ ટૂંકો જ ઉત્તર દીધો.

પ્રવીણસાગર આશ્ચર્યથી દિગ્મૂઢ બની ગયો. "બધો વિચાર શાન્ત ચિત્તે કર્યો છે ને? તારાથી એ જીવન વેઠાશે?"

"વેઠવું જ પડશે ને?" સુવર્ણા બોલી.

"તો હું તારી આડે નહિ આવું." એના પિતાએ પોતાના દિલની વાત કહી. "તારા પ્રશ્નનો ઉકેલ તારે જ કરવાનો છે. મારે તો બને તેટલી તને સહાય કરવાની."

ઝટપટ વાત પૂરી કરી, છાપું લઈ, પ્રવીણસાગર પોતાના ખંડમાં ગયા. સુવર્ણાએ એકલાં જ બેઠા બેઠા ચા પૂરી કરી અને નોકરને કહ્યું: "પેલા સજ્જન આવે એટલે મને ખબર આપજે."

બપોરનો વખત સુવર્ણાએ જેમ તેમ પસાર કર્યો. ફાંસી ચઢનારને છેલ્લા કલાકો જેમ વિષાદમય લાગે છે એવું સુવર્ણાને લાગ્યું. સ્વાતંત્ર્યની આ ઘડીઓ લંબાવવા એક વાર એને વિચાર આવ્યો. બીજી જ ક્ષણે એ ત્રિશંકુની સ્થિતિનો ઝટ અંત આણી દેવા દિલ થયું. અંતે સાંજ પડી. સુવર્ણા હતી ત્યાં જ બેસી રહી. ન તો એણે માથું ઓળ્યું કે ન એણે કપડાં બદલ્યાં. લાંબી બિમારીને બિછાનેથી જાણે એ હમણાં જ ઊઠી હોય એવો એનો દેખાવ હતો.

વિલાસ નિયત સમય ચૂક્યો નહિ. પ્રથમ મુલાકાત પેઠે આ વેળા એણે ઝાઝી ટાપટીપ કરી નહોતી. દીવાનખાનામાં તેને બેસાડી નોકરે પ્રવીણસાગરને ખબર આપી. એમણે પુસ્તકમાંથી ઊંચી નજર કર્યા સિવાય જ સૂચના કરી: "બહેનને ખબર આપ."

સુવર્ણા તુરત નીચે આવી. એના વદન સામે જોઈ વિલાસથી શાંતિ ન જળવાઈ: "શું થયું છે? શરીરે ઠીક નથી?"

એક ખુરશી નજીક ખેંચી સુવર્ણા તે પર ગોઠવાઈ: "ના કાંઈ નથી. આપ બેસો."

વિલાસ બીજી ખુરશી પર બેઠો: "તમે શો નિર્ણય કર્યો? ગઈ કાલ આખો દિવસ મેં વિચાર કર્યો હતો. ભૂતકાળનાં મારાં દુષ્કૃત્યોનું પ્રાયશ્ચિત્ત કરવાની તક તો તમારે મને આપવી જ જોઈએ. મારે એ કલંક ધોઈ નાખવું છે."

સુવર્ણા ઘડીભર મૌન રહી. એના દિલમાં ભડકા ઊઠતા હતા. બોલવાની રીતથી વિલાસ જાણે તૈયાર કરેલું ભાષણ ભરડતો હતો. પહેલી જ વાર એને આવું નાટક ભજવવાનું આવ્યું હતું. તે અનેક ભૂલો કરતો હતો. સુવર્ણાને હસવું આવતું હતું, પણ હસવાનો એ પ્રસંગ જ નહોતો. "ભલે, તમારી ઇચ્છા છે તો મને તમારી સાથે આવવામાં હરકત નથી, પણ તે એક શરતે."

વિલાસને પોતાના કાન પર પૂરો વિશ્વાસ પણ આવ્યો નહિ.

"શરતે?" તેને આશ્ચર્ય થયું.

"હા, એક શરતે. હું તમારા ઘરમાં રહીશ–પણ એક મહેમાન તરીકે: તદ્દન અલગ. તમને પતિ તરીકેના હક્કો હું સ્વેચ્છાએ ન બક્ષું ત્યાંસુધી તમારે કશી જ માગણી કરવાની નહિ." સુવર્ણાએ પોતાની શરત રજૂ કરી.

વિલાસ તો ખુરશીમાં ઢગલો થઈ પડ્યો. નીચું માથું રાખી ઘડીક એણે વિચાર કરી કહ્યું: "ભલે, તેં શરત ન કરી હોત તોપણ હું તારા પર પશુબલ ન વાપરત. મારા વચન પર વિશ્વાસ તો આવે છે ને?"

"એ ગમે તે હોય, પણ મારી શરત તો ઊભી જ છે. કોઈ પણ હિસાબે એ શરતનો ભંગ ન કરવો હોય તો હું આવવા તૈયાર છું; બાકી તમારો કાયદો મને કદી પણ કબજે કરી શકવાનો નથી."

"મેં વચન આપ્યું છે, ને હું તે પાળીશ." રોષથી વિલાસ બોલ્યો. "ક્યારે ઊપડવું છે તે મને કહે, એટલે હું બહેનને લખી જણાવું."

"હું તો કાલે પણ નીકળવા તૈયાર છું." સુવર્ણા બોલી.

"તમારા બાપુજી ઘેર નથી?" વિલાસે ઊઠતાં ઊઠતાં પૂછ્યું.

"એ જરા કામમાં છે." સુવર્ણાએ ઉત્તર દીધો.

"એમ કે?" વિલાસ બોલ્યો. "ત્યારે હવે હું જાઉં છું. આઠ વાગે ટ્રેન ઊપડે છે. કાલે તૈયાર રહેજે."

: ૧૯ :

**સુવર્ણાએ** સવારથી જ કપડાં બાંધવા માંડ્યાં. પ્રવીણસાગર તો પોતાના ખંડમાં બેસી વાંચ્યા જ કરતો હતો. એક વાર પણ તે સુવર્ણા પાસે આવ્યો નહિ. સુવર્ણાના નિર્ણયને એ પરાણે સંમત થયો હતો. દરેક માનવ આત્મનિર્ણય કરે તે સિદ્ધાંતમાં એ માનતો હતો, પરંતુ આ વાતમાં એનું દિલ માન્યું નહિ. એને વિલાસમાં બિલકુલ વિશ્વાસ નહોતો. સુવર્ણા પર કાબૂ જમાવ્યા પછી તે પોતાની જાત પર ગયા વિના રહેશે જ નહિ એની એને ખાતરી હતી. તેનું સૌમ્ય ને સંસ્કારી વર્તન બનાવટી હતું: સ્વાર્થ સાધવા પૂરતું જ હતું. એના સંતાન ઉપર અકલિત દુઃખો પડવાનાં હતાં. એની કેળવાયલી ને બુદ્ધિશાળી પુત્રી આવી સહેલાઈથી વિલાસના કાવતરામાં આબાદ ફસાઈ જશે એવું પ્રવીણસાગરે ધાર્યું નહોતું; પરંતુ સિદ્ધાંતની વાત આવી એટલે એણે આડે આવવાનું પસંદ કર્યું નહિ. સંધ્યાકાળે તે સુવર્ણાના ખંડમાં આવ્યો: “ કેમ, તૈયાર થઈ ગઈ ? ”

“ હા બાપુજી, ” સુવર્ણાએ ઉત્તર દીધો. “ હમણાં તો હું આ બેગ ને બેડિંગ જ લઈ જાઉં છું. મારે જરૂર પડશે તો બીજી ચીજો પછી મંગાવી લઈશ. મારા અલંકારો આ મોટી પેટીમાં છે તે સંભાળજો. ”

"દિલ્હીથી તું બધી ચીજો અહીં લઈને આવી છે?" પ્રવીણસાગરે પૂછ્યું.

"હા, માત્ર ચોપડીઓ જ ત્યાં રહેવા દીધી છે. મને અહીં કંઈ ચીજની જરૂર નહિ પડે તેની ખાતરી નહોતી."

પ્રવીણસાગરે દસ દસ રૂપિયાવાળી નોટોની એક થોકડી સુવર્ણાના હાથમાં મૂકી: "આ તારી પાસે રાખ, વિલાસને કહેવાની જરૂર નથી. જ્યારે જરૂર પડે ત્યારે વાપરજે. આ પરબીડિયાં, ટિકિટો ને તારનાં ફોર્મ. હું આજે મણિપુર ને ભીમપોર પત્રો લખું છું. મણિપુરથી તારા કાકાઓ તારી ખબર કાઢશે. ભીમપોરના પોસ્ટ-માસ્તર મણિપુરના છે એટલે આપણને સારી રીતે ઓળખે છે. એમને પણ હું તારી ભાળવણી કરું છું. મને તારી રોજ ચિંતા રહ્યા કરશે, માટે રોજ પત્ર લખજે."

"આટલા બધા ચિંતાતુર શું કામ થાઓ છો?" સુવર્ણાએ શાંતિથી પૂછ્યું. "હવે તો હું મારી જાતની સંભાળ લઈ શકું એમ છું. એ લોકો ગમે તેવાં લુચ્ચાં હશે છતાં હવે તેમની લુચ્ચાઈ મારી આગળ ચાલવાની નથી. મને જરા પણ અગવડ જણાશે કે તુરત હું આવતી રહીશ."

"માણસની દરેક ઇચ્છા ફલીભૂત થતી નથી." પ્રવીણસાગર બોલ્યા. "અત્યારે એ બધાનો વિચાર કરવો નકામો છે. ટ્રેન કેટલા વાગે ઊપડે છે?"

"સાડા આઠ વાગે. મારે અહીંથી આઠ વાગે ઊપડવું પડશે. તમે સ્ટેશન પર આવશો?"

"ના, સ્ટેશન પર આવવાનું મને દિલ નથી," કહી પ્રવીણસાગર પોતાના ખંડમાં ગયા.

સુવર્ણાએ વહેલું જમી લીધું ને સ્ટેશન પર જવા તૈયાર થઈ.

એની કોઈ બહેનપણીની નજરે એ પડી હોત તો તે વિસ્મયચકિત જ બની જાત. તેણે એટલાં તો સાદાં વસ્ત્રો પહેર્યાં હતાં કે એ બહાર જતી હતી એમ કોઈ માની શકે નહિ. એના પગ પણ ઉઘાડા હતા. સાડી પણ એણે ગામડિયા ઢબે પહેરી હતી. પ્રવીણસાગરે એક જ વાર તેના તરફ નજર કરી અને કશું જ બોલ્યા નહિ.

સુવર્ણા બારણા આગળ ઊભી હતી ત્યાં વિલાસ આવ્યો. "હજી તૈયાર નથી થઈ?" સુવર્ણા પર દૃષ્ટિ પડતાં જ તે બોલી ઊઠ્યો. "ઝાઝો વખત નથી એટલે તો હું મોટર લઈ આવ્યો."

"એક કલાકથી તો હું તૈયાર થઈને ઊભી છું. ચાલો."

"આમ ને આમ ચાલવું છે?" વિલાસે આશ્ચર્યચકિત બની પૂછ્યું, "ચંપલ પણ પહેરવા નથી?"

"ચંપલનું શું કામ છે? તમારા ગામમાં બૈરાં ક્યાં ચંપલ પહેરે છે? ત્યાં ચંપલ પહેરીએ તો નાહક વાતો થાય."

એમ તો વિલાસ ખંધો માણસ હતો. એને આ ઘડીએ સુવર્ણા સાથે બિલકુલ ચર્ચા કરવી નહોતી. "ભલે, તારી મરજી. તારે ઉઘાડે પગે જવું હોય તો મને કાંઈ હરકત નથી."

નોકરે સુવર્ણાનો સરસામાન ગાડીમાં ગોઠવ્યો. સુવર્ણાએ એના પિતાને વંદન કર્યાં: "જાઉં છું, બાપુજી!"

પ્રવીણસાગર બહાર આવી બોલ્યા: "ત્યાં પહોંચે એટલે ખબર લખજે."

મોટર ચાલુ થઈ એટલે વિલાસે સુવર્ણાને પૂછ્યું: "આટલો થોડો સામાન કેમ?"

"આટલો ઓછો છે? વધારે જોઈશે તો ક્યાં નથી મગાવાતો? મુંબઈ કાંઈ દૂર નથી."

"ઝાઝું રહેવાનો વિચાર લાગતો નથી!" વિલાસથી ન રહેવાયું.

"ક્યાં સુધી રહેવાશે તે અત્યારથી શું કહેવાય? હજી તો મેં ભવિષ્યની કાંઈ જ યોજના ઘડી નથી. સંયોગો પર બધો આધાર."

વિલાસ કશું બોલ્યો નહિ. ગાડી સ્ટેશન પર આવી પહોંચી. ભાડું ચૂકવી વિલાસ બોલ્યો: "સેકન્ડ કલાસની ટિકિટો લઉં કે?"

"મને તો ઇન્ટર કલાસમાં પણ ફાવશે." સુવર્ણાએ ઉત્તર દીધો.

"તારા પિતા જેવો હું શ્રીમંત નથી, છતાં રસ્તામાં રખડતો ભિખારી પણ નથી." જરા રોષમાં વિલાસ બોલ્યો. "બધી વાતે શહીદ થવાની જરૂર નથી. જે ઢબમાં રહેવા ટેવાયેલી હો તે ઢબમાં હું રાખી શકું તેમ છું."

"તમને ના કોણે પાડી? તમારી ઇચ્છામાં આવે તેમ કરી શકો છો." સુવર્ણા બોલી.

વિલાસ ગુસ્સામાં આગળ વધ્યો. તેણે ઇન્ટરની બે ટિકિટો ખરીદી. "બૈરાંના ડબામાં બેસવું છે કે મારી સાથે?" તેણે સુવર્ણાને પૂછ્યું.

"બૈરાંનો ડબો જ ઠીક પડશે." સુવર્ણાએ કહ્યું.

ટ્રેન આવી ગયેલી હતી. મજૂર સાથે તે ઇન્ટર કલાસના બૈરાંના ડબા તરફ રવાના થઈ.

વિલાસે બધો જ સામાન પોતાના ડબામાં મુકાવ્યો. પછી સુવર્ણાના ડબા આગળ આવી તે ઊભો રહ્યો. "તારી પાસે ફક્ત પાણીનો કૂંજો જ રહ્યો છે. તારી ભૂખ ને તૃષા એથી સંતોષાશે ને?"

સુવર્ણાને હસવું આવી ગયું. મેંઢાંની ચામડીથી વરુને હવે કંટાળો આવતો જણાતો હતો. એના પંજાને ઘા કરવાની ચેળ આવતી હતી. સુવર્ણાને એ વાત ગમી. પોતાનો દંભ વધારે જાળવ્યો હોત તો કદાચ વિલાસ સુવર્ણાને એનું સાચું સ્વરૂપ વિસરાવી શકત;

પરંતુ હવે આવા માણસથી સદા ચેતીને ચાલવાની એને આગાહી મળી ગઈ. જરા પણ ઢીલું મૂકવાથી હવે નભે તેમ નહોતું તેની સુવર્ણાને ખાતરી થઈ.

"એટલી વારમાં હું કાંઈ ભૂખે મરી જવાની નથી." તેણે વિલાસને ઉત્તર દીધો. "વળી બાર કલાકમાં સાત વાર ખાવાની મને કદીયે ટેવ નહોતી એ તો તમે સારી રીતે જાણો છો."

વિલાસને એટલાં બધાં માણસો વચ્ચે મગજ પરનો કાબૂ ગુમાવવો યોગ્ય ન લાગ્યું. "વીસ વર્ષ પહેલાં પડેલાં દુ:ખોની તવારીખ ગોખ્યા કર," એમ કહી ધડાકા બંધ દ્વાર બંધ કરી વિલાસ પોતાના ડબા તરફ ચાલતો થયો. એના ધમાલભર્યા વર્તનથી ડબાના બીજા ઉતારુઓનું ધ્યાન ખેંચાયા વિના રહ્યું નહિ. સ્ત્રીપુરુષ ભેગાં મળે કે ગુજરાતી સ્ત્રીઓની જિજ્ઞાસા સ્વાભાવિક વધી જાય.

વિલાસ વિદાય થયો એટલે એક પ્રૌઢાએ સુવર્ણા પાસે આવી સીધો જ પ્રશ્ન કર્યો: "કોણ હતું એ ?"

"મારા પતિ હતા." જરા પ્રયત્ન કરી સુવર્ણાએ ઉત્તર દીધો.

"એમ કે !" તે બાઈએ હસવા પ્રયત્ન કર્યો. "મને ખબર નહિ હો કે ? તમારા કપાળે ચાંલ્લો નથી, હાથે બંગડી નથી એટલે લોકો અન્યથા ન ધારી લે ? તમારે આમ ન ફરવું જોઈએ."

"અમારા ઘરમાં એવો રિવાજ નથી." સુવર્ણા બોલી. "બહાર નીકળીએ ત્યારે એવું ખાસ યાદ પણ રહેતું નથી."

"ત્યારે તમે હિંદુ નથી ?" તે બાઈએ ડહાપણ ડહોળ્યું. "તમારા મોં પરથી બધા તમને હિંદુ જ ધારે. તમારો વેશ પણ ગુજરાતી જેવો છે."

"હું ગુજરાતી જ છું, એટલે મારો વેશ જુદો ક્યાંથી હોય ?" સુવર્ણા હસીને બોલી.

"તમે ગુજરાતી હશો પણ અમારા જેવા નહિ હો." પેલીએ મન વાર્યું.

એમની વાત પડતી મુકાઈ, ત્યાં એક બીજી યુવતીએ નજીક આવી પ્રશ્ન કર્યો: "પિયેર જાઓ છો?"

"ના, સાસરે." સુવર્ણાએ ટૂંકો ઉત્તર દીધો.

ગાડી ઊપડી. સુવર્ણાને બહુ વાત કરવાનું દિલ પણ નહોતું. બારી બહાર ડોકું કાઢી એણે સૃષ્ટિનિરીક્ષણ કરવા માંડ્યું. વિચારે ચઢતાં પણ એને ડર લાગતો હતો. માનવ–માનસ ભાગ્યે જ નવરું રહે છે. તે પાછળ નજર કરતી તો ત્યાં અશ્રુનો મહા-સાગર ઊછળતો હતો: એનો અંત પણ એને કળાતો નહોતો. એની બધીયે આશાઓ, બધાય ઉલ્લાસો ત્યાં સમાધિસ્થ પડ્યા હતા. એની દૃષ્ટિ સામે વિશાળ વેરાન પડ્યું હતું. આ માર્ગે પગ મૂકવાની એણે ક્યાં ભૂલ કરી? આવું આત્મસમર્પણ કરાવનારને તો એના આત્મભોગનો ખ્યાલ પણ નહિ હોય. તેના ભયંકર પ્રહારે એના દિલના ટુકડા થઈ ગયા હતા એની પણ તેને ખબર નહિ પડે. સુરેશનું નામ પણ એણે વિસરી જવું જોઈએ, નહિ તો એ જીવી શકશે નહિ.

વહેલી સવારે એમને ઊતરવાનું સ્ટેશન આવ્યું. ત્યાં ઊતરી તેમણે ડમણીમાં ભીમપોર પહોંચવાનું હતું. સુવર્ણાને કશી જ તૈયારી કરવાની નહોતી. એણે વિલાસને પ્લેટફૉર્મ પર કૂદી પડતાં ને મજૂરને પોકારતાં જોયો. સ્ટેશન નાનું હતું એટલે ગાડી બે જ મિનિટ રોકાતી હતી. મજૂર કે વિલાસના આગમનની વાટ જોયા સિવાય જ તે પોતાની બૅગ લઈ નીચે ઊતરી.

ગાડી ઊપડ્યા પછી બેએક મજૂરોને માથે સામાન ચડાવી વિલાસ બોલ્યો: "આપણે રસિકની દુકાને રોકાવું પડશે. જરા નાસ્તો કરી ડમણિયું જોડાવીશું."

" ભલે," સુવર્ણા બોલી. " ચાલો, ચાલી નાખીએ. બહુ દૂર તો નથી ને!"

એ નાનકડા સ્ટેશનના પ્લૅટફૉર્મની સામી બાજુએ ગામમાં જવાનો રસ્તો દૃષ્ટિગોચર થતો હતો. બે ચાર પગથિયાં ઊતરી એ રસ્તે પહોંચાતું. મજૂરોને લઈ વિલાસ આગળ થયો ને સુવર્ણા તેની પાછળ ચાલી. રસિકની દુકાન સ્ટેશનથી પાએક માઈલ દૂર હતી. ગામની વીશીની પણ એ દુકાન ગરજ સારતી. ત્યાં થોડીક બીજી દુકાનો પણ હતી, પરંતુ એમાં એક કુટુંબનો સમાવેશ થાય એવી છૂટી જગા નહોતી. એ તો માત્ર એક ખંડનાં ઝૂંપડાં જ હતાં. રસિકની દુકાનને બે અલગ ખંડો હતા. ત્યાં ઉતારુઓ મુકામ કરતા ને ચા–પાણી યા રસોઈ પણ બનાવી લેતા. વાડામાં એક કૂવો હતો એટલે નાહવાધોવાની પણ ત્યાં સગવડ પડતી.

વિલાસે આગળ આવી સુવર્ણા માટે સારો ખંડ રોકી લીધો. "હાથ મોં ધોઈ લે, અને જો સ્નાન કરવું હોય તો સ્નાન કરીલે." તે બોલ્યો, " હું ડમણી લેવા જાઉં છું. આજે વધારે ઉતારુઓ જણાય છે એટલે વિલંબ કરીશું તો સારી ડમણી મળશે નહિ. તારે માટે ચા મોકલાવું છું."

" એકલી ચા જ મોકલજો. મારે બીજું કાંઈ જોઈતું નથી."

સુવર્ણા ચા પી અર્ધોએક કલાક બેઠી હશે ત્યાં વિલાસ આવ્યો. "ચા પીધી ને?" તે બોલ્યો. " હું પણ ચા નાસ્તો કરી લઉં. એક સરસ ડમણી મળી ગઈ છે એટલે અગિયાર વાગ્યા પહેલાં ઘેર પહોંચી જઈશું."

સુવર્ણા કાંઈ જ બોલી નહિ. વિલાસ બહાર જઈ હાથ મોં ધોઈ આવ્યો. મીઠાઈની રકાબી જોઈ તે બોલ્યો: " તેં કશું જ લીધું નથી? ભૂખમરાની હડતાલ પર તો જવું નથી ને? પહેલેથી જ કહેવું હતું ને! હું તને નાહક અહીં ખેંચી ન લાવત. બહુમાં લાભ નહિ, હો?"

"ભૂખમરાની હડતાલ પર હું શું કામ જાઉં? એ માટે જરાય ચિંતા ન કરશો. ઘેર જઈ મારે જે ખાવું હશે તે ખાઈશ. ગમે તેવું ખાઈને મારે માંદા પડવું નથી. અને આ મીઠાઈ તો મોંમાં પેસે તેવી પણ નથી."

સુવર્ણા 'મેડીકલ સ્ટુડન્ટ' હતી, એટલે વિલાસ લાંબી ચર્ચામાં ઊતર્યો નહિ. ગંભીર વદને ચા નાસ્તાને ન્યાય આપ્યો. "જેવી મરજી, પણ મારી એક વાત તારે કબૂલ કરવી પડશે. હું તારી બધી શરતો કબૂલ રાખીશ, પરંતુ એ કાંઈ ગૌરવની વાત નથી. જગતને મારે એ બધું જાહેર કરવું નથી. તેં પુરાણા વિચારની કોઈ ધર્માંધ હિંદુ સ્ત્રીનો વેષ પહેર્યો છે તો એને બરાબર ન્યાય આપજે, એટલે લોકો તને વિધવા ન ધારે."

"પ્રવાસમાં એ બધું શી રીતે થાય?" સુવર્ણાએ સામો પ્રશ્ન કર્યો.

વિલાસે બંગડીઓ ને કંકુની શીશી એના હાથમાં મૂકી: "આ બંગડીઓ પહેરી, કપાળે જરા ચાંલ્લો કર. આ સફેદ કિનારની સાડી બદલી મોટી કિનારની લાલ સાડી પહેર."

સુવર્ણાએ તેની ઇચ્છા મુજબ કર્યું. "હવે જવાની તૈયારી કરો; હું કપડાં બદલું છું. મારી પાસે લાલ સાડી તો નથી, પણ મોટી કિનાર-વાળી બીજી સાડી છે તે પહેરી લઈશ."

વિલાસ મોં ચઢાવી બહાર ગયો.

: ૨૦ :

**પૂર્ણા** નદીને કિનારે તેઓ આવી પહોંચ્યાં. આનંદવિહોણા પિંજરામાં પુનઃ પ્રવેશવા સુવર્ણાએ હોડીમાં પગ મૂકયો. એક વાર આજ સરિતા એને સ્વાતંત્ર્ય પંથે દોરી ગઈ હતી: આજે એ જ એને ફરીથી શૃંખલાબદ્ધ બનાવતી હતી.

કલ્લોલિનીના બન્ને કિનારાનું સૃષ્ટિસૌંદર્ય હૃદયમનોહર હતું. પહેલી જ વાર નજર નાખનાર તો આશ્ચર્યમુગ્ધ બની રહે. એ સ્થાનનાં ભોમિયાં પણ એના મનોરમ દર્શને ઉલ્લાસપૂર્ણ બની જતાં; પરંતુ સુવર્ણાની દૃષ્ટિ એ કશા ઉપર લાગી નહિ. પથ્થરની પ્રતિમા જેવી એ તો નૌકાને એક છેડે બેસી રહી. એનું એક પણ અંગ હાલતું નહોતું. એ શ્વાસ પણ લેતી હશે કે કેમ તેની શંકા હતી. વિશાળ જલવિસ્તાર પર ભ્રમણ કરતી અનિલ લહરી એની અલક લટોને સતાવતી હતી; એની સાડી સાથે ગેલ કરી રહી હતી.

વિલાસ નૌકાની માંડવી બહાર સુવર્ણાથી જરા દૂર બેઠો હતો. અવારનવાર તે હોડીવાળા સાથે વાતે વળતો: વળી વિચારવિમૂઢ બની જતો. પરંતુ વારે વારે એ સુવર્ણાનું સૌંદર્યપાન કરવાનું ચૂકતો નહિ. એણે ખૂબ જ સાદાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. બે કાચની

બંગડીઓ સિવાય એના અંગ પર એક પણ અલંકાર નહોતો. એણે મોટા કાળા પટાની સાડી પહેરી હતી. એની પાંથીમાં એણે આછેરી સિંદૂરરેખા કરી હતી, છતાં તે કેટલી અલૌકિક સૌંદર્યમૂર્તિ લાગતી હતી ! કેવું સુંદર વદન ? કેવો નમણો દેહ ? એના મુખમંડલ પર પથરાયલી સખ્તાઈ પણ એના સૌંદર્યમાં ઓર વધારો કરી રહી હતી : જાણે કોઈ અગમ્ય જ્યોતિરેખા. નાનપણમાં સુવર્ણા ખૂબ જ સુંદર હતી, પણ આજનું સૌંદર્ય વિલાસને અભૂતપૂર્વ લાગ્યું. એણે પોતાના કિસ્મતની કઠણાઈને હજારો શાપ આપ્યા. આવી સુંદર પ્રમદા ! પણ અરેરે, એની નામની જ પત્ની ! એની પરવાનગી સિવાય એની જોડે વાત કરવાનો પણ એને અધિકાર નહિ ? પણ માનવદિલની આશા અમર છે. સુવર્ણાને જીતી લેવાની વિલાસને આશા હતી. શરૂઆત કેમ કરવી એ જ માત્ર તેને સમજાતું નહોતું. એને આમ ખેંચી આણવામાં એણે ભૂલ તો નહોતી કરી ? એનાં આ સ્થાનનાં સ્મરણો તો ભયંકર હતાં. વિલાસની બહેન પણ હજી ઘરમાં જ હતી; કદાચ સુવર્ણા એનાથી વધારે દૂર તો નહિ થઈ જાય ? પરંતુ બીજું એ શું કરે ? મુંબઈમાં એણે ઘર માંડ્યું નહોતું. થોડા દિવસ માટે કોઈ સગાને ત્યાં એ ઊતર્યો હતો. સુવર્ણાને ત્યાં શી રીતે લઈ જવાય ? વળી મુંબઈ રહેવાનું ઠરાવ્યું હોત તો સુવર્ણા એનું કહ્યું કરત જ નહિ. સુવર્ણાને એ કાંઈ કહી પણ શકત નહિ. યોગ્યાયોગ્યનો નિકાલ કેવળ સમય જતાં જ થાય તેમ હતો. એણે પોતાની બહેનને સાફ સાફ શબ્દોમાં લખી જણાવ્યું હતું : એટલે કદાચ એ રીતસરનું વર્તન રાખવાની અક્કલ દાખવશે જ.

વિલાસનું દિલ કબૂલ કરવા તૈયાર નહોતું, છતાંય સુવર્ણાનો એને ભય તો લાગતો જ હતો. એનું અખંડ મૌન એ ભયમાં અનેકગણો વધારો કરતું હતું. સુવર્ણા લડતી હોત, ઝઘડતી હોત, એને ગાળો દેતી હોત તો વિલાસને ઠીક પડત. એવું વર્તન જોવાને વિલાસ ટેવાયલો હતો. એવાની સાથે કેમ કામ લેવું એ પણ તે જાણતો હતો.

સ્ત્રીઓ પહેલાં લડે, ઝઘડે, પછી રડે ને છેવટે શાન્ત પડે; થોડાંક મીઠાં વચનો ને થોડુંક વહાલ દાખવ્યું કે તેઓ મનાઈ જાય, પરંતુ આ ભયંકર મૌન સાથે કેમ બાથ ભીડવી એ તેને સમજાયું નહિ. એના પ્રહારો સુવર્ણાના મૌન કવચને અથડાઈ પાછા પડતા. કેટલીક વાર એનો એ પોતે જ પ્રત્યાઘાત અનુભવતો. એની સાથે વિલાસ ઝઘડવા મથતો, છતાં સુવર્ણા એક બે શબ્દથી વધારે બોલતી નહિ. મીઠાં વચન કે પ્રણય સંવનનનું તો એ સ્વપ્નું પણ આણી શકતો નહિ. આમ સુવર્ણા ને વિલાસ વચ્ચે પરિણીત દંપતીનો સામાન્ય સંબંધ શી રીતે જળવાય ? પરંતુ વિલાસની આતુરતા કૂદકે ને ભૂસકે વધતી જતી હતી: એનો સંયમ ક્યાં સુધી ટકશે એ શંકા હતી.

ચિરપરિચિત ઘાટ પર હોડી આવી ઊભી રહી. એ સ્થાનમાં કશો જ ફેરફાર થયો નહોતો. માત્ર સુવર્ણાનાં જાણીતાં બાળકો મોટેરાં બની ગયાં હતાં ને મોટેરાં જગતમાંથી અદૃશ્ય થયાં હતાં.

ઘેર પહોંચતાં ઝાઝી વાર લાગી નહિ. વિલાસની બહેન હસમુખ સિવાય ઘરમાં બીજું કોઈ નહોતું. સુવર્ણાના આગમન સાથે જ ધમાલ ન મચાવવાની વિલાસે એક લાંબો પત્ર લખી હસમુખને સૂચના આપી હતી. હસમુખ એની માતાની જ પ્રતિકૃતિ હતી. બાલવિધવા હોવાથી એણે પિયેરમાં જ દહાડા કાઢ્યા હતા. ઘરની વહુઓને તો દાબમાં જ રાખવી સારી, એવો તેનો અભિપ્રાય બંધાઈ ચૂક્યો હતો. ગાળો ને માર તો એમણે હમેશાં સહન કરવાં જ જોઈએ, નહિ તો એમની સાન ઠેકાણે ન આવે ને ! સુવર્ણા પર દમ મારવામાં હસમુખનો મુખ્ય હાથ હતો. એને સુવર્ણાની ખૂબ જ અદેખાઈ આવતી. સુવર્ણા એ ઘરની માલિક હતી ને પોતે તો કેવળ આશરાગતિયાનું જ જીવન ત્યાં વ્યતીત કરશે, એવો વિચાર આવતાં જ એના મસ્તકે લોહી ચઢી જતું. અન્યાયી રિવાજને જે દોષ દેવો ઘટે તે બિચારી સુવર્ણા પર લાદવામાં આવતો.

વિલાસ સુવર્ણાને પાછી લાવવાને આતુર હતો, પરંતુ હસમુખને એ વાત કદીયે પસંદ આવી નહોતી. વિલાસની આંખમાં આંગળી ઘાલીને સુવર્ણાના પિતાએ પુત્રીને ઉઠાવી જવાની હિંમત કરી હતી. એ કદી ક્ષમાને પાત્ર નહોતો. એવાની પુત્રીને પાછી બોલાવી ઘરમાં પગ મૂકવા દેવાનો હોય? એમના કુટુંબમાં કદી એવું બન્યું નહોતું. પત્નીને પાછી લાવવા કરગરવાનું કેવું? શો કળિયુગ આવી ગયો? પરંતુ હવે હસમુખ એના ભાઈનો મજબૂત વિરોધ કરી શકે તેમ નહોતી. વળી એ બહુ કેળવાયલી પણ નહોતી. એની માતાના મૃત્યુ પછી એની લાગવગ પૂરી થઈ ગઈ એટલું તે સમજી હતી. અત્યારે ઘરમાં એનું સ્થાન નહોતું. એક બે વાર એણે કાશી જવાની વાત છેડી વિલાસના દિલનું માપ કાઢવા પ્રયાસ કર્યો હતો પરંતુ વિલાસે એ વાત એકદમ વધાવી લીધી એટલે એ સાવ ઠંડી પડી ગઈ હતી. પોતે કેવળ ભારરૂપ જ લેખાતી એવું તે કળી ગઈ; એથી વિલાસ સામે પણ એનો રોષ એકદમ વધી ગયો.

હસમુખ હજી નાની વયની હોવાથી વિલાસ મુંબઈ ગયો ત્યારે એનાં એક દૂરનાં ફઈને હસમુખ જોડે રહેવા બોલાવ્યાં હતાં.

ડમણીના અવાજે હસમુખને ખાતરી આપી કે મુંબઈથી વહુ આવી પહોંચી હતી. મોઢું ચઢાવી તે આંગણામાં બેઠી એટલે અવાજ સાંભળી તેણે બૂમ મારી "ફઈબા, જરા બહાર આવો. રાણીસાહેબ પધાર્યાં છે."

તેઓ હસતે વદને રસોડામાંથી બહાર આવ્યાં. "આમ મોઢું ચઢાવીને તે વળી બેસાતું હશે? એનું ઘર છે ને એ આવે એમાં ખોટું શું છે? તારું કિસ્મત એવું, નહિ તો આ ઉમરે ભાઈને ઘેર રહેવાનું તારે શાનું હોય?"

"બહુ થયું!" હસમુખને ચટકો લાગ્યો." હવે ઘર એનું થઈ ગયું? આટલાં વર્ષ સંભાળ ન રાખી હોત તો એક ઈંટ પણ ઊભી રહી ન હોત કે. હવે રાણીસાહેબ આવીને આપણા પર રાજ્ય

કરશે. વળી બાઈસાહેબ પોતે બહુ સારાં હોત તો જુદી વાત હતી. કાનમાંથી કીડા ખરે એવી એમની વાતો સાંભળી છે, એટલે એને લીધે ન્યાતબહાર ન મુકાવું પડે તો સારું !"

હસમુખે જરા પણ તસ્દી નહિ લેવાના સોગંદ લીધા હતા, એટલે ફઈબા મહેમાનો માટે રસોઈ તૈયાર કરી રહ્યાં હતાં, તે બહાર આવી હાથ ધોતાં બોલ્યાં: "હવે જીભ બંધ કરીશ ? આટઆટલાં વર્ષો પછી એ પાછી આવે છે છતાં એને ગાળોથી વધાવવાની ? એ કેવી છે એ નજરેનજર જો તો ખરી !"

ડમણી આવી બારણા આગળ થંભી. વિલાસ નીચે કૂદી પડ્યો. એણે જમીન પર પગ મૂકતાં જ બૂમ પાડી: "બહેન !"

ફઈબા સાથે હસમુખ બહાર આવી: "ફઈબા, તમે એને અંદર લઈ જાઓ. હું વિધવા રહી એટલે આવા મંગલ પ્રસંગે મારાથી સામે ન અવાય."

સુવર્ણાએ ડમણીમાંથી નીચે ઊતરી ફઈબાને વંદન કર્યું. વૃદ્ધાએ તેને આશીર્વાદ આપ્યા: "આવી બેટા ? તું તો આ ઘરની લક્ષ્મી છે. ચાલ, અંદર."

સુવર્ણા અંદર આવીને હસમુખ સામે ઊભી રહી. તેને વંદન કરવાનું તેને બિલકુલ દિલ થયું નહિ, પરંતુ શિષ્ટાચારની ખાતર હસમુખને પાયે લાગવા વળી ત્યાં તો તે દૂર હઠી ગઈ. "શું કરે છે ? મને અડીશ નહિ."

સુવર્ણા છોભીલી પડવા છતાં ટટાર થઈ ગઈ. ગાડીવાળો સર-સામાન અંદર લઈ આવ્યો. તેને વિલાસે કહ્યું: "હમણાં બધો સામાન ઓશરીમાં જ રહેવા દે, પછી આપણે ગોઠવીશું."

"મારી બૅગ એક ખંડમાં મુકાવો: હું જરા નાહી લઉં." સુવર્ણા બોલી.

"ખરી વાત છે, બહેન !" ફઈબાએ ટાપસી પૂરી. "આટલા લાંબા પ્રવાસ પછી તને થાક લાગ્યો જ હશે. સ્નાન કરી જરા

નાસ્તો કરી લે. તારો ખંડ તૈયાર જ છે. "

ઘર આમ વિશાળ હતું, પરંતુ તેમાં માત્ર બે ખંડો સારા હતા. એકમાં સેવાપૂજા ગોઠવવામાં આવી હતી ને બીજો ખંડ સૂવાના ખંડ તરીકે વપરાતો. ખાસ કરીને વિલાસની માતા એ ખંડ વાપરતી. હસમુખ તો માતાની પડખે હોય જ. હવે હસમુખે પોતાની ચીજો એક નાના ખંડમાં ખસેડી, નવદંપતી માટે એ ખંડ ખાલી કર્યો હતો. સુવર્ણાના લગ્ન વખતે દાયજામાં અપાયલું રાચરચીલું એમાં ગોઠવવામાં આવ્યું હતું. વિલાસનાં ખુરશીટેબલ પણ ત્યાં મૂકવામાં આવ્યાં હતાં.

હસમુખનું દિલ તો એ જોઈને બળી જતું હતું. " તમે તમારી ભત્રીજાવહુને નાહવાનું પાણી આપો; હું નાસ્તાની વેતરણ કરું છું," એમ કહી રસોડામાં જવાને બદલે તે પોતાના ખંડમાં ભરાઈ, અને અંદરથી સાંકળ મારી રડવા લાગી.

વિલાસે સુવર્ણાનો સરસામાન મોટા ખંડમાં મૂકાવ્યો. પોતાની વસ્તુઓ પણ એ ત્યાં મૂકવા જતો હતો ત્યાં એનાં ફઈબા આડાં ઊતર્યાં: " આ બધું ક્યાં લઈ જાય છે? અહીં જ રહેવા દે ને ? "

" હમણાં બહારના ખંડમાં મૂકવા દો. પછી તે ક્યાં મૂકવો તે નક્કી કરીશું. "

સુવર્ણા બેગ ઉઘાડી કપડાં કાઢતાં બોલી: " તમે તળાવે નાહવા જાઓ છો ? "

" હા બેટા ! " ફઈબાએ ઉત્તર દીધો. " પણ તારે માટે તો વિલાસે 'બાથરૂમ' બનાવરાવી છે. ચાલ બતાવું. "

વાડામાં થોડી જગા પર ભીંતડું ચણી લઈ એક 'બાથરૂમ' બનાવવામાં આવી હતી. એના સ્નાન માટે પાણી પણ તૈયાર રાખ્યું હતું. સુવર્ણાને પોતાની પ્રતિષ્ઠા વધી ગયેલી લાગી; પણ એથી એને જરાય આનંદ થયો નહિ. એને પ્રથમની પેઠે જ રહેવા ઇચ્છા હતી, એટલે ઝટપટ સ્નાન કરી તે પોતાના ખંડમાં ભરાઈ.

: ૨૧ :

**વિલાસ** બહારના ખંડમાં બેઠો હતો. તે ધૂંધવાયેલો હતો. સુવર્ણાની શરત એને આકરી પડતી હતી. સ્વેચ્છાથી સુવર્ણા બક્ષે નહિ ત્યાંસુધી પતિ તરીકેનો એક પણ હક્ક એને ભોગવવાનો નહોતો. મુંબઈમાં એમાં કાંઈ ખાસ અજુગતું લાગ્યું નહોતું, કારણકે ત્યાંના શહેરી વાતાવરણમાં એવી બધી સુધરેલી ઢબછબ પાલવી શકતી. વળી એ સંમતિ ન આપે તો સુવર્ણા એની સાથે આવવા કબૂલ પણ થવાની નહોતી; પરંતુ એ શરતનો સુવર્ણા કડક અમલ નહિ કરે; એની સાથે સારું વર્તન રાખવામાં આવશે તો એ થોડા જ દિવસમાં પોતાની જીદ છોડી દેશે એમ વિલાસે ધાર્યું હતું. પણ પ્રવાસ દરમિયાન સુવર્ણાની વર્તણુકે વિલાસની આંખો ઉઘાડી નાખી હતી. એ જરા પણ પરિચય વધવા જ દેતી નહોતી. ઉપહારો ને અલંકારોથી સુવર્ણા લલચાય એવી તો આશા જ નહોતી. તે એકલી હતી એટલે વિલાસ હાથ અજમાવી શકે, પરંતુ એના વદનની કઠોરતા યાદ આવતાં જ વિલાસનો એ વિચાર અદૃશ્ય થઈ જતો. વધારામાં પશુબલ નહિ વાપરવાનું એણે વચન આપ્યું હતું. આટલો જલદી એ વચનભંગ કરે તો સારું પરિણામ આણવાની મુદ્દલે આશા ન રહે.

"મૂર્ખી પેઠે બેસી શું રહ્યો છે? ખાવુંપીવું નથી?" હસમુખનો બહારથી અવાજ આવ્યો.

"નકામી ટકટક ન કર. મને પાલવશે ત્યારે જમીશ." વિલાસે રોષભર્યો ઉત્તર દીધો.

તેમનો આવો વાર્તાલાપ તો રોજિંદો હતો. કેટલીક વાર એથીયે ગરમી વધી જતી, એટલે હસમુખે તેનાં વચનોની ઝાઝી પરવા ન કરી. "ઠીક ત્યારે, તારી વાતમાં વચ્ચે પડવામાં માલ જ નથી. તારી વહુ તારા જમ્યાની વાટ જોઈ રહી છે, એમ ફઈબાએ કહ્યું. એટલે હું તો કહેવા આવી. એને ક્યાં સુધી ભૂખે મારવી છે?"

'સુવર્ણા એની વાટ જોઈ બેઠી હતી!' હસમુખના આ શબ્દોએ વિલાસને ઉત્તેજિત કર્યો. તે ઉઠીને રસોડા તરફ ગયો.

"કેમ બહુ મોડું થયું?" એને જોતાં જ ફઈબાએ પૂછ્યું. "તારી વહુએ તો ક્યારનુંયે સ્નાન કરી લીધું છે. તું આવ્યો નહોતો એટલે હું એને ખાવાનું શી રીતે આપું?"

સુવર્ણા સ્વેચ્છાએ એની વાટ જોઈ રહી નહોતી; ફઈબાએ જ એને ખાવાનું આપ્યું નહોતું. આથી વિલાસની કમાન છટકી: "તમે એને ખાવાનું કેમ ન આપ્યું? શો વાંધો હતો?"

"એ કાંઈ મડમ થઈ ગઈ નથી." ફઈબા બોલ્યાં. "એવા ખોટા રિવાજ આપણે ત્યાં ન પાલવે. પતિ પહેલાં પત્ની કદી જમી શકે નહિ. તું અહીં બેસ. તારી વહુને હું અંદર ખાવા આપું છું."

મોઢું ચઢાવી વિલાસ જમવા બેઠો. તેણે એક બે વાર અંદર નજર કરી, પણ સુવર્ણા એની નજરે પડી નહિ. "રસોઈ કોણે કરી છે? મજાની થઈ છે." તેણે કહ્યું.

"મેં ને હસમુખે રાંધ્યું છે." ફઈબા બોલ્યાં. "હું જઈશ પછી રાંધનારની ખોટ પડશે."

"કેમ વળી? હસમુખ છે ને!" વિલાસ બોલ્યો.

ફઈબા જવાબ આપે તે પહેલાં હસમુખ વચ્ચે કૂદી પડી: "હું શાની રાંધું? મારે વળી આવી પીડા શી?"

હવે વિલાસનો મિજાજ હાથથી ગયો. આવી નજીવી તકરારો સુવર્ણાને કાને પડે એમ એ બિલકુલ ઇચ્છતો નહોતો. થાળી હડસેલી મૂકી એ તાડૂક્યો: "હવે બહુ થયું. આમ કૂતરાની પેઠે ભસવા શું માંડ્યું છે? તમારી સુંદર રસોઈ નહિ હોય તો અમે ભૂખે નહિ મરી જઈએ; રસોઈ કરતાં બીજાનેય આવડતું હશે."

ભાઈબહેનનો ઝઘડો પતાવવા ફઈબા વચમાં પડ્યાં: "હવે ખાતાં ખાતાં જરા જંપશો? હજી આજે તો ઘરમાં પગ મૂક્યો છે. જતે દહાડે બધી વ્યવસ્થા કર્યા વિના કાંઈ ચાલવાનું છે? કોઈને લીધે કાંઈ કામ ઓછું અટકી પડવાનું છે?"

અંદરના ખંડમાં બેઠે બેઠે સુવર્ણાએ બધું જ સાંભળ્યું હતું. સુવર્ણા માટે કોણ રાંધે એ પ્રશ્ન પર આ ઘરમાં ઉપસ્થિત થયેલો ઝઘડો ખરેખર નવાઈ જેવો હતો. કાળચક્ર કોઈ અગમ્ય રીતે ફરી જ રહ્યું હતું. એ ખાઈ રહી એટલે થાળીવાડકો લઈ બહાર આવી. વિલાસ હજી જમી રહ્યો નહોતો પણ મૂંઝવણથી તે એકદમ ઊભો થઈ ગયો: "આ બધું ક્યાં લઈ જાય છે? ફઈબા, મેં તમને કામ કરનારી રાખી લેવા લખ્યું હતું ને? હજી કોઈ માણસ શોધી કાઢ્યું નથી?"

"કેમ નથી શોધ્યું?" હસમુખે રસોડામાંથી જ છાંછિયું કર્યું. "આપના ક્યા હુકમો વગરઉઠાવ્યા રહ્યા છે? પણ કામ કરનારીને આપણે કયે દિવસે રસોડામાં પેસવા દઈએ છીએ? હવે તારી ઇચ્છા હોય તો નવો રિવાજ પાડીએ."

"જોઈશું. ફઈબા, થાળીવાડકો ક્યાં મૂકવાનાં છે તે આને બતાવો." વિલાસે સૂચના કરી.

આ ચાલુ ટકટકથી એ વૃદ્ધા સાવ કંટાળી ગઈ હતી. "ચાલ બેટા, બતાવું." તેમણે સુવર્ણાને કહ્યું.

સુવર્ણા તેમની પાછળ ગઈ ને ખાળ આગળ વાસણો મૂકયાં.

"કામ કરનારી એને માંજી નાખશે: પછી ચોખ્ખા પાણીથી વિછળાવી અંદર લઈ લઈશું. ગમે તેવાં તોય હલકાં વર્ણનાં ને! વાણિયા-બ્રાહ્મણ ઓછા કામ કરવા આવવાનાં છે?" ફૂઈબા બોલ્યાં.

"પણ કામ કરનારીની જરૂર જ કયાં છે? આટલું કામ તો હું પણ કરી નાખીશ."

"હાસ્તો બેટા," વૃદ્ધા બોલી. "ફક્ત એ જ જણનું કામ! તારી નણંદ વાયડી ન હોત તો કશીયે હરકત ન પડત. ભગવાન જાણે એનામાં અક્કલ કયારે આવશે? માએ પણ દીકરીને છેક જ બગાડી નાખી છે. પણ એ કશું તું મન પર ન લાવીશ. એને બીજો કયો સહારો છે?"

સુવર્ણા હાથ-મોં ધોતાં બોલી: "બહેન નાહકનાં છેડાઈ પડે તેમાં આપણે શું કરીએ? આજ સુધી એ જ ભોગવતાં આવ્યાં છે એમાંનો એક પણ તેમનો હક્ક મારે ઝૂંટવી લેવો નથી. કૃપા કરી એટલું એમને સમજાવો ને!"

"એટલી અક્કલ હોત તો કશી જ પીડા નહોતી." ફૂઈબા બોલ્યાં. "પોતાનાં જેવાં જ બીજાં છે એટલું સમજે તો ઝઘડો જ ન રહે. તમે બે જણ મળી એને હાંકી કાઢશો એવો એને ભય પેસી ગયો છે."

સુવર્ણાને એ વાતમાં વધારે કહેવાનું નહોતું એટલે એ પાછી ફરી. ફૂઈબા હસમુખના ખંડમાં ગયાં ને સુવર્ણા પોતાની ચીજો જ્યાં પડી હતી ત્યાં ગઈ. વિલાસ પણ જમી ઊઠયો હતો. સુવર્ણાએ આગલી રાતે ઝોકું પણ ખાધું નહોતું, એટલે ખૂબ જ થાકી ગઈ હતી; પરંતુ આખોય ખંડ બથાવી પાડવાનું એને યોગ્ય લાગ્યું નહિ. ઘરનો એ શ્રેષ્ઠ ખંડ હતો. પોતે સાંકળ મારી સૂઈ જાય તો હસમુખ

ને વિલાસને પોતાની વ્યવસ્થા બીજે કરી લેવી પડે. પોતે અહીં લહેર કરવા આવી નહોતીઃ એ તો દેહના દંડ ઝીલવા આવી હતીઃ દેહદમનથી સુરેશ પર વેર લેવા આવી હતી. વિલાસની પજવણીની જાહેરાત કરવાની પણ તેની ઇચ્છા નહોતી. એને માટે દુઃખોની હારમાળા ખડી હતી; તેની તેને પરવા નહોતી. માત્ર એના પિતાનો એને વિચાર આવતો ત્યારે એમના દિલને થયેલો આઘાત એને સાલતો હતો.

હસમુખ જમીને બહાર આવી. સુવર્ણાના ખંડનું બારણું બંધ જોઈ મોઢું ચઢાવી બોલીઃ " રાણીસાહેબ અત્યારથી જ પોઢયાં જણાય છે : ધોળે દહાડે બારણા બંધ કરી વરવહુ પોઢી ગયાં ! જરા શરમનો છાંટોય છે ? આપણે તો જાણે ઘરમાં છીએ જ નહિ. બા જીવતી હોત તો એમની ખબર હું જ લઈ નાખત. વિલાસ બિચારો ગરીબ ગાય જેવો બની ગયો છે. બાયડી દોરે તેમ દોરાય છે." પરંતુ વિલાસને એના ખંડમાંથી આવતો જોઈ હસમુખનું સંભાષણ અધવચ્ચે જ અટકી ગયું. એણે હસમુખનાં વચન પૂરાં સાંભળ્યાં નહોતાં, પણ પોતાની જ વાતો થતી હતી એમ એ સમજી ગયો. " શું કહ્યું ? " તેણે પૂછયું.

" કાંઈ નહિ, બેટા ! " ફઈબા વચ્ચે પડયાં. " તને થાક લાગ્યો હશે, એટલે તારે જરા આરામ કરવો જોઈએ. તારી વહુ પણ ખૂબ થાકી ગઈ લાગે છે. જોને, જમીને સૂઈ રહી છે. " વૃદ્ધા ઝઘડો દૂર રાખવા માગતાં હતાં.

ફઈબાનાં વચનો સાંભળી વિલાસ મનમાં હસ્યો. એ બિચારાં કફોડી દશામાં મુકાયાં હતાં. શાંતિ જાળવવા એમને રાતદિવસ મથવું પડતું. ઘરની રીતભાતથી એ અજાણ્યાં હતાં.

સુવર્ણાને દ્વાર બંધ કરી સૂતેલી જોઈ તે જરા નિરાશ થયો. ફઈબા ને હસમુખ જરા આડાં થાય એટલે તે એની જોડે થોડી વાત કરવા માગતો હતો. એ ખરેખર ઊંઘતી હતી કે પોતાને દૂર રાખવાની એની આ એક બનાવટ હતી ? કદાચ એમ પણ હોય.

"હા, થાક તો લાગે જ ને!" ફઈબાની વાતને વિલાસે ટેકો આપ્યો. "એ તો આખી રાત બેસી રહી હતી. મેં જરા ઊંઘ કાઢી હશે."

હસમુખ ને ફઈબા વિદાય થયાં એટલે સુવર્ણાનું દ્વાર એણે જરા ધીમેથી ખખડાવ્યું, પરંતુ અંદરથી કાંઈ જ જવાબ મળ્યો નહિ. જરા રોષે ભરાઈ વિલાસ બીજા ખંડમાં ગયો. જાગ્રત રહેવાના તેના અનેક પ્રયત્નો છતાં એની આંખ પણ મિચાઈ ગઈ.

ત્રણેક કલાકની ઊંઘ કાઢી સુવર્ણા ઓચિંતી જાગી ઊઠી. વાતાવરણની વિચિત્રતાએ કદાચ એની નિદ્રાનો ભંગ કર્યો હશે. બારી બહાર નજર કરી તો સાંજ પડવા આવી હતી. ઝટપટ પથારીમાંથી ઊભી થઈ તે રસોડામાં ગઈ.

ફઈબા ચોખા ધોતાં હતાં અને હસમુખ ઉમરા પર બેઠી હતી. સુવર્ણાને જોઈ તે બોલી ઊઠી: "ઊંઘી ઊઠયાં, રાણીસાહેબ! આપને ચા બનાવી આપું?"

"ના બહેન, મારે માટે તમારે બિલકુલ તસ્દી લેવી નહિ. હું મારું ફોડી લઈશ. આ પ્યાલામાં થોડું પાણી આપજો, ફઈબા!"

ગરમ પાણી લઈ સુવર્ણા પોતાના ખંડમાં ગઈ. ચા બનાવવાની બધી જ સામગ્રી ત્યાં મોજુદ હતી. વિલાસે કદાચ જાણીને જ બધી સગવડ કરાવી હશે. સુવર્ણાએ કીટલીમાં ચા નાખી ત્યાં ફઈબા થોડું દૂધ ને ખાંડ લઈ આવ્યાં. "બીજું કાંઈ જોઈએ છે, બેટા? તને મારી બનાવેલી ચા ભાવે કે ન ભાવે તેથી મેં બનાવી નહોતી."

"સાંજે રસોઈ હું બનાવીશ, ફઈબા!" સુવર્ણા બોલી.

"ના બેટા, હું અહીં છું ત્યાંસુધી તારે રસોઈ બનાવવાની કેવી? કાલે હું જઈશ, પછી તારે જ બધું કરવાનું છે ને? હસમુખ તો ઝઘડા કર્યા જ કરવાની. એ કાંઈ તને ઓછી મદદ કરવાની છે?"

: ૨૨ :

સંધ્યા આવી. ગામડામાં બહુ જ ઓછા દીપકો નજરે ચઢે છે. દિવસ છતાં જ લોકો વાળુથી પરવારી જાય છે ને અંધારું થતાં બારીબારણાં બંધ કરી નિદ્રાવશ થઈ જાય છે. એમને દીવાનો ખપ જ પડતો નથી. સમી સાંજે સૂઈ જવાની ટેવ સુવર્ણાએ ક્યારનીયે વિસારી મૂકી હતી, એટલે રાત્રિનો જામતો અંધકાર એને અસહ્ય થઈ પડચો. પરંતુ દીવો સળગાવવા એણે બિલકુલ હિલચાલ કરી નહિ. એને માટે અંધકાર જ ઠીક હતો. એને દીવાની શી જરૂર હતી ? એને કોઈનું મોઢું જોવું નહોતું, તેમ પોતાનું વદન પણ એ કોઈને બતાવવા માગતી નહોતી. એક ખૂણામાં પડી પડી એ મૃત્યુને ભેટવા ઇચ્છતી હતી.

વિલાસનાં ફઈ સુવર્ણાના ખંડ આગળ આવી બારણા આગળ ઊભાં રહ્યાં. તેમના હાથમાં એક કોડિયું હતું. દીપક બુઝાઈ ન જાય તે માટે તેમણે આડો હાથ ધર્યો હતો. “આમ અંધારામાં કેમ બેસી રહી છે ?” તેમણે પૂછ્યું. “હસમુખે દીવા પણ નથી સળગાવ્યા ? ચાલ મારી સાથે રસોડામાં. ત્યાં બેઠી બેઠી મારી સાથે વાતો કરજે. આમ અંધારામાં બેસી રહ્યે કેમ પાલવે ? આ ઘર તારું છે. ગમે ત્યાં જતાં આવતાં તને કોણ ટોકનાર છે ?”

એટલામાં કોઈએ બહારનું બારણું ખખડાવ્યું. હસમુખે રસોડામાંથી જ બૂમ પાડી: "ફઈબા દીવો અહીં લાવો ને? ભાઈ આવ્યા લાગે છે. બારણું ઉઘાડો."

અંદર આવતાં જ ઘરમાં અંધારું જોઈ વિલાસ રોષે ભરાયો: "બધાં ક્યાં મરી ગયાં? ઘરમાં દીવો સળગાવવાનું પણ ભાન નથી?"

હસમુખ એટલા જ આવેશથી તાડુકી: "ઘરને ઝાકઝમાળ કરવા ઝુંમરો લટકાવી મૂક્યાં હશે? આટલા દિવસ તો અમે કોડિયાથી નભાવ્યું. આપને અજવાળું ઓછું પડતું હોય તો વીજળીના દીવા વસાવજો."

ધડાકબંધ બહારનું બારણું ખોલી વિલાસ ફરીથી અંધકારમાં અદૃશ્ય થઈ ગયો. "અંધારામાં ક્યાં ગયો?" ફઈબા બબડયાં. "આ ભાઈબહેનથી પ્રભુ તોબાહ!"

અર્ધા કલાકમાં જ મીણબત્તીઓનું બંડલ લઈ વિલાસ પાછો આવ્યો: "મેં ફાનસ મંગાવ્યાં છે. એક બે દિવસમાં આવી જશે, ત્યાંસુધી આ મીણબત્તીઓ વાપરજો. રસોઈ થઈ?"

"ક્યારનીયે!" ફઈબાએ ઉત્તર દીધો. "થાળી પીરસું?"

"હા, મોડું કરવાથી શો ફાયદો?"

વિલાસ ઓશરીમાં ખાવા બેઠો. સુવર્ણાએ પોતાના ખંડમાં જ ખાવાનું રાખ્યું. હસમુખ એની સામે જોતી બારણામાં ઊભી રહી.

વાળુ પતી ગયું એટલે વૃદ્ધાએ સુવર્ણાને કહ્યું: "તારે બેસી રહેવાની જરૂર નથી. બેટા, લાંબા પ્રવાસનો તને થાક લાગ્યો હશે. મારે તો હજી ઘણું કામ બાકી છે. હસમુખને પણ ખાતાં વાર લાગશે, એટલે અમે મોડાં પરવારીશું." એમ કહી દીવો લઈ તે રસોડામાં ગયાં.

વિલાસ લાંબા વખત સુધી સુવર્ણાના દ્વાર આગળ ઊભો રહ્યો. પછી જવાની ચેષ્ટા કરતાં તે બોલ્યો: "હું જાઉં છું. તને અહીં એકલાં બીક તો નહિ લાગે ને?"

"બિલકુલ નહિ." સુવર્ણાએ ઉત્તર દીધો. આથી વિલાસને વિદાય થવું પડયું.

થોડી વાર પછી હસમુખ વિલાસ સાથે બોલતી સંભળાઈ: "તું બહારના ખંડમાં સૂવાનો છે, એમ?" વિલાસે તેનો શો જવાબ આપ્યો તે સુવર્ણાને સંભળાયો નહિ.

ફરીથી હસમુખનો ઘાંટો સંભળાયો: "વાહ ભાઈ, આવું તો મારી જિંદગીમાં જોયું નથી. મડમો પણ એવું કરતી નથી. તારી વહુ તો મડમથી પણ ચઢી ગઈ."

વિલાસનાં ફઈબા બીજે દિવસે વિદાય થયાં. તેમણે સુવર્ણાને કહ્યું: "હું ખબર કાઢતી રહીશ, હો કે? મારી જરૂર પડે કે તરત કહાવજે. કામ કરનારી આવશે તો ય રસોઈનું કામ તારે એકલાને જ માથે રહેશે. જરા અગવડ તો પડશે, પણ ગામડા ગામમાં રસોઈયા–ચાકર કાંઈ માગ્યા મળે છે?"

ફઈબાને વિદાય કરી સુવર્ણા સીધી રસોડામાં ગઈ. લાકડાં બાળી રસોઈ કરવાનું જરા આકરું હતું. વારેઘડીએ અગ્નિ બુઝાઈ જતો ને ધૂમાડો થતો. એણે ચા માટે પાણી મૂકયું એટલામાં વિલાસ બારણા આગળ આવી ઊભો રહ્યો.

"તમારે માટે શું બનાવું?" સુવર્ણાએ તેને પૂછ્યું.

"તારે કાંઈ જોઈતું ન હોય તો મારે માટે કાંઈ પણ બનાવવાની જરૂર નથી. ઘરમાં જે હશે તે ચાલશે. મેં બજારમાંથી શાકભાજી મંગાવ્યાં છે. દાળભાત ચાલશે. રાંધવાની પંચાત—"

"કશીય પંચાત નથી." સુવર્ણાએ એની વાત વચમાં જ કાપી નાખી. "તમારા ખંડમાં બેસો, એટલામાં ચા બનાવી લાવું છું."

વિલાસ વિદાય થયો. પાણી તૈયાર થઈ ગયું હતું એટલે સુવર્ણા તેને પોતાના ખંડમાં લઈ ગઈ. મૂંગે મોઢે ચા બનાવી થોડો નાસ્તો

વિલાસ આગળ મૂકી પોતે એકલી ચા પીવા બેઠી.

"કેમ, તારે કાંઈ નથી લેવું?" વિલાસે પૂછ્યું. "તારા બાપને ઘેર સવારે નાસ્તો લેતી નહોતી? બૈરાંને જાણીબૂજીને કડવાશ ઊભી કરવાની ટેવ હોય છે કે શું?"

"રોજ કાંઈ સરખું ખવાતું હશે? તબિયત ઠીક ન હોય કે દિલ ન હોય."

"આજે તો દિલ નહિ હોય!" વિલાસે મુદ્દો પકડ્યો.

"બરાબર છે." સુવર્ણાએ સખ્તાઈથી ઉત્તર દીધો.

"પણ શું કરવું એ કહે ને? તું કહે તે કરવા હું તૈયાર છું."

"એ દિશામાં તમારા સઘળા પ્રયત્નો નકામા જશે, એટલે કાંઈ કહેવાનો અર્થ નથી." સુવર્ણાએ ખુલાસો કર્યો.

હવે વિલાસને ચીઢ ચડી. પ્યાલો પછાડી તે બોલ્યોઃ "તું આખો વખત ઝઘડો કરવાનો જ નિર્ધાર કરીને આવી છે કે શું?"

સુવર્ણા મૂંગે મોઢે ચા પી, પ્યાલા લઈ ચાલતી થઈ. "તમે રીતસર વર્તશો તો મારે કાંઈ જ ઝઘડવાનું નથી." રસોડામાં જતાં જતાં તેણે પોતાની વાત સ્પષ્ટ કરી.

વિલાસે ઝડપથી તેની પાછળ જઈ તેનો હાથ પકડ્યોઃ "એમ સહેલાઈથી તું મારું કાસળ નહિ કાઢી શકે. કોઈ પણ હીસાબે તને વશ કરીને જ હું જંપીશ."

હવે સુવર્ણા છેડાઈ. તેણે વિલાસનો હાથ તરછોડી નાખ્યોઃ "હું તમને સજ્જન માનું છે. એ રીતે જ મેં તમારામાં વિશ્વાસ મૂક્યો છે. એમાં મારી ભૂલ ન જણાય તો સારું."

"તારો હાથ પકડવામાં પણ તને શરતનો ભંગ થતો જણાતો હશે?" મર્યાદા મૂકી વિલાસ બોલ્યો.

સુવર્ણાના નયનમાં ધિક્કાર ઊભરાયો. વિલાસને ઉત્તર દીધા

સિવાય જ તે રસોડામાં જતી રહી. વિલાસ ઉશ્કેરાયલી દશામાં પોતાના ખંડમાં ગયો. એની અકળામણ વધતી ગઈ.

સુવર્ણાને એક મહેમાન તરીકે લેખવાનું એણે વચન આપ્યું ત્યારે આ બધી વાતનો એણે ઝાઝો વિચાર નહોતો કર્યો. ગમે તેમ કરી એને સુવર્ણા પર કાબૂ મેળવવો હતો. વળી પોતે કેવા ઊંચા પ્રકારની છોકરી છે એટલું ઠસાવવા જ સુવર્ણા મથી રહી છે એમ તે માનતો હતો.

વિલાસે પોતાના દિલનું માપ કદી કાઢ્યું નહોતું. એના ચારિત્ર્યમાં સંયમ જેવું કાંઈ હતું જ નહિ. વળી છેક નાનપણથી જ એની બહેન તથા માતાએ એને લાડ લડાવી બગાડી મૂક્યો હતો. એકનો એક પુત્ર હોવાથી એને કોઈ ચીજ લાવી આપવાની ના પાડવામાં આવતી નહોતી. આટલાં વર્ષે પણ એ ફરી પરણ્યો નહોતો, પરંતુ એથી એનું ચારિત્ર્ય શુદ્ધ રહેવા પામ્યું નહોતું. કોઈ પણ પ્રકારની ઇચ્છા થાય એને કાબૂમાં રાખવાનું એ શીખ્યો જ નહોતો. સુવર્ણા એની પડખે હતી એટલે એની વાસના ખૂબ ઉત્તેજિત થવા પામી હતી. ફઈબા ગયાં ને હસમુખ પોતાના ખંડમાંથી બહાર આવતી નહિ એટલે ઘર બધું તેને સૂનું લાગવા માંડ્યું. આ સંયોગોમાં એ કેવી રીતે સંયમ રાખી શકે? આવી સુંદર સ્ત્રી, તેમાં આ તો વળી એની પત્ની જ! જેમ જેમ સુવર્ણા એને અળગો કરતી હતી તેમ તેમ એની વાસના તીવ્ર બનતી જતી હતી.

વિલાસ પોતાના ખંડમાં જઈ પલંગ પર પડ્યો. શું કરવું તેની એને ગમ પડી નહિ. સુવર્ણા એને વશ થવી જ જોઈએ. એને મહાત કરવા એના સર્વસ્વનું બલિદાન આપવું પડે તો તેમ કરવા તે તૈયાર હતો. આથી એ વાત પર તે વિચાર કરી રહ્યો.

વિલાસથી છૂટા પડી સુવર્ણા રસોડામાં ગઈ. અને શાક તૈયાર કરી તે ભાત ઓરવા જતી હતી ત્યાં કોઈએ બારણું ખખડાવ્યું: " કાગળ! "

તપેલી ઉતારી સુવર્ણા બહાર દોડી, બીજી જ ક્ષણે તે શરમાઈ ગઈ. તે આમ કેમ દોડી ગઈ? બાહ્યજગતના સમાચાર જાણવાની એને શી જરૂર હતી? ત્યાં એનું કોણ હતું? તેના પિતા? એમના પત્ર માટે તે એટલી બધી આતુર હતી? જીવનભર તે પિતાથી દૂર રહી હતી. ત્યારે એ સુરેશના પત્રની વાટ જોઈ રહી હતી? સુરેશ એનો કટ્ટો શત્રુ: એણે એનું કેવું ભયંકર અપમાન કર્યું હતું? આ તિરસ્કૃત જીવનનો સ્વીકાર જેને લીધે કરવો પડયો એના કાગળ માટે તે અધીરી બની દોડી રહી હતી?

ટપાલી પણ એને જોઈ વિસ્મય પામ્યો; બે પત્રો એના હાથમાં મૂકી વિદાય થયો. એક પત્ર એના પિતાનો હતો. બીજો પત્ર જોઈ એ આભી જ બની ગઈ. એ પત્ર સુરેશનો હતો. વળી પાછું એને શું કહેવાનું હતું? એણે શું બાકી રાખ્યું હતું?

રસોડું બંધ કરી તે પોતાના ખંડમાં ગઈ. અંદરથી તેણે સાંકળ વાસી. પહેલાં એણે એના પિતાનો કાગળ ફોડયો. એમણે ઝાઝું લખ્યું નહોતું. એ કુશળ હતા ને એની કુશળતા જાણવા માગતા હતા. મુશ્કેલી નડે તો ટપાલ–માસ્તરની મદદ માગવા એમણે સૂચના કરી હતી. પ્રવીણના એ સગા હતા ને સુવર્ણાને મદદ કરવામાં સંકોચ રાખે તેવા નહોતા.

એ પત્ર બાજુએ મૂકી, બીજો પત્ર હાથમાં ઝાલી એ ઘડીક બેસી રહી. ધ્રૂજતી આંગળીએ એણે પરબીડિયું ખોલ્યું. એમાં ઝાઝું લખેલું નહોતું. એક જ શબ્દ અંગ્રેજીમાં લખ્યો હતો: 'ક્ષમા કરજે.' નીચે સુરેશની સહી હતી.

એના હાથમાંથી પત્ર જમીન પર પડી ગયો. દિલ પિગળાવી નાખે એવાં ધ્રુસકાં ખાતી એ જમીન પર ફસડાઈ પડી. હવે આવો સમાધાનનો પ્રયાસ શા માટે? એના મૂર્ખાઈભર્યા રોષના ભયંકર પરિણામની સુરેશને ખબર હતી કે નહિ? એ કોની પાસે ક્ષમા

માગતો હતો? સુમિત્રા પાસે? હવે સુમિત્રા હયાત હતી ખરી!

આમ ક્યાં સુધી તે જમીન પર પડી રહી તેનું તેને ભાન ન રહ્યું. બહારથી કોઈ ખૂબ જોરથી બારણાં ખખડાવતું હતું. એ ચમકીને બેઠી થઈ ગઈ. વિલાસ સિવાય એની હિલચાલમાં બીજા કોને રસ હોય? ધ્રૂજતે પગે તે ઊભી થઈ. મહાપરાણે તેણે દ્વાર ઉઘાડ્યું.

સુવર્ણા સામે નજર કરતાં જ વિલાસ ચમક્યો. "માંદી તો થઈ નથી ને? આમ નંખાઈ ગયેલી કેમ જણાય છે?"

"મને કશું જ નથી થયું." સુવર્ણાએ ઉત્તર દીધો. "તમે નાહી લો, મેં નાસ્તો કરી રાખ્યો છે." કહી તેણે બારણું બંધ કર્યું.

એનું આંસુભર્યું વદન કેટલું મોહક લાગતું હતું, તેનો સુવર્ણાને પણ ખ્યાલ નહોતો. પરંતુ વિલાસ પર તેની ખૂબ જ અસર થઈ. અત્યાર સુધી સુવર્ણા એને પાષાણપ્રતિમા કે અગ્નિશિખા જેવી લાગતી હતી. આજે એ સ્ત્રી સમોવડી ભાસી. મૃદુ ને માયાળુ વિલાસને કાંઈ ગમ પડી નહિ. સુવર્ણાને પોતાની કરવાની તેની લાલસા અનેકગણી વધી ગઈ. મહા મુશ્કેલીએ એણે સંયમ જાળવ્યો, અને બધા વિચારો દબાવી સ્નાન માટે વિદાય થયો. ઝટપટ પરવારી એ પાછો આવ્યો છતાં સુવર્ણાનાં દ્વાર હજી બંધ જ હતાં. વિલાસની ધીરજ એકાએક ખૂટી ગઈ. સુવર્ણા પર તો એ રોષ ઠાલવી શકે તેમ નહોતો એટલે હસમુખના ખંડના બારણાને એણે જોરથી લાત મારી: "ક્યાં મરી ગઈ?"

હસમુખ પણ છેડાઈને બહાર આવી. એનું લોહી પણ ઊકળી આવ્યું હતું. બે દિવસથી એણે રોષ દબાવી રાખ્યો હતો, એટલે અત્યારે તે ફાટુ ફાટુ થઈ રહેલા જ્વાળામુખી જેવી બની રહી હતી. એણે રાડ નાખી. "હું શું કામ મરી જાઉં? તારે મરવું હોય તો મર, ને સાથે તારી સુધરેલી વહુને પણ લેતો જા. મારી સાથે બહુ લપ્પનછપ્પન કરી તો તારી ઓખાત જ બગાડી નાખીશ."

"મારી સામે આ મિજાજ ?" વિલાસ ગાજ્યો ને હાથમાંનો લોટો જ એના મસ્તક પર જોરથી માર્યો.

"મારી નાખી રે !" હસમુખ ચીસ પાડી જમીન પર ઢળી પડી.

હસમુખની ચીસ સાંભળી બારણું ઉઘાડી સુવર્ણા બહાર દોડી આવી. હસમુખ બેભાન થઈ પડી હતી. એના માથામાંથી લોહી વહેતું હતું. "આ શું કર્યું ?" સુવર્ણા ઊભી હતી ત્યાં જ જડાઈ ગઈ.

વિલાસનો બધો જ રોષ ઊતરી ગયો. તે કરગરી પડ્યો: "સુવર્ણા, બહેનને બચાવ. એ મરી તો નહિ જાય ને ?"

અણીની પળે સુવર્ણાને પોતાની દાક્તરી જવાબદારી યાદ આવી. મૂર્છાવશ હસમુખની બાજુએ બેસી તે એને તપાસવા લાગી. "એમાં ગભરાવાનું કારણ નથી. બહુ ઇજા નથી થઈ. થોડું આયોડિન ને રૂ લઈ આવો !"

વિલાસ એની સૂચનાનો અમલ કરવા દોડ્યો. હસમુખને ભાનમાં લાવવા સુવર્ણાએ એના વદન પર પાણી છાંટવા માંડ્યું.

થોડી વારે હસમુખે આંખો ઉઘાડી: "પેલો ખૂની ક્યાં ગયો ? મારો ભાઈ છે તોપણ એને જેલમાં ન બેસાડું તો હું હસમુખ નહિ."

"ઊભાં ન થશો," સુવર્ણા બોલી." નહિ તો બંધ થયેલું લોહી ફરી વહેવા લાગશે. મને ઘા પર પાટો બાંધવા દો."

હસમુખ હસી. તેનું લોહીથી ખરડાયલું વદન ભયંકર લાગતું હતું. "મારું મિત્ર કોણ ને દુશ્મન કોણ એ પારખવું જ મુશ્કેલ છે." તે બોલી, અને સુવર્ણાને દૂર કરી ઘસડાતી ઘસડાતી પોતાના ખંડમાં ગઈ.

## : ૨૩ :

**ભાઈબહેનની** તકરારથી ઘરનું વાતાવરણ થોડુંક સુધર્યું. વિલાસ મહામુશ્કેલીએ જરૂરી દવાઓ ને બોરિક કૉટનનું પૅકેટ લઈ આવ્યો અને સુવર્ણા હસમુખની બનતી સારવાર કરવા લાગી. વિલાસ બારણામાં જ ઊભો રહ્યો. અંદર પ્રવેશ કરવાની તેની હિંમત ચાલી નહિ. બહેને તો નજર પડતાં જ બૂમ પાડી: " અહીંથી જતો રહે; ભાગ ! "

સુવર્ણા બહાર આવી કહેવા લાગી: " કૃપા કરી બહાર જાઓ ને ! નાહક એમને ઉશ્કેરશો નહિ. એમને તાવ આવશે તો ભારે પડશે. રસોડામાં જઈ જમી લો. હમણાં એમને રેઢાં મૂકી શકું એમ નથી. "

વિલાસને વિદાય થવું પડ્યું. હાથે કરી મુશ્કેલી ઊભી કર્યા બદલ એને પશ્ચાત્તાપ થયો. એની બહેન બહાર વાત કર્યા વિના રહેવાની નહિ. સુવર્ણાનો રોષ પણ ઘટવાને બદલે વધવાનો જ. છતાં બહેન સાથે એ લડ્યો ન હોત તો એને સુવર્ણા સાથે વાત કરવાનો કે એની રસોઈ વખાણવાનો પ્રસંગ પ્રાપ્ત થાત ! પરંતુ આજે તો તેને રસોડામાં એકલા બેસી જમી લેવું પડ્યું.

હસમુખનો ઘા સાફ કરતાં ને પાટાપીંડી કરતાં સુવર્ણાને એક કલાક લાગ્યો. હસમુખને તદ્દન સ્થિર પડી રહેવાનું કહી તે બહાર આવી. જેમ તેમ જમી લઈ વિલાસ રસોડા બહાર નીકળી ગયો, એટલે

સુવર્ણા વાસણ માંજી નાહવા ગઈ.

સ્નાન કરી સુવર્ણાએ પોતાનાં લૂગડાં ધોઈ નાખ્યાં ને બહાર કપડાં સૂકવવા લાગી, એટલામાં વિલાસે પાછળથી બૂમ પાડી: "બહેનને કેમ છે ?"

"ઠીક છે. મેં એમને સ્વસ્થ પડી રહેવા ને ઊંઘવા પ્રયત્ન કરવા કહ્યું છે." મોં ફેરવ્યા વિના જ સુવર્ણાએ જવાબ વાળ્યો.

"હવે જમવું નથી ? કેટલું મોડું થઈ ગયું છે ?" વિલાસે પૂછ્યું.

"ફિકર નહિ. તમે તમારે અંદર જાઓ ને ! નાહક તાપે શું કામ તપો છો ?"

સુવર્ણાની સૂચના પ્રમાણે અંદર જવાને બદલે વિલાસ તેની વધારે નજીક આવ્યો : એના સ્વરમાં લાગણીના પડછંદા પડતા હતા: "જ્યારે જ્યારે હું તારી પાસે આવું છું ત્યારે મને હાંકી કાઢવા કેમ મથે છે ?"

"તમારે મારી નજીક ન આવવું જોઈએ માટે જ હું તમને દૂર રાખું છું." સુવર્ણાએ પાછું વાળી જોયું ને ઝડપથી રસોડામાં જતી રહી.

વિલાસ એમ કાંઈ માની જાય તેવો નહોતો. તે પણ સુવર્ણાની પાછળ રસોડામાં બેઠક જમાવી બોલ્યો: "ભલે તારે જરૂર ન હોય, પણ મારે જરૂર છે, ને આપણે આમ વર્ત્યા કરીશું તો કદીએ એક નહિ થઈએ."

"એમાં ખોટું શું છે ?" પોતાની થાળી પીરસતાં પીરસતાં સુવર્ણા બોલી.

"એમ કેમ ? સુવર્ણા, તું મને ચાહી શકે તેમ જ નથી ? સ્ત્રીઓ તો બહુ જ મૃદુ હૃદયની લેખાય છે. મારે માટે તને જરા પણ કરુણા ઉત્પન્ન થતી નથી ? મારા દિલની વાત તું કળી શકતી નથી ? સ્નેહનો અર્થ પણ તને સમજાતો નથી ?" લાગણીવશ બની વિલાસે કહ્યું.

સુવર્ણાને તેના પર હદઉપરાંત ધિક્કાર ઊપજ્યો. સાથે સાથે એને હસવું પણ આવ્યું. વિધિની કેવી વિચિત્રતા! વિલાસ એને પ્રેમની વ્યાખ્યા શીખવતો હતો. એને જરા ભય પણ લાગ્યો, કારણકે વિલાસ વધારે ને વધારે ઉશ્કેરાતો જતો હતો. એનું ચારિત્ર્ય તો સુવર્ણાએ ક્યારનુંય પારખી લીધું હતું. કોઈ પણ પ્રકારનો અંકુશ નભાવી લેવા એ ટેવાયલો જ નહોતો. એક વાર એ લાગણીવશ બની જાય તો એ પોતાનું વચન ક્યાંય ફેંકી દે. સુવર્ણાને એમાં બિલકુલ શંકા નહોતી.

જેમ બને તેમ વધારે શાંત દેખાવા પ્રયત્ન કરતાં સુવર્ણા બોલી: "હવે મોડું થાય છે. તમારી નકામી વાતોથી મને વધારે ખોટી કરશો તો મારે ભૂખ્યાં રહેવું પડશે. વળી તમારાં બહેનની પણ હજી મારે ખબર કાઢવાની છે. એમને તાવ ચઢ્યો હશે તો મારે આખી રાત ઉજાગરો કરવો પડશે."

વિલાસ ઊઠ્યો. રોષથી એનું મોં લાલચોળ બની ગયું હતું. તે બહાર ગયો, એટલે સુવર્ણાએ જેમ તેમ જમી લીધું. ઝટપટ વાસણ માંજી તે હસમુખના ખંડમાં દોડી. હસમુખ નિદ્રાવશ થઈ હતી. સુવર્ણાએ દર્દીના કપાળ પર હાથ ફેરવ્યો. તેનું કપાળ તદ્દન ઠંડું હતું, છતાં સુવર્ણા ઊંઘતી હસમુખ પાસે જ બેઠી.

વિલાસનાં પગલાંના એને વારંવાર ભણકારા વાગતા. હસમુખની બીકને લીધે જ તે અંદર આવી શકતો નહોતો એટલે તેના આશ્રયે જ રાહત મેળવ્યા સિવાય સુવર્ણાને છૂટકો નહોતો. વિલાસની વાસનાના આક્રમણ સામે હસમુખ જ વચ્ચે બંધ બની ઊભી હતી.

સાંજ પડી. વાળુ માટે સુવર્ણાને જ રાંધવાનું હતું; એટલે ભય દૂર કરવાનો પ્રયત્ન કરતી તે ઊઠી ને ખંડ બહાર આવી. વિલાસ નજરે પડ્યો નહિ. એ બહાર ગયા હશે એમ ધારી તે રાંધવા પેઠી, પરંતુ એનું દિલ ભારે બનતું ગયું. ભયંકર આપત્તિની એને આગાહી થઈ રહી. તેવે વખતે એ શી રીતે પોતાનો બચાવ કરશે?

શત્રુના ઘરમાં તે એકલી જ હતી. અજ્ઞાન ગામડિયાઓ એનું દુઃખ સમજવાના નહોતા. રાજીખુશીથી પોતે પતિને ઘેર આવી હતી; પતિ પોતાના હક્કો અજમાવે તેમાં તેમને કશું જ આશ્ચર્ય લાગવાનું નહિ. પત્ની સાથે રહેતો પતિ કદી બ્રહ્મચારી રહી શકે જ નહિ, એવી તેમની માન્યતા હતી. પાડોશીઓ પણ એ જ નિર્ણય આપવાનાં. એના પિતાજીની મદદ એ માગી શકે તેમ હતી, પરંતુ તેમ કરવાનું તેનું જિગર નહોતું. એમના વાંધાને અવગણીને તે આવી હતી. છતાં એક પણ ઉપાય ન ચાલે તો તેમની મદદ માગ્યા વિના તેનો છૂટકો નહોતો.

બીજું એક જણ તેને મદદ કરી શકે તેમ હતું, પરંતુ સામાજિક રૂઢિ અનુસાર એ બિલકુલ પારકો માણસ હતો. તેને મદદ કરવાનો બિલકુલ હક્ક નહોતો. પ્રભુની સાખે એ તેનો સાચો પતિ હતો. સ્નેહમાર્ગે એ તેનું જ શરણ શોધી શકે તેમ હતી. આ ગાંડો જુલ્મી તો એનો નામનો જ પતિ હતો. સ્પર્શ કરી એ તેનું શિયળ ખંડિત કરવા માગતો હતો. પછી એના દેહ ને દિલની પવિત્રતા ક્યાં રહેવાની? એ વિચાર માત્રે જ તેના શરીરમાં એક કંપારી વછૂટી.

જેમ તેમ રસોઈ કરી તે હસમુખના ખંડમાં ગઈ. હવે હસમુખ જાગી હતી. "થોડું ખાશો બહેન?" સુવર્ણા બોલી. "એકાદ વાડકી દૂધ લાવું?"

"બીજું મને કોણ ખવરાવવાનું છે? પેલા ખૂનીના હાથે હું ખાવાનું ખાઉં? આખરે તું ખાનદાનની દીકરી નીકળી."

સુવર્ણા ફરી રસોડામાં ગઈ. હસમુખ માટે થોડુંક દૂધ ગરમ કર્યું, ત્યાં વિલાસ આવી પહોંચ્યો: "સુવર્ણા, બહાર આવ. જો, તો!"

"શું છે?"

વિલાસે એક મખમલ જડેલી ઝવેરાતની પેટી તેના મોં આગળ ધરી: "આ તારા માટે લાવ્યો હતો, પણ મુંબઈ તને આપવાનું સાહસ કરી શક્યો નહોતો."

સુવર્ણાએ તે લેવા હાથ પણ લંબાવ્યો નહિ. " ગાંડા થયા છો કે શું ?" તેણે કહ્યું. " જરા દૂર ખસો. તમારી બહેન માટે મને ગરમ દૂધ લઈ જવા દો."

વિલાસે પેલી પેટી એના પગ આગળ પછાડી: " આટલું બધું અભિમાન ?"

" તમારી એક પણ ભેટ હું સ્વીકારવાની નથી, છતાં આવી મૂર્ખ રમત શું કામ રમો છો ?"

વિલાસે ઓચિંતા હાથ લંબાવી સુવર્ણાને એક ગાઢ આલિંગન દીધું: " આટલી બધી ક્રૂર કેમ થાય છે ? હું તારી પાછળ ઘેલો બન્યો છું એ પણ તારાથી નથી સમજાતું ? તારે મારી થવું જ પડશે."

સુવર્ણાને ભયંકર રોષ વ્યાપ્યો. પોતાનું તમામ જોર વાપરી તેણે વિલાસને ધક્કો માર્યો. તે દૂર જઈ પડ્યો. પેલી અલંકારની પેટીને પણ તેણે લાત મારી ઉડાવી દીધી. " આઘા જાવ. ફરી આવી રીતે વર્તશો તો એક ક્ષણ પણ હું આ ઘરમાં રહીશ નહિ."

ઊંચે સાદે બોલાયલાં એ વચનો હસમુખે પોતાના ખંડમાં સાંભળ્યાં. તે બોલી: " પાછો એને પજવવા ગયો. બદમાસ, તારા દિવસો ભરાઈ ગયા લાગે છે. તારા હાથમાં લોખંડી જંજિરો પડશે ત્યારે જ તને ભાન આવશે. એની જ બધી તૈયારીઓ થતી જણાય છે."

ક્રોધથી ધૂંધવાતો વિલાસ દૂર થયો, પરંતુ જતાં જતાં પેલી ઝવેરાતની પેટી સાથે લઈ જવાનું તે ચૂક્યો નહિ.

સુવર્ણાને અંધારાં આવી ગયાં. પોતાના સ્ત્રીત્વનું અપમાન એને અસહ્ય લાગ્યું. બારણાને અઢેલી તેણે ટટાર રહેવા પ્રયત્ન કર્યો, પરંતુ એની શક્તિ ઓસરી ગઈ. તે જમીન પર બેસી ગઈ; રોષથી એનાં આંસુ ઊડી ગયાં. પરંતુ એ સજાને તે લાયક જ હતી. આપઘાત સર્વત્ર ગુનો લેખાય છે. સુરેશ સામેના રોષમાં અંધ બની

એ નૈતિક આપઘાત કરવાં તૈયાર થઈ હતી; તેથી જ તેને આ સજા વેઠવી પડી.

પથરાયલી શાંતિથી હસમુખને જરા આશ્ચર્ય થયું. સુવર્ણાએ શાથી બૂમ પાડી હશે? પછી એ કેમ ન બોલી? હસમુખ ધીમે ધીમે બારણા પાસે આવી: "દૂધ ક્યાં મૂક્યું? સુવર્ણા, તું કોની સાથે બોલતી હતી?"

સુવર્ણાએ ઊભા થઈ હસમુખને દૂધ આપ્યું. હસમુખે દૂધ પી વાડકી નીચે મૂકી. "તું એને પહોંચી વળીશ નહિ. ગમે તેવી તોય તું ખાનદાનની દીકરી. એની સાથે તો લાતથી જ વાત કરવી જોઈએ. ચાલ, મારા ખંડમાં બેસ. ત્યાં આવવાની એની હિંમત ચાલશે નહિ."

"આવું છું. હું તમારા ખંડમાં જ સૂઈ જાઉં તો તમને હરકત નથી ને? રાત્રે તમારે જરૂર પણ પડશે."

"હા, તું અહીં જ સૂઈ જજે. તારા ખંડમાં એકલી પડી રહેવાનું શું કામ છે? એ ગધેડા સાથે તું આવી જ શું કરવા? ખોરાકીપોશાકી બદલ તારે ધણીની જરૂર પડે તેમ ક્યાં હતી?"

સુવર્ણાએ જવાબ વાળ્યો નહિ. જવાબ આપે પણ શું?

"જા, જમી લે. પછી અહીં આવી સૂઈ જજે. એની થાળી ઢાંકી રાખજે: જ્યારે આવશે ત્યારે ઘણોય જમી લેશે." હસમુખે કહ્યું.

સુવર્ણાએ ઝટપટ જમી લઈ વિલાસનું ભાણું તૈયાર કરી એક ખૂણામાં ઢાંક્યું. પોતાની બેગ તથા બિસ્ત્રો લઈ તે હસમુખના ખંડમાં ગઈ. હસમુખની પથારી જોડે જ એણે પોતાની પથારી કરી ને બેગ ઓશીકે મૂકી.

"ભાભી, દીવો હોલવી નાખો. દીવો હોય છે ત્યાંસુધી મને ઊંઘ નથી આવતી."

સુવર્ણાએ બારણું વાસી દીવો રાણો કર્યો ને પથારી પર આડી થઈ.

થોડી વારે તેણે બહાર વિલાસનાં પગલાં સાંભળ્યાં. દરેક ખંડમાં તે સુવર્ણાની તપાસ કરી રહ્યો હતો. છેવટે હસમુખના ખંડ આગળ આવી તેણે બારણા પર ધીમેથી ટકોરો માર્યો: "અંદર છે કે? મારી થાળી પીરસ ને?"

"રસોડામાં ભાણું તૈયાર મૂક્યું છે. જમી લો!" સુવર્ણાએ ઉત્તર દીધો.

**બીજે** દિવસે વિલાસમાં પુષ્કળ ફેર પડી ગયેલો જણાયો. સુવર્ણાથી દૂર રહી હસમુખને મેળવી લેવા તે પોતાનું કપટચરિત્ર અજમાવવા લાગ્યો, પરંતુ હસમુખ અડગ રહી. વિલાસ એની ક્ષમા યાચવા પગે પડવા ગયો, પણ તે રોષથી દૂર હટી ગઈ: "બહાર જા. મારી આગળથી તારું મોં કાળું કર. તારા ઢોંગ હું બરાબર સમજું છું."

નફ્ફટ વિલાસને શરમ જેવું કાંઈ હતું જ નહિ.

"ભલે. તમને ગુસ્સે કરવા મારે કશું જ કરવું નથી. પણ મોટો ખંડ ખાલી છે છતાં આ નાની ઓરડીમાં શું કરવા હરકત વેઠો છો? તમે બન્ને મોટા ખંડમાં જાઓ ને!"

"અમને જ્યાં ફાવશે ત્યાં જઈશું." હસમુખ બોલી. "એની તારે પીડા કરવાની જરૂર નથી."

પરંતુ એનાં વચનોની ધારી અસર તો થઈ જ. હમેશાં હસમુખ શ્રેષ્ઠ ખંડમાં જ રહેતી ને પલંગ પર સૂતી. આ નાના ખંડમાં એને ખૂબ જ તકલીફ પડતી હતી. વિલાસ ગયો એટલે તે રસોડાના બારણા આગળ જઈ બેઠી. સુવર્ણા રાંધતી હતી તેનું હસમુખે ધ્યાન ખેંચ્યું: "ભાભી, પેલા મોટા ખંડમાં સૂવાનું રાખીએ તો શું ખોટું? એ નકામા ખાલી પડી રહે છે."

"ભલે, તમને ઠીક સગવડ પડશે." સુવર્ણા નિર્દોષ ભાવે બોલી:

એટલે તેઓ ફરીથી એ વિશાળ ખંડમાં ગયાં. રાત્રે તેઓ સૂવાની તૈયારી કરતાં હતાં ત્યાં ઓચિંતો વિલાસનો અવાજ આવ્યો: " ઉઘાડોને બહેન !"

"બહેનનું અત્યારે શું કામ પડ્યું ?" હસમુખ છેડાઈ પડી.

" કેશવ આવ્યો છે. તાકીદે અરુણાની ખબર કાઢવાની જરૂર છે "

"ઓ રામ !" પથારીમાં હસમુખ બેઠી થઈ ગઈ. " અરુણાને શું થયું ? ભાભી, બારણું ઉઘાડો તો !"

સુવર્ણાએ બારણું ઉઘાડ્યું. હસમુખ બહાર આવી એટલે કેશવ ને વિલાસ સાથે જ બોલવા લાગ્યા. સુવર્ણા તેમની વાતોમાં કશું જ સમજી શકી નહિ. કાંઈક અણધાર્યો બનાવ બન્યો હશે એમ તેણે માન્યું.

"તારે થોડી વાર ખોટી થવું પડશે." હસમુખે કહ્યું. " હું હમણાં જ પાછી આવું છું. ઊંઘી ન જઈશ."

સુવર્ણાને ઊંઘવું પણ ક્યાં હતું ? બારણું વાસી તે ફરીથી પત્ર લખવા બેઠી. એકાએક જોડેના સેવાના ખંડનું દ્વાર ધડાક દઈ ઊઘડી ગયું, ને વિલાસ હસતો હસતો અંદર આવ્યો. સુવર્ણા ભયભીત ઊભી થઈ ગઈ. એનું વદન ફિક્કું પડી ગયું. સેવાના ખંડને હંમેશાં તાળું રહેતું. એની કૂંચી હસમુખ પાસે રહેતી, છતાં આ બદમાસ કૂંચી ક્યાંથી લાવ્યો ?

વિલાસ હસતો હસતો આગળ આવ્યો ને સીધો પલંગ પર જઈ બેઠો: " મારી બહેનના પાપે હું તારી સાથે એકાંતમાં વાત પણ કરી શકતો નથી, એટલે જાળ બિછાવી મેં વચમાંથી તેને દૂર કરી છે."

સુવર્ણાએ બંધ કરેલું આગલું દ્વાર ઉઘાડ્યું ને ત્યાં ઊભા રહી બોલી: " તમે બહાર જાઓ, નહિ તો હું જાઉં છું."

" અત્યાર સુધી તેં ખૂબ જ હોશિયારી દાખવી છે તેથી તારી કિંમત પણ વધી છે." વિલાસ બોલ્યો. " હું પરાજય સ્વીકારવા તૈયાર

છું, પરંતુ તારે મને દૂર ને દૂર રાખવો ન જોઈએ. હું પણ આખરે માણસ છું. હાડચામનો બનેલો છું. મારી સહનશક્તિને પણ હદ છે."

"બહાર જાઓ છો કે નહિ ?" સુવર્ણા રોષથી ગાજી.

"ના, હું નથી જવાનો." વિલાસ કદરૂપું હસ્યો. "હું અહીં જ સૂઈ જવાનો છું." હાથ લંબાવી તે સુવર્ણા તરફ આગળ વધ્યો.

સુવર્ણા ખંડમાંથી બહાર દોડી. બહાર ઘોર અંધકાર હતો. ત્યાં એને આશ્રયની આશા નહોતી. હસમુખ આવે ત્યાંસુધી એણે ગમે ત્યાં છુપાઈ જવું જ જોઈએ. સામે જ રસોડું હતું. તેમાં પેસી જઈ તેણે અંદરથી સાંકળ મારી દીધી. બીજી જ ક્ષણે વિલાસ ત્યાં આવી પહોંચ્યો. રસોડાના બારણાને તેણે એક સખત લાત લગાવી: "ઉઘાડ, નહિ તો બારણું તોડી નાખવું પડશે."

"નથી ઉઘાડતી, જાઓ." સુવર્ણાએ રાડ નાખી. "તમે અંદર આવવા પ્રયત્ન કરશો તો કેરોસીનની શીશી ને દીવાસળી તૈયાર છે."

"મને ડરાવવા માગે છે, પણ એમાં તું ભીંત ભૂલે છે." વિલાસ બોલ્યો. "આજે આ પાર કે પેલી પાર. તું પૈસાદારની દીકરી હોઈશ, તેં પુષ્કળ કેળવણી લીધી હશે, તોપણ તું મારી પરણેતર છું."

સુવર્ણાએ ઉત્તર દીધો નહિ. "એટલે તું નહિ ઉઘાડે, એમ ?" વિલાસે બૂમ પાડી. "ભલે, હવે હું પણ તને બતાવી આપીશ." એમ કહી એક કુહાડી લાવી તે બારણું તોડવા લાગ્યો.

સુવર્ણા રસોડામાંથી કેરોસીન લઈ પરલોકની તૈયારી કરવા લાગી. એના જીવનની આ કસોટી હતી. એમાં એણે નિષ્ફળ ન જ જવું જોઈએ.

ઓચિંતો બહારથી હસમુખનો અવાજ આવ્યો: "શું કરે છે બદમાસ ? મને ખોટી વાત ભરાવી ધક્કો ખવરાવ્યો ? આ બારણું

તોડવા કેમ બેઠો છું ?"

વિલાસે સંયમ ગુમાવી દીધો. રોષ ને નિરાશાથી એ ગાંડો બની ગયો: "દૂર ખસી જા; હું એને બહાર કાઢવા માગું છું."

"એમ કે ?" હસમુખ બોલી. "આગળ વધી તો જો ? મારા ખંડમાં પણ એક ડાંગ છે: તારો પગ જ ભાંગી નાખીશ."

હસમુખની ક્રોધગર્જનાનો વિલાસને પુષ્કળ અનુભવ હતો. એની કમાન છટકે તો જગતમાં કોઈ એને વારી શકે તેમ નહોતું. એની સરખામણીમાં વિલાસનો મિજાજ કાંઈ વિસાતમાં નહોતો, એટલે એનાં વચને એ ઘડીક થંભી ગયો. "જ્યાં હોય ત્યાં વચ્ચે શું કામ આવે છે ? તું તારું કામ કર, ને મને મારું કરવા દે. ગઈ કાલે બરાબર પાઠ નથી મળ્યો ?"

"એટલે તું મને ડરાવવા માગે છે ?" એક ઈંટાળો ઊંચકી હસમુખ વિફરી. પોતાનું તમામ જોર દાખવી તેણે તે ઈંટાળો વિલાસ તરફ ફેંક્યો. ઘા ચુકાવવા વિલાસ બાજુએ કૂદ્યો. એના હાથમાંથી કુહાડી પડી ગઈ. હસમુખે તુરત જ તે ઉપાડી લીધી: "હવે આવી જા."

ક્રોધથી ધૂંધવાતો વિલાસ દૂર ગયો અને પોતાના ખંડમાં જઈ એક મોટું તાળું ને કૂંચી લઈ આવ્યો. રસોડાને બહારથી તાળું મારી તેણે બંધ કરી દીધું. "એ ભલે રસોડામાં પુરાયલી રહેતી. તું ક્યાં સુધી એનો પહેરો ભરીશ ? તું ઊંઘીશ એટલે હું બારણું તોડી એને બહાર ખેંચી કાઢીશ."

"ભલે, હું જોઉં છું." હસમુખે રસોડાના બારણા આગળ જ સાદડી પાથરતાં કહ્યું. "આપણે એક જ બાપનાં સંતાનો છીએ. જોઉં, તું કેવો ફાવે છે તે !"

વિલાસ બે કલાક જાગતો રહ્યો, પછી ઊંઘવા લાગ્યો. હસમુખે ધીમેથી ઊઠી રસોડાના બારણા આગળ જઈ પૂછ્યું. "ભાભી, જાગો છો ને ?"

"હા, જાગું છું." સુવર્ણાએ અંદરથી જવાબ વાળ્યો.

"હરામખોરે બહારથી તાળું માર્યું છે." હસમુખ બોલી. "કૂંચી પાસે રાખી સૂતો છે. પણ એક કામ કરો. છરીથી બારીનાં પાટિયાં ખોલી નાખો ને પાછળ કૂદી પડો. લાકડું બેસી ગયેલું છે એટલે મુશ્કેલી નહિ પડે."

હસમુખની સૂચનાનો અમલ કરી સુવર્ણા બહાર આવી. "ભાભી, તમારે નાસી છૂટવું હોય તો રવાના થઈ જાવ." હસમુખ બોલી. "કાલે એ બીજો દાવ અજમાવશે. એકલા જઈ શકશો ને? નદીના રસ્તાની તો તમને ખબર છે."

"હા, એકલી જઈ શકીશ. મને રસ્તાની બરાબર ખબર છે; પણ મારી પાસે પૈસા નથી. પેલા ખંડમાં મારી પેટીમાં છે."

"થોડા પૈસા મેં સેવાની ઓરડીમાં સંતાડી રાખ્યા છે, તે હું લાવી આપું છું. સવારે તમારી પેટીમાંથી હું મારી રકમ લઈ લઈશ."

થોડી જ વારમાં નોટોનો એક થોકડો લઈ તે પાછી ફરી: "લો! આ સો રૂપિયા. તમારી પેટીમાં કેટલા છે?"

"એની અંદર જે હોય તે બધું જ લઈ લેજો ને! હું એ બધું જ તમને આપી દઉં છું." સુવર્ણા હસમુખને પગે પડી. અને "મારા જીવન કરતાં પણ જે મને વહાલું છે એ તમે બચાવ્યું છે," કહી સુવર્ણા અંધકારમાં અદૃશ્ય થઈ ગઈ.

: ૨૪ :

**પૂર્ણામાં** ફરી પૂર આવ્યું હતું. એના શાન્ત સ્વરૂપે એ માતાની ગરજ સારતી : જમીનને પાણી પાઈ ફલદ્રુપ બનાવતી, પરંતુ ઘણી વાર એ રૌદ્રરૂપ ધારણ કરતી : એની ઝપટમાં આવનાર દરેકનો સંહાર કરતી ને પ્રલયતાંડવ ખેલતી. એની બન્ને બાજુના કિનારા માઈલો સુધી તૂટી ગયા હતા. એના જલતરંગોની મહાગર્જના દૂર દૂરથી કાનના પડદા તોડી નાખતી હતી. વિશાળ પ્રલયમૂર્તિ સમોવડી તે ચોમેર ત્રાસ વર્તાવતી આગળ ધસી રહી હતી. વજ્રપાતના કડાકા કરતા એના કિનારા તૂટી પડતા હતા. અનાજનાં ખેતરો પાણીમાં ડૂબી ગયાં હતાં. કેટલાંયે ગામડાં ધોવાઈ ગયાં હતાં. પૂરનાં પાણીની વચ્ચે વચ્ચે ઊંચાં ઝાડનાં શૃંગો દેખાતાં હતાં. પશુઓ, જાનવરો ને બીજાં અસંખ્ય પ્રાણીઓ વિનાશપંથે પરવર્યાં હતાં. માનવજીવન પણ જોખમમાં આવી પડયું હતું. એમને ખાવાનું નહોતું, આશ્રય નહોતો, એમનું પોતાનું કહેવાય એવું કશું જ એમની પાસે રહ્યું નહોતું. આ સર્વભક્ષી પૂરમાં દર પળે એમને મૃત્યુના ભણકાર વાગતા હતા.

છતાં આ સર્વવ્યાપી વિનાશથી બચવા લોકો એકબીજાની પડખે રહી યત્ન કરી રહ્યા હતા. પરમેશ્વરે માનવહૈયામાં દયા મૂકેલી છે.

હજારો હાથે રક્ષણ કરવા કટિબદ્ધ થયેલા દેવદૂત તરીકે એ દયા આજે સજજ બની હતી. જીવન નાબૂદ થયા પછી તો એ ચેતન પૂરી શકે તેમ નહોતી, પરંતુ આપત્તિમાં આવી પડેલાંને દરેક રીતે સહાય કરવા એ પ્રયાસ કરી રહી હતી. ગરીબો મોંમાં મુકાતા બચકામાંથી પણ અર્ધું પોતાના જેવા પીડિતને આપતા. એક વસ્ત્રે વીંટાયલા નિરાધારો પણ બીજા નગ્ન પાડોશીને અર્ધું વસ્ત્ર ચીરી આપતા. સ્ત્રીપુરુષો એ દૈવી દયાથી પ્રેરાતાં ને શક્ય તેટલી મદદ કરવા દોડી જતાં હતાં.

એક ગામડા પર પાણી ફરી વળ્યું હતું. તેનાથી થોડે દૂર સંકટગ્રસ્તોને ખોરાક ને લૂગડાં આપવા એક છાવણી નાખવામાં આવી હતી. એક મોટા તંબૂમાં દવાખાનું ખોલ્યું હતું. ચોમેર નાનાં નાનાં ઝૂંપડાં ને છાપરાં ઊભાં કર્યાં હતાં. હજી ઘણી સગવડ બની શકી નહોતી. નિરાધાર ને નિશ્ચેતન બની મનુષ્યો કાદવમાં પડયાં હતાં. કેટલાંક ખાવાનું ને કપડાં મેળવી આશ્રય માટે બીજે રવાના થતાં હતાં. કેટલાક વાંસ ને કંતાનથી પોતાને માટે ઝૂંપડાં ઊભાં કરતા હતા. આખુંય સ્થલ જલ પ્રવાહની પ્રલયગર્જનાથી, તૂટતા કિનારાના ધડાકાથી, ને નિરાધારોન કકળાણથી ગાજી રહ્યું હતું. આખુંય દૃશ્ય ભયંકર હતું. એ ભયંકરતામ પણ સૌંદર્યદર્શન થતું. ત્યાં કામે લાગેલા સ્વયંસેવકોનાં મુખારવિંદે પર કોઈ અલૌકિક તેજ ચમકતું હતું. બીજાને બચાવવા પ્રાણની પણ પરવા કર્યા વિના તેઓ તનતોડ મહેનત કરી રહ્યા હતા.

એક ઊંચો શામળો યુવાન દવાખાનાના તંબૂમાં બેઠો હતો દર્દીઓને તપાસી સ્વયંસેવકોને તે જરૂરી સૂચનાઓ આપતો હતો.

" અમે ગામડા તરફ જઈ શકયા નહિ. કમર સુધી પાણી આવ્ ત્યાંસુધી તો ખૂંદી વળ્યા. આખુંય ગામ તદ્દન નિર્જન બની ગયું છે ઊંચા ટેકરા પર આવેલા એક મંદિર પર કેટલાક લોકો આશ્રય લા બેઠા છે. અમને જોઈ તેમણે મદદની બૂમ મારી, પરંતુ અમારી પાસે હોડી ન હોવાથી અમે ત્યાં જઈ શકયા નહિ." એક યુવાને અંદ આવી કહ્યું.

"પ્રતાપભાઈને કહો," તે યુવાન બોલ્યો. "તેમની પાસે હોડીઓ છે, એમાંની એક તમને આપશે. પણ તમે એકલા જશો નહિ. કોઈ ભોમિયાને સાથે રાખજો."

એક બીજો સ્વયંસેવક એક માંદા વૃદ્ધની સારવાર કરી રહ્યો હતો, તે બોલ્યો: "સુરેશભાઈ, તાવ ફરી ચઢતો લાગે છે."

સુરેશે એ વૃદ્ધને તપાસ્યો: "આને માટે મહેનત કરવી નકામી છે."

"એને ઇન્જેકશન નહિ આપો?" પેલા યુવાને પૂછ્યું.

"આપી જોઈએ." સુરેશ જરૂરી દવાઓ ને હથિયારો તૈયાર કરવા લાગ્યો.

એવામાં એક બે પીડિત ગામડિયાઓને લઈ સ્વયંસેવક પ્રતાપભાઈ તંબૂમાં આવ્યા. સુરેશે તેમની સામે જોઈ પૂછ્યું: "આ લોકો ક્યાંના છે? તમારી એક હોડીની અમારે જરૂર પડી છે."

"ભલે, મગાવી લો." પ્રતાપભાઈ બોલ્યા. "પણ હું એક બિમાર બાઈ લઈ આવ્યો છું. એને ક્યાં રાખીશું?"

"એક પણ ઝૂંપડું ખાલી નથી." જરા મૂંઝાઈ સુરેશ બોલ્યો. "શું કરવું એ જ મને સમજ પડતી નથી."

"એને અહીં રાખો," પ્રતાપભાઈ બોલ્યા. "એને જરા અગવડ પડશે, પરંતુ બહાર શરદીમાં મરવા દેવા કરતાં અહીં ખોટું નથી."

સુરેશે એક સ્વયંસેવકને બોલાવ્યો. તેણે તંબૂના એક ખૂણામાં પડદો નાખી દીધો. તેની પાછળ એક ખાટલો ઢાળી પેલી બાઈને ત્યાં સુવાડી, અને તેને બને તેટલી રાહત આપવામાં આવી.

એ બાઈ મધ્યમ વર્ગની લાગી. એની સ્થિતિ દયા ઉપજાવે તેવી હતી. તેના શરીર પર એક તૂટેલું કપડું જ હતું. ભૂખમરો, રોગ ને આશ્રયહીનતાએ એની આ દશા કરી હતી.

"આપણે ભારે ગૂંચવણમાં મુકાયા છીએ." સુરેશ બોલ્યો. "આ બાઈની સંભાળ કોણ રાખશે? આપણે અહીં આવ્યા તે પહેલાં સ્ત્રીદર્દીઓની વ્યવસ્થા કરવાનો ખ્યાલ જ ન આવ્યો."

"મેં મુંબઈ લખ્યું છે." પ્રતાપભાઈ બોલ્યા. "આજે તેઓ કોઈને જરૂર મોકલી આપશે. એક નર્સ આવે તોય બહુ છે."

સુરેશ એક નિશ્વાસ નાખી ઊભો થયો. એક સ્વયંસેવક પેલી બિમાર બાઈ માટે પ્યાલામાં જવનું પાણી લઈ આવ્યો: "તું અહીં જ રહેજે." સુરેશ બોલ્યો. "તારાથી બને તેટલી એને મદદ કરજે. હાલ બીજું કાંઈ કામ નથી." અને તે તંબૂના બીજા ભાગમાં ગયો.

સુરેશ મ્હૈસુરની જગા પર ટકી શક્યો નહોતો. એને જીવનમાં રસ રહ્યો નહોતો. પૈસા કે આબાદીની તેને પરવા નહોતી. કોને માટે પૈસા કમાવા? નોકરી છોડી તે આમ તેમ રખડવા લાગ્યો. કોઈ અજાણી શક્તિ એને ગુજરાત તરફ ખેંચી રહી હતી. જે અગ્નિ એને રાતદિવસ બાળી રહ્યો હતો એ કદાચ ગુજરાતમાં શાંત પડશે એવી આશાના અંકુરો જાણે અજાણે એના હૈયામાં ફૂટી રહ્યા હતા; પરંતુ એ ખોવાયલો ભંડાર ક્યાં શોધવો એની એને ગમ નહોતી. જાહેર તપાસ કરવાનો પણ એને હક્ક નહોતો.

પૂર્ણાની ભયંકર રેલની વાત સુરેશે સાંભળી. દર્દીના દુ:ખભર્યા આર્તનાદે એના હૈયામાં કોઈ નવી જ ભાવના જગાડી. દુ:ખી માનવતા માટે તનમન ઘસી નાખવા એણે નિર્ધાર કર્યો. સુખ કે શાંતિ એના કિસ્મતમાં લખાયલાં જ નહોતાં. સંકટનિવારણના કામદારોનું આવાહન એને હૈયે જડાઈ ગયું. એણે એકદમ સ્વયંસેવક તરીકે પોતાનું નામ નોંધાવી દીધું.

સ્વયંસેવકોની એક ટુકડી સાથે મેડિકલ ઑફિસર તરીકે એ નીકળી આવ્યો; એક ક્ષણના પણ વિરામ કે વિનોદ વિના રાત-દિવસ કામ કરવાનું હતું, છતાં સુવર્ણાને ખોયા પછી પહેલી જ વાર

એને કાંઈક નિરાંત વળી હોય એમ તેને લાગ્યું.

પરંતુ સ્વયંસેવિકાઓની ઊણપથી એનું કાર્ય ઘણું જ મુશ્કેલ બની ગયું. સ્ત્રીદર્દીઓ કોણ સંભાળે? એમની સારવાર કોણ કરે? એમને બની શકે તો બીજે આશ્રય મેળવવા સુરેશ કહેતો, પરંતુ કાંઈ પણ આધાર ન હોય તેને દાખલ કર્યા સિવાય છૂટકો થતો નહિ. તેણે મુંબઈ મુખ્ય કાર્યાલયમાં પોતાની મુશ્કેલી લખી જણાવી હતી, અને સ્વયંસેવિકાઓ કે પગારદાર નર્સો એમને તાબડતોબ મોકલી આપવામાં આવશે એવા સમાચાર પણ હતા.

સુરેશ દિવસે એક કલાક અને રાત્રે ત્રણ ચાર કલાક જ આરામ લેતો. નવરો પડતો ત્યારે એ સ્નાન કરતો કે થોડુંક જમી લેતો. સખત જીવનમાં પણ એ કોઈ અલૌકિક આનંદ અનુભવતો. જે વ્યક્તિને એણે પ્રાણથી પણ પ્યારી ગણી હતી તેના પ્રત્યે એ ખૂબ જ ક્રૂરતાથી વર્ત્યો હતો. એ કૃત્યના સ્મરણે એનો તમામ આનંદ ને શાંતિ ઓસરી ગયાં હતાં. એણે એની ક્ષમા પણ માગી હતી; પરંતુ હજી એ ક્ષમા એને મળી નહોતી. એનો ક્ષમાયાચનાનો મુંબઈને સરનામે લખાયેલો પત્ર સુવર્ણાને મળ્યો હશે કે કેમ તેની એને ખબર નહોતી. એના પતિ મુંબઈ આવી એને લઈ ગયા હતા, માત્ર એટલી જ તેને ખબર મળી હતી.

પેલો ઘેલો પત્ર લખ્યા પછી અનિલા મારફતે એણે સુવર્ણાનો થોડોક ઇતિહાસ જાણ્યો હતો. ત્યાંસુધી તો અનિલા પણ કશું જાણતી નહોતી. ત્યારપછી એણે એના પિતા પાસેથી માહિતી મેળવી હતી. સુવર્ણા કુંવારી કન્યા પેઠે રહેવા કેમ ઇચ્છતી હતી તે સુરેશને ત્યારપછી જ સમજાયું; પરંતુ એ જ્ઞાન ઘણું જ મોડું હતું. એનો એ કશો જ ઉપયોગ કરી શકે તેમ નહોતું : ભૂતકાળ ભૂંસી નાખવા એ સમર્થ નહોતો.

સંધ્યાકાળ થઈ ચૂકયો હતો. એક સ્વયંસેવકને દવાખાનામાં બેસાડી હાથમાં દંડો ને વીજળીની બત્તી લઈ સુરેશ બહાર આવ્યો.

આજુબાજુના કાદવકીચડ ને પાણીનાં ખાબોચિયાંને લીધે જોડા પહેરી શકાય તેમ નહોતું એટલે તે ઉઘાડે પગે જ ચાલી નીકળ્યો.

ખેતરો ને જંગલો સરોવરો જેવાં લાગતાં હતાં; ખેતરની એકલી પાળી જ પાણી બહાર દેખાતી હતી. તેના પર સુરેશ ધ્યાનપૂર્વક ચાલતો હતો. એ જગામાં જીવજંતુનો ભય હોવાથી અંધારું થતાં પહેલાં તો એને પાછા ફરવાનું હતું. સાંજે ફક્ત આટલી જ કસરત એ મેળવી શકતો ને તેથી બને તેટલી તાઝગી મેળવવા મથતો. પાણી ઓળંગી તે આગળ વધ્યો. છેવટે જિલ્લા લોકલ બોર્ડે બાંધેલી એક સડક પર તે આવી પહોંચ્યો. ચાલુ વરસાદથી એ રસ્તો પણ નકામો બની ગયો હતો. અત્યારે એમાં એટલા બધા ખાડાટેકરા હતા કે બળદગાડાંને પણ ચાલવું મુશ્કેલ બની ગયું હતું. પરંતુ માણસોને આ રસ્તો વાપર્યા સિવાય છૂટકો નહોતો; કારણકે રેલવે સ્ટેશન જવાનો નજીકનો રસ્તો એ જ હતો. છાવણીના સ્વયંસેવકો પણ હમેશાં આ રસ્તેથી જતા આવતા.

સુરેશે એ રસ્તા પર પગ મૂકયો કે ત્રણ ચાર બળદગાડીઓ એની નજરે પડી. એ થંભી ગયો. સંધ્યાસમયે અંધારું જામતું હતું એટલે દૂરથી એમને ઓળખી કાઢવાનું મુશ્કેલ હતું. છાવણી માટેની સામગ્રી ને દવાઓ મુંબઈથી હમેશાં સવારે આવતી, એટલે આ બધા સાંજની ટ્રેનમાં ઊતરેલા ઉતારૂઓ જ હોવા જોઈએ. પરંતુ તેમને આ બાજુએ આવવાની શી જરૂર? પૂર્ણા નદીની આ બાજુ સઘળાં ગામડાં રેલમાં તણાઈ ચૂકયાં હતાં ને લોકો ઘરબાર છોડી ભાગી ગયા હતા, એટલે એ ગામડામાં આ લોકો જવાના ન જ હોય. સંકટનિવારણ છાવણી માટે મુંબઈથી કદાચ નવા સ્વયંસેવકો આવી પહોંચ્યા હશે. સ્વયંસેવિકાઓ કે નર્સોને કદાચ તાબડતોબ રવાના કરી હોય, છતાં આમ કવેળાએ તેઓ કયાંથી આવ્યાં?

થોડેક દૂર આગળ વધી ગાડાં અટકી પડયાં. ત્યાંનો રસ્તો

ઘણો જ ખરાબ થઈ ગયો હતો. વચમાં જ એક મોટો ખાડો પડ્યો હતો એટલે ગાડાં આગળ વધી શકે તેમ નહોતું. સ્વયંસેવકોને સામાન માથે ઉપાડી લાવવો પડતો એટલે નવાગંતુકોને મદદ કરવા સુરેશ આગળ વધ્યો.

ગાડામાંથી બધાં નીચે ઊતરી ગયાં હતાં. એમાં ત્રણ સ્ત્રીઓ ને બે પુરુષો હતાં. એકાએક એ વિસ્મયચકિત બની ગયો. ઉઘાડી આંખે એ સ્વપ્ન તો જોઈ રહ્યો નહોતો? એણે આંખો ચોળી. સંધ્યાના આછા અજવાળામાં એના હૈયાની આશા અવતાર ધારણ કરી એની પ્રત્યક્ષ આવી ખડી થઈ હતી? એ સુમિત્રા હતી કે ઇન્દ્રજાળ? ખરેખર, સુમિત્રા જ ત્યાં આવી પહોંચી હતી. સુરેશ એટલો નજીક આવી ગયો હતો કે એમાં ભૂલ થાય તેમ નહોતું. ખાડાના એક કિનારે એ ઊભો હતો ને બીજી ધારે સુવર્ણા હતી. ગાડામાંથી સામાન ઉતરાવવામાં એ રોકાઈ હતી એટલે સુરેશની તરફ તેની નજર નહોતી. પરંતુ બીજાંની નજર એના પર પડી ચૂકી હતી. એક પુરુષે એને બૂમ મારી: "તમે જ છો કે, સુરેશભાઈ? ગાડાં ત્યાં નહિ આવી શકે?"

સુવર્ણા ચમકી. એણે પાછળ નજર કરી. એનું સર્વાંગ શિલાવત્ બની ગયું. સદ્દભાગ્યે અંધારું હતું, નહિ તો બન્નેનાં વદન ઉપરના ફેરફારો આખીયે મંડળી સમક્ષ જાહેર થઈ જાત. સુવર્ણાના દિલના ભાવ માત્ર સુરેશ જ સમજી શક્યો. એના મોં સામે પણ જોવાની એને જરૂર પડી નહિ. ક્ષણભર વિચાર કરી, એ સ્વસ્થ બન્યો. ખાડો કૂદી તે બીજી બાજુ ઊભેલી મંડળીમાં ભળી ગયો.

"ના, ગાડાં આગળ જઈ શકે તેમ નથી." તેણે પુછાયલા પ્રશ્નનો ઉત્તર દીધો. "સરસામાન આપણે જ ઊંચકી જવો પડશે; પરંતુ એ માટે તમારી સાથે માણસો ક્યાં છે? વળી અંધારું જામતું જાય છે. તમે સવારની ટ્રેનમાં કેમ ન આવ્યાં?"

"અમારે બહુ ચીજો લાવવાની હતી એટલે મોડું થઈ ગયું."

પેલા યુવાને ઉત્તર દીધો. "અમે આવતી કાલે આવવાનો વિચાર રાખ્યો હતો, પરંતુ સુવર્ણા બહેનને જરા પણ વિલંબ કરવો યોગ્ય લાગ્યો નહિ. અમારી પાસેનો સરસામાન કોણ ઉપાડી લેશે એ પંચાત છે. સ્ટેશને જઈ માણસો બોલાવી લાવીએ ત્યારે."

"તે વગર છૂટકો નથી." સુરેશ બોલ્યો. "છાવણી કરતાં સ્ટેશન પાસે છે, પણ તમારે કામ જલ્દી પતાવી નાખવું જોઈએ. વરસાદ પડશે તો બિલકુલ આગળ વધાશે નહિ."

ગાડાવાળાને લઈ એક યુવાન સ્ટેશન તરફ ચાલ્યો. બીજો યુવાન સુરેશને ઓળખતો નહોતો, છતાં તે આગળ આવી બોલ્યોઃ "તમે ડૉક્ટર સાહેબ?"

"હા," સુરેશે નમસ્કાર કર્યા. "તમે પણ મુંબઈથી આવો છો?"

"ના, હું તો નજીકના ગામડાનો વતની છું. આ લોકોને ફક્ત રસ્તો બતાવવા જ આવ્યો હતો."

સુવર્ણા હજી પણ પીઠ વાળીને ફરી ઊભી હતી. સુરેશ છેક એની નજીક ગયો. સુવર્ણા જાણે મૂર્છામાંથી જાગી, પરંતુ તે કશું જ બોલી નહિ. એક જ વાર તેણે ઊંચી નજર કરી જોયું; ફરી પાછાં એણે નયન ઢાળી દીધાં.

સ્ટેશનથી મજૂરો આવી પહોંચતાં ગાડાવાળાને વિદાય કરી, પેટ્રોલ લેમ્પને અજવાળે આખીયે મંડળી છાવણી તરફ ઊપડી.

"છાવણી કેટલે દૂર છે? કેટલો વખત લાગશે?" સુવર્ણાએ ધીમેથી પૂછ્યું.

"કલાકેક થશે." સુરેશે ઉત્તર દીધો.

## : ૨૫ :

**સુરેશ** ને સુવર્ણા જિંદગીપર્યંત એ સંધ્યા નહિ ભૂલે. એમના દિલમાં વંટોળ ઊઠતો હતો, છતાં એના આવિર્ભાવ માટે જગા નહોતી. જીવનભરમાં તેમણે આવી મૂંઝવણ ભોગવી નહોતી. ચારે દિશામાં ગાઢ અંધકાર છવાઈ ગયો હતો. ભયંકર જલપ્રવાહ ને તૂટતા કિનારાની ગર્જનાઓ જ માત્ર તેમના કર્ણપથે અથડાતી. એવા ભયંકર સમયે મૂઠીભર માણસો સંભાળથી પગલાં ભરતાં હતાં. એકે વ્યક્તિ બોલતી નહોતી. કેટલાક ભયથી અબોલ હતા તો બીજા લાગણીપ્રધાન બની બોલી શકતા નહોતા.

આખરે એ કંટાળાજનક પ્રવાસનો અંત આવ્યો અને તેઓએ છાવણીમાં પ્રવેશ કર્યો. કોઈને તેમના આગમનની ખબર નહોતી, એટલે દરેક વિસ્મયચકિત બની ગયું. એમને પણ એટલો જ આનંદ થયો. આજની રાત તો તેઓ મહેમાન હતાં. સવારે તેઓ સ્વયંસેવકોની ટુકડીમાં જોડાઈ જનાર હતાં; એટલે દરેક જણ તેમને બનતી સગવડ આપવા આતુર બન્યું. “ આજની રાત તેઓ અમારા ઝૂંપડામાં ભલે સૂતાં ” પ્રતાપભાઈ બોલ્યા. “ અમે ગમે તેમ દવાખાનાના તંબૂમાં રાત પસાર કરીશું. આવતી કાલે એમને માટે તેમ જ સ્ત્રીદર્દીઓ માટે ઝૂંપડાં ઊભા કરી દઈશું. હમણાં એમને આરામ લેવા દો. ત્યાં સુધીમાં આપણે તેમના નાસ્તાનો બંદોબસ્ત કરીએ.”

"અમારી કોઈ વાતે ચિંતા કરશો નહિ." સુવર્ણા બોલી. 'મને સૂવાની જગા બતાવો એટલે થયું. બીજા કશાની અમારે જરૂર નથી. અમારી પાસે નાસ્તો છે તે પૂરતો છે. અહીં કાંઈ મોજ મારવા ઓછાં આવ્યાં છીએ ?"

સુરેશ એક ઝૂંપડામાં ત્રણ યુવાનો સાથે રહેતો હતો. એ ત્રણેય યુવાનો પોતપોતાના બિસ્ત્રા દવાખાનાના તંબૂમાં લઈ આવ્યા. સુવર્ણાએ સાફ ના પાડી હતી છતાં ગરમ ચા દૂધ તેમને પહોંચતાં કરવામાં આવ્યાં.

રજનીબહેન ને ભદ્રાબહેન તો કપડાં બદલી જમવા બેસી ગયાં. એ બન્ને પગારદાર નર્સો હતી. તેમના ચાલુ પગાર કરતાં ઓછાં વેતને તેમણે આ સેવાકાર્ય સ્વીકાર્યું હતું, પરંતુ નાહક મુસીબતો વેઠવામાં તેઓ બિલકુલ માનતાં નહોતાં. રાત્રે કાંઈ જ કામ ન હોવાથી તેમણે સારી પેઠે ઝાપટી, છાવણીના સાંકડા ખાટલા પર લંબાવ્યું. સુવર્ણા ખાવા તો બેઠી પરંતુ એને કાંઈ જ ભાવ્યું નહિ. એક પ્યાલો ગરમ દૂધ પી તે ઊઠી ગઈ.

"હવે સૂઈ નથી જવું ?" ભદ્રાબહેને પૂછ્યું.

"મને તો જરા પણ ઊંઘ આવતી નથી." સુવર્ણા બોલી. "ઊંઘ આવશે ત્યારે જરા આડી થઈશ." એક ખુરશી બહાર ખેંચી જઈ સુવર્ણા તેના પર બેઠી.

ચોમેર વ્યાપી રહેલો અંધકાર એના જીવનનું જ પ્રતિબિમ્બ પાડી રહ્યો હતો. છાવણીમાંથી થોડે થોડે અંતરે થોડાક દીવાઓ પણ દેખાતા હતા. પણ એના જીવનમાં તો અંધકાર ભેદતી એક પણ પ્રકાશ-રેખા નહોતી. એના જીવનમાં નહોતી આશા કે નહોતો આનંદ. એને સગાંવહાલામાં એક પિતા જ હતા. બીજા કોઈને સુવર્ણા પોતાનું કહી શકે તેમ નહોતી. એનો જુલમી પતિ પણ એના ચિત્રફલક પરથી હવે અદૃશ્ય થયો હતો. પેલી ભયંકર રાત્રે ગાઢ અંધકારમાં એકલવાયો માર્ગ કાપતાં એણે પોતાના સ્ત્રીત્વને લાંછન લાગે એવું એક પણ પગલું

ન ભરવાના સોગંદ લીધા હતા. એને માટે જે સજા વેઠવી પડે તે વેઠવા એ તૈયાર હતી. એટલે આજે તેની પરિસ્થિતિ છેક જ વિચિત્ર બની ગઈ હતી. એ કન્યા નહોતી, મુગ્ધા નહોતી, પત્ની નહોતી તેમ વિધવા પણ નહોતી. સમાજમાં એનું કોઈ સ્થાન નહોતું.

હૈયામાં ને મગજમાં લાગેલા ક્રૂર આંચકા પછી જરા આરામ લેવા સુવર્ણાએ પોતાના પિતાના ઘરનો આશ્રય લીધો હતો. એણે સંપૂર્ણ આરામ લેવો જોઈએ એમ પ્રવીણસાગર બરાબર સમજતા હતા, એટલે મુંબઈનું ઘર બંધ કરી તેઓ તેને હવાફેર માટે મણિપુર લઈ ગયા હતા; પરંતુ સુવર્ણાને તો મણિપુરમાં પણ ચેન પડ્યું નહિ. એને તો પ્રવૃત્તિ જોઈતી હતી. એવામાં કિસ્મતે એને યારી આપી. એને માર્ગદર્શન થયું. રેલસંકટમાં સપડાયલાંના દર્દથી એની જન્મભૂમિ ગાજી રહી હતી. સંકટગ્રસ્તોની વહારે ધાવા ઘણાં બહાર નીકળી પડ્યાં હતાં. એમને સ્ત્રીસ્વયંસેવિકાઓ ને નર્સોની જરૂર હતી. સુવર્ણાએ તેમને પોતાની સેવા આપવાનો નિર્ણય કરી એના પિતાની સલાહ માગી. તેમને તો વાંધો હતો જ નહિ. "તારા જેવી નહિ જાય તો કોણ જશે?" તે બોલ્યા. "બીજાંની મદદે જવાથી તારી જાતને પણ લાભ થશે. મારા દિલમાં વસવસો ફક્ત એટલો જ છે કે છાવણી તારી સાસરીની નજીક આવેલી છે. વિલાસ તને ફરી સતાવશે તો?"

સખત વદન કરી સુવર્ણા મૌન રહી. મુંબઈ જઈ સંકટ-નિવારણની મધ્યસ્થ સંસ્થાના કાર્યકર્તાઓ જોડે તેણે વાટાઘાટ કરી. જોઈતી નર્સો મેળવવી મુશ્કેલ હતી, તેથી સુવર્ણા મળી જતાં બીજી એ ધંધાદારી નર્સોને સંસ્થાએ રોકી લીધી ને તાકીદે ઊપડવા ઠરાવ્યું.

આફતની સામે થવા એણે હૈયાને વજ્રસમોવડું બનાવી મૂક્યું હતું. પરંતુ સ્નેહનો સામનો કરવા એ લોખંડી બખ્તર પણ નકામું હતું. એ નિર્બલતાની સુવર્ણાને પોતાને પણ ગમ નહોતી. વિલાસને પહોંચી વળવા એ તૈયાર હતી, પરંતુ સુરેશના ઓચિંતા મિલનથી એ

ડઘાઈ જ ગઈ. હવે એ શું કરે? ક્યાં ભાગી જાય? એની હાજરીમાં એ કેવી રીતે અવિચલ રહી શકે? એનું હૈયું હજી પણ એને માટે તલસી રહ્યું હતું. એના પ્રિય સાંનિધ્યમાં એ છેક જ અસહાય બની જશે નહિ? એણે પાછળ કોઈનો નિશ્વાસ સાંભળ્યો. ભયગ્રસ્ત બની એણે પાછળ જોયું. એને સુરેશનો ભણકાર થયો ને સાચ્ચે જ સુરેશ ત્યાં ઊભો હતો.

"તમે જમી પરવાર્યાં?" એણે ધ્રૂજતા સ્વરે પૂછ્યું.

"હા," સુરેશ બોલ્યો. "પણ તમે હજી કેમ જાગો છો? જરા આડા થાવ ને! કાલથી તમારે સખત કામ કરવું પડશે એટલે પછી શ્વાસ ખાવાની પણ ફુરસદ નહિ મળે."

સુવર્ણા સુરેશ સાથે ભાગ્યે જ દૃષ્ટિ મિલાવી શકતી, એની દૃષ્ટિ પડતાં જ એ વિકલ બની જતી; પરંતુ આ વેળા એણે નયનથી નયન મિલાવ્યાં: "એમ થાય તો મારું ધ્યેય પૂરું થાય. મારે એવું જ કામ જોઈએ છે. મારે આરામ નથી જોઈતો: ક્ષણનોય વિરામ નથી જોઈતો."

સુરેશ શાન્ત રહ્યો. સુવર્ણાને પણ બીજું કાંઈ કહેવાનું નહોતું, પણ એમનું એ મૌન ઘણું ન કહેવાનું કહી નાખતું હતું. સુરેશ ક્ષમાયાચના કરી રહ્યો હતો એવી સુવર્ણાના દિલમાં ભ્રાંતિ થઈ. એ ક્ષમા ન આપે તે અસંભવિત હતું એમ સુરેશને પણ લાગ્યું. અંતે સુરેશે મૌન તોડ્યું: "તને મુંબઈ લખેલો મારો છેલ્લો પત્ર મળ્યો હતો?"

"હા, મુંબઈ થઇને ભીમપોરમાં મને મળ્યો હતો." સુવર્ણાએ ઉત્તર દીધો.

"એનો જવાબ આપશો?"

સુવર્ણા થોડી વાર કાંઈ બોલી નહિ. એ જરાક વિચારમાં પડી; પછી માથું ઊંચું કરી બોલવા લાગી: "ખોટી શરમ ને લજ્જાને

મેં મારા હૈયામાંથી તિલાંજલિ આપી છે. એ સ્ત્રીસુલભ વસ્તુઓ છે, સ્ત્રીને ઘટતી ને અનુરૂપ પણ છે; પરંતુ મારી પરિસ્થિતિ વિચિત્ર છે. બીજી સ્ત્રીઓ માટે જે યોગ્ય લેખાય તે મારે માટે નથી. મારે મારા સ્ત્રીત્વને વફાદાર રહેવું હોય તો મારે ખૂબ જ સ્પષ્ટ જીવન જીવવું જોઈએ. જો હું મારો ભૂતકાળ ઉકેલવા બેસું તો અનેક મુશ્કેલીઓ ઊભી થાય તેમ છે; એટલે મારો વર્તાવ કે વચનો તમને કદાચ શરમવિહોણાં લાગશે."

"ના, ના, એવી ભીતિ રાખવાની કાંઈ જ જરૂર નથી."

"એમ લાગે તેમાં કાંઈ જ નવાઈ નથી." સુવર્ણા બોલી "તમારા પહેલા પત્રમાં કરેલા આક્ષેપોનો મારે રદીઓ આપવાનો છે."

"મારે એ કશું જ સાંભળવું નથી. મેં બધું જ અનિલા પાસેથી જાણી લીધું છે."

"અનિલાને બધી ખબર પણ નથી; પરંતુ તમારે ન સાંભળવું હોય તો મારી એ દર્દભરી કથા સંભળાવી નાહક તમને હેરાન નથી કરવા. મારી ભાવના નિષ્કલંક હતી એટલું તમે માનશો તોપણ મને સંતોષ થશે."

"અણધારી નિરાશાએ મને ઘેલો બનાવ્યો હતો, નહિ તો એવો પત્ર હું કદી પણ લખત નહિ. જ્યારે મેં બધી વાત સાંભળી ત્યારે તમારી ક્ષમાયાચના સિવાય એક પણ માર્ગ રહ્યો નહિ. મારા બીજા પત્રનો પણ ઉત્તર મળ્યો નહિ, એટલે મને લાગ્યું કે મારું પાપ ક્ષમાથી પણ ધોવાઈ શકે તેવું નથી. ખરી વાત ને ?"

"ના, તમને હું ક્ષમા ન કરું એ બની શકે તેમ જ નથી." એટલું કહી સુવર્ણા ઝટપટ ઊભી થઈ પોતાના ઝૂંપડામાં ચાલી ગઈ. એનું અંગેઅંગ ધ્રૂજી રહ્યું હતું. તે સીધી પથારીમાં જઈ પડી. સુરેશ ઘડીભર ઊભા રહ્યા પછી છાવણીમાં જઈ ખુરશી પર બેઠો. એનું દિલ વિચાર ચગડોળે ચડ્યું હતું.

: ૨૬ :

**બીજે** દિવસથી ખરું કામ શરૂ થયું. સુવર્ણાને શ્વાસ ખાવાની પણ ફુરસદ મળતી નહિ. સ્ત્રીવિભાગ માટે એક તંબૂ ઊભો કરવામાં આવ્યો. થોડી જ વારમાં સંખ્યાબંધ દર્દીઓથી તે ઊભરાઈ ગયો. આખો દિવસ વાદળાં રહ્યાં હતાં. અવારનવાર વરસાદનાં ઝાપટાં પણ પડતાં હતાં. સંકટનિવારણ છાવણીના કાર્યકરોને તેની પરવા નહોતી. તેઓ રાબેતા મુજબ પોતપોતાનાં કામે વળગી ગયાં હતાં. પૂર્ણાનાં પાણી ફરી ઊભરાતાં હતાં. વધુ ગામડાં ભયમાં આવી પડયાં હતાં, એટલે બિલકુલ આરામ લીધા વિના સ્વયંસેવકોને કર્તવ્ય બજાવવાનું હતું.

સુરેશ એકવાર સ્ત્રી–વિભાગની મુલાકાત લઈ ગયો. સુવર્ણા દર્દીઓને તપાસતી હતી ને નર્સો તેમની સારવારમાં પડી હતી. "એક પછી એક નાસ્તો કરી આવો." સુરેશ બોલ્યો. "બધાં એકી સાથે નહિ જઈ શકો."

"હા. રજનીબહેન પહેલાં જાય છે." સુવર્ણા બોલી. "તમે આ દર્દીને તપાસશો ? કાંઈ ખાસ પીડા નથી. અર્ધા ભૂખમરાથી ને અર્ધા અયોગ્ય ખોરાકના પરિણામે પીડાય છે."

"તો એમાં મારે શું જોવાનું છે ?" સુરેશ બોલ્યો. "એવા દર્દી તો તમે પણ સંભાળી શકશો. કોઈ ગંભીર દર્દવાળો આવે તો

મને બોલાવજો. હવે કદાચ એક એક ખાટલા પર બબ્બે દર્દીઓ ગોઠવવા પડશે, કારણકે રોજ વધારે વધારે દર્દીઓ આવતાં જાય છે."

"મારું વતન પણ અહીં જ છે એ તમારા ખ્યાલમાં છે?"

"એમ?" સુરેશે આશ્ચર્ય દાખવ્યું. "કયું ગામ?"

"મણિપુર. ત્યાંના કંઈ ખબર છે?"

"હા!" સુરેશ બોલ્યો. "પણ ત્યાં બીજી છાવણી છે. આપણે પૂર્ણા નદીની આ બાજુની જ દેખરેખ રાખવાની છે. રેલનું જોર વધતું જાય છે, એ કયાં અટકશે તે કહી શકાતું નથી. વરસાદ ચાલુ રહે તો આપણે પણ છાવણી બદલવી પડે."

એટલામાં કોઈ સુરેશને બોલાવવા આવ્યું ને તે ગયો. રજનીબહેન ને ભદ્રાબહેને વારાફરતી જમી લીધું. પછી સુવર્ણા નાસ્તો લેવા ગઈ.

વાંસનાં ખપાટિયાં બાંધી એમની ઝૂંપડી ઊભી કરવામાં આવી હતી. ત્યાં સુખસગવડની સામગ્રી સંભવિત જ નહોતી. અનેક અગવડો વેઠી તેમણે કામ કરવાનું હતું, છતાં સુવર્ણાને નવું જીવન મળ્યું હોય તેમ લાગ્યું. એના ગતજીવનની તમામ વિષાદકથાઓ જાણે અદશ્ય થઈ ચૂકી હતી. એના સમગ્રજીવનમાં ઉલ્લાસની ઊર્મિઓ શાથી ઊછળતી હતી? સુરેશનું પુનર્મિલન થયું હતું તેથી તો નહિ? હવે એ વાત જાતે પણ સ્વીકારતી ને સુરેશ સન્મુખ કબૂલ પણ કરતી. આ જગતમાં તેમનું ઐકય શકય નહોતું, છતાં તેઓ એકબીજાને મળી શકે તેમ હતાં. એકબીજા સાથે વાતો કરતાં તેમને કોઈ રોકનાર નહોતું. આટલું પણ તેમને માટે વરદાનરૂપ હતું. સુરેશની પડખે રહી માનવતાની સેવામાં જીવન વ્યતીત કરી શકે તો તેનો જન્મહેતુ સિદ્ધ થયેલો સુવર્ણાને જણાતો હતો.

સંધ્યાકાળે એને જરા ફુરસદ મળી. સ્ત્રી–વિભાગ છોડી એ બહાર આવી. પેન ને કાગળ પણ તે સાથે લાવી. તેના બાપુજીને

પત્ર લખવાનો તેનો વિચાર હતો. સુરેશ વિષે કાંઈ પણ લખવું કે કેમ? એવું લખ્યાથી લાભ પણ શો? પ્રવીણસાગર એના કોયડાનો કાંઈ પણ ઉકેલ દાખવી શકે તેમ નહોતો. કદાચ એથી એ પોતાની જ મનોશાંતિ ગુમાવી બેસે; એટલે એણે વિગતવાર કાંઈ જ લખ્યું નહિ. દિલ્હીનો પોતાનો એક મિત્ર ડૉકટર તરીકે અહીંની છાવણી સંભાળતો હતો એટલું જ તેણે જણાવ્યું, અને પ્રવીણસાગરને પોતાની ચિંતા ન કરવા વિનવ્યા.

થોડી વારે સુરેશ પણ ત્યાં આવી પહોંચ્યો. "આ વખતે હું તો સામાન્ય રીતે ફરવા જાઉં છું, પણ આજે મારાથી બહાર ચસકી શકાય તેમ નથી. ફુરસદ હોય તો મારે તને એક બે વાતો કરવી છે."

સુવર્ણાએ પોતાનું લેખનકાર્ય જરા આઘું મૂકયું. "અત્યારે મારે કાંઈ જ કામ નથી. એક પત્ર લખવાનો હતો, ને તે હું લખી રહી છું. બેસો."

સુવર્ણા એને બેઠક આપવા આમ તેમ જોઈ રહી હતી તે જોઈ સુરેશ બોલ્યો: "મારે માટે જરાય તકલીફ લેશો નહિ. હું જાતે જ મારી વ્યવસ્થા કરી લઈશ." એક પેટીનું ખોખું શોધી કાઢી તેના પર તે ગોઠવાયો. "ગઈ કાલે તમે જે વાતો કરી તેથી મને આખી રાત ઊંઘ ન આવી." તે બોલ્યો. "હું એ વાતો ભૂલી શકયો જ નહિ. તમે કહો છો તેમ કોઈ સાચો રાહ છે જ નહિ, પરંતુ જરાક અવળો માર્ગ લેવા માગીએ તો તેની ખોટ નથી જ. એવો એકાદ માર્ગ ગ્રહણ કરી આ કોયડાનો ઉકેલ ન આણી શકાય?"

"અવળા માર્ગે જવાનું ન હોય તો મને કાંઈ વાંધો નથી." સુવર્ણાએ થોડી વાર વિચાર કરી કહ્યું

"અવળો માર્ગ કયો ને સવળો માર્ગ કયો એ કહેવું ખરેખર ઘણું મુશ્કેલ છે. દરેક વ્યક્તિની સારાખોટાની વ્યાખ્યા જુદી જુદી હોય છે; પરંતુ સંયોગો આપણો નિર્ણય ફેરવે છે. મારો અભિપ્રાય પૂછે તો કોઈ

પણ સ્ત્રીનો આવી અર્થ વગરની ગુલામીમાંથી ઉદ્ધાર કરતાં ખૂન પણ ગુનો કહેવાતો નથી. ખૂન કરવાથી તું મળતી હોય તો મને એ પણ ન્યાયયુક્ત લાગે છે, પરંતુ એ શક્ય નથી. તને મેળવવા હું કાંઈ પણ કરતાં આંચકો ખાઉં તેમ નથી, પણ કદાચ એ પરત્વે તારો અભિપ્રાય જુદો પણ હોય. ”

આ બાલીશ આતુરતા જોઈ સુવર્ણાને હસવાનું મન થયું. “ આ પ્રશ્નનો મારો જવાબ મળે તો તમને સરલતા થશે ?” તેણે પૂછ્યું, “ હું તમારા મતની હોઈશ તોપણ મુશ્કેલી તો એની એ જ રહેવાની.”

“ હું જે કહેવા માગું છું તેથી ચીડાઈશ નહિ. ” સુરેશ બોલ્યો. જગતમાં તને હું સૌથી વધારે ચાહું છું ને તારે માટે મને ઘણું માન પણ છે. સમાજની સંમતિ મેળવવી અશક્ય હોય તો સમાજની બહાર રહીને પણ જો હું તને મેળવી શકું તો હું સૃષ્ટિના સર્વ માનવજીવોમાં મને સૌથી વધારે ધન્ય માનું.”

સુવર્ણાનું વદન લાલચોળ બની ગયું. “ આપણા પહેલાં ઘણાંએ આ અખતરો અજમાવી જોયો છે, પરંતુ તેનું કાંઈ જ ખાસ પરિણામ આવ્યું નથી. આપણે એકલાં જ દુઃખમાં આવી પડીશું, એટલું જ નહિ પણ બીજાંને પણ આપણે દુઃખી કરીશું. ”

“ આપણે લીધે દુઃખી થનાર બીજાં કોણ છે ? ” સુરેશે પૂછ્યું. “ તારાં સગાં ? એમણે તારો કદીયે ભાવ પૂછ્યો છે ? ”

“ ના, પણ તમે એવી વાત ન કરો. ” સુવર્ણા બોલી. “ મારા બાપુજી મારી આ પરિસ્થિતિ માટે કાંઈ જવાબદાર નહોતા. સ્ત્રીસુલભ લજ્જા પ્રભુએ હવે મારામાંથી હાંકી કાઢી છે એટલે હું વધારે સ્પષ્ટતાથી કહી શકીશ. પાપ ને શરમનો વારસો આપણે આપણાં સંતાનોને પણ આપવો ન જોઈએ. તેઓ આખું જીવન આપણાં કર્મથી સડશે ને આપણને શાપ આપશે. મને થયેલા અન્યાય માટે હું એવાં નિર્દોષો પર વેર લેવા નથી માગતી. ”

"તારા વિચારો એવા હોય તો મારે તમામ આશાઓ છોડી દેવી જ વાજબી છે. આપણાં સંતાનોને પણ કોઈ ફીટકારે નહિ એવો રસ્તો તો મને સૂઝતો નથી."

સુવર્ણાએ ઉત્તર ન આપ્યો. થોડી વારે સુરેશ ઊભો થયો: "તું પરણી છું એ માણસનું નામ ને સરનામું તો મને આપ."

સુવર્ણાએ એક કાગળ પર વિલાસનું નામ ને સરનામું લખી આપ્યાં.

**વરસાદનાં** ઝાપટાં ચાલુ જ રહ્યાં. પૂર્ણાનાં પાણી વધારે ને વધારે ભયંકર બનતાં ગયાં. પોતાની ભયંકર ભૂખ શમાવવા જાણે તે સમસ્ત પ્રદેશનો કોળિયો કરી જવા ઇચ્છતી હતી. સંકટનિવારણ છાવણીના સ્વયંસેવકો અમાનુષી પ્રયત્નો કરી રહ્યા હતા, પણ તેમાંના કેટલાકની તબિયત લથડવા લાગી. બે યુવાનો તાવે પટકાયા. ત્રણ સ્ત્રીઓમાં રજનીબહેન તો રજા મેળવવા ઘેલાં બન્યાં. આ નકામા ગામડિયાઓ માટે તેઓ પોતાના પ્રાણ પાથરવા તૈયાર નહોતાં. મુંબઈથી બીજી નર્સો આવે ત્યાંસુધી તેમને જેમ તેમ મનાવી રાખવામાં આવ્યાં.

આજે સાંજે મુંબાઈથી ચાર સ્વયંસેવકો ને એક નર્સ આવવા વકી હતી. એ લોકો આવી જાય તો રજનીબહેન છૂટાં થઈ શકે ને બિમાર સ્વયંસેવકોને પણ મુંબઈ મોકલી અપાય. મુંબઈથી કેટલીક સામગ્રીની પણ સુવર્ણા આશા રાખતી હતી.

અંધારું જામતું હતું. સ્ત્રીવિભાગમાં છ વધારે દર્દીઓ મોકલવાનું પ્રતાપભાઈએ કહેવરાવ્યું હતું. એમની પથારીઓ તૈયાર રાખવાની હતી; પરંતુ એટલી ત્યાં જગા પણ નહોતી. તેમણે ખાટલા ને ટેબલો ખસેડી નવા આવનાર માટે જગા કરી. સુરેશ બહાર ગયો હતો તે પાછો વળ્યો નહોતો, તેથી સુવર્ણા અધીરી બની હતી. આગલે દિવસે જ બે દર્દીઓ સાપ કરડવાથી દવાખાનામાં આવ્યા હતા અને એવા જ કોઈ ભયની તેને ઝાંખી થતી હતી.

રજનીબહેન બહાર ગયાં હતાં તે પણ પાછાં ફર્યાં. છાવણી તરફ દીવાઓ આવી રહ્યા હતા. " ઘણા દીવા આવતા જણાય છે." તે બોલ્યાં. " બીજા દર્દીઓને દાખલ કરવા તૈયારી કરો. એ બધાંને કેમ પહોંચી વળાશે ? આ ધંધામાં મેં જન્મારો કાઢ્યો છે, પરંતુ અહીં તો મારાં એકે એક હાડકાં દુ:ખી ગયાં."

" ગમે તેમ પણ આપણે સગવડ તો કરવી જ પડશે ને ? " સુવર્ણાએ ટૂંકો જવાબ વાળ્યો.

" પણ તમારે તમારી તબિયતનો પણ વિચાર કરવો જોઇએ ને ?" રજનીબહેન બોલ્યાં. " તમે માંદાં પડશો તો અહીં તમારું કોણ છે ?."

સુવર્ણાને રજનીબહેનની વાતો સાંભળવાની ફુરસદ નહોતી. નવા આવનાર દર્દીઓ માટે ખાટલા તૈયાર કરવા ભદ્રાબહેન પ્રયત્ન કરી રહ્યાં હતાં, તેમને સહાય કરવા તે દોડી.

એટલામાં દર્દીઓ પણ આવી પહોંચ્યા. આ પ્રદેશમાં જોઈએ તેવાં વાહનોની પણ ખોટ હતી. લૂગડાંની ઝોળીઓમાં નાખી દર્દીઓને મહામુશ્કેલીએ ત્યાં આણવામાં આવ્યાં હતાં.

" એમને શું થયું છે ? " સુવર્ણાએ પૂછ્યું. " તેઓ ઊભાં થઈ શકે તેમ નથી ?"

" એમને ન્યુમોનિયા થયો છે." બધાંને લઈ આવનાર સ્વયંસેવક બોલ્યો. "અર્ધા ડૂબેલા ઘરમાંથી હું તેમને કાઢી લાવ્યો છું. હોડી ન હોત તો એટલું પણ ન બની શકત. એમનાં બધાં સગાંવહાલાં નાસી ગયાં છે. આખા ઘરમાં એ માત્ર એકલાં જ હતાં."

ભદ્રાબહેન ને રજનીબહેન દર્દીઓને ખસેડતાં હતાં, તેમાં એક સ્ત્રી–દર્દીના મોં પરથી લૂગડું ખસી ગયું. એનું મોં જોતાં જ સુવર્ણા ચમકી. તે અરુણા હતી. તેને ભીમપોરથી આણવામાં આવી હતી.

રજનીબહેને આતુરતાથી સુવર્ણા સામે જોયું: " તમે આને ઓળખો છો ?"

"મેં એને જોઈ હોય એવું લાગે છે. એને અંદર લઈ જાઓ."

અરુણાને અંદર લઈ જઈ એક ખાટલા પર સુવાડવામાં આવી. એ તદ્દન મૂર્છાવશ હતી. એનું શરીર તાવે ધીકતું હતું. સુવર્ણા જરા મૂંઝાઈ. તેણે રજનીબહેનને બોલાવ્યાં: "જુઓ ને, ડૉક્ટર આવ્યા છે? આ દર્દીને એમણે જ તપાસવી પડશે."

"પણ દાક્તરી મદદથી હવે કાંઈ જ લાભ થવાનો નથી." રજની-બહેને ડહાપણ ડહોળ્યું. "એના મોં પરની રેખાઓ જ નથી કહી આપતી કે એ બહુ નહિ કાઢે?"

"તમે તમારે ડૉક્ટરને બોલાવી લાવો." જરા અકળાઈ સુવર્ણાએ ફરીથી કહ્યું.

રજનીબહેન બહાર ગયાં. સુવર્ણા અરુણાને તપાસવા બેઠી. એક વખતની ઘાટીલી છોકરીનું માત્ર હાડપિંજર જ રહેવા પામ્યું હતું. એના સાસરાની પડોશમાં તે રહેતી હતી. આવી સ્થિતિમાં એ શા રીતે આવી પડી હશે તે સુવર્ણાને સમજાયું નહિ. ભીમપોરમાં કોઈ રહ્યું નહિ હોય? લગ્ન પછી છોકરીને પિયેર રહેવું પડે તેથી શું તેણે ભૂખમરો વેઠવાનો હોય?

રજનીબહેન પાછાં ફર્યાં: "હજી ડૉક્ટર આવ્યા નથી, પણ તમારે એને કાંઈ ખવરાવવું જોઈએ. છેક છેલ્લી ઘડીએ એને અહીં આણી જણાય છે. ડૉક્ટર કે નર્સ એવી સ્થિતિમાં બીજું શું કરી શકે?"

સુવર્ણાએ દર્દી માટે થોડુંક ખાવાનું લાવવા હુકમ કર્યો અને તેને ભાનમાં લાવવા તે પ્રયત્ન કરવા લાગી. થોડી વાર પછી તેણે એકાદ વાર આંખ ઉઘાડી પણ તુરત જ બંધ કરી દીધી. "આજે પણ તમે રાંધવાનાં નથી?" તે બબડી.

ભદ્રાબહેન થોડુંક દૂધ લઈ આવ્યાં અને થોડુંક જવનું પાણી લાવીને તેમણે તેને પાવા માંડ્યું. સુવર્ણા બીજા દર્દીઓને તપાસવા

ગઈ. ત્રણ વ્યક્તિઓ તો સાવ અજાણી હતી. ચોથી બાઈ ઓળખીતી જણાઈ.

"તમે ભીમપોરથી આવો છો ?" સુવર્ણાએ એને પ્રશ્ન કર્યો.

"હા બહેન, હું માછીમાર છું."

"આખુંય ભીમપોર તણાયું છે કે શું ?"

"હા બહેન, બધાં ભીમપોર છોડી નાસી ગયાં છે. આખુંય ગામ પાણીમાં ડૂબી ગયું છે. માટીનાં બધાંય ઝૂંપડાં પડી ગયાં છે. ઈંટેલ મકાનો પડવા લાગ્યાં છે. ઢોરઢાંખર પણ તણાઈ ગયાં છે."

સુવર્ણા એને બીજી વાતો પૂછવા જતી હતી ત્યાં બહાર કોલાહલ સંભળાયો. તે થંભી ગઈ. દરવાજે દોડી આવી તેણે બહાર જોયું તો મુંબઈથી સ્વયંસેવકોની નવી ટુકડી આવી પહોંચી હતી. બારણા આગળ જ પેટીપટારાનો ગંજ ખડકાયો હતો. થોડાંક નવાં મુખારવિંદો પણ ત્યાં જણાતાં હતાં. એક પ્રૌઢ બાઈ સાથે સુરેશ આગળ આવ્યો.

"આ બહેન મુંબઈથી આવ્યાં છે ?" સુવર્ણાએ પૂછ્યું.

"હા." સુરેશે ઉત્તર દીધો. "ગંગાબહેન, આ સુવર્ણાબહેન."

સુવર્ણાએ ગંગાબહેનને આવકાર આપ્યો. પછી સુરેશ તરફ વળી તે બોલી: "એક દર્દી જરા ગંભીર છે. એને એક વાર તમે જોઈ જાઓ તો સારું."

સુવર્ણાની સાથે સુરેશ અંદર ગયો. અરુણાના ખાટલાં આગળ આવી ઊભા રહેતાં સુવર્ણા બોલી: "આ બાઈને હું ઓળખું છું, એટલે તેને માટે મને વધારે લાગી આવે છે. ભીમપોર પણ તણાયું છે અને આ બાઈ ભીમપોરની છે."

"ત્યાંના બધા વતનીઓ ડૂબી મર્યાં હોત તો નિરાંત થાત." સુરેશે દર્દીને તપાસતાં કડવાશથી કહ્યું.

"પરમેશ્વર મનુષ્યની આંખે જોતો નથી ને !" સુવર્ણા બોલી. "વળી મારે માટે તો પ્રભુને બિલકુલ પક્ષપાત નથી, એટલે મારે માટે

આખા ગામનો એ શા માટે નાશ કરે ? એમણે નાશ કર્યો હોય તો પણ એ વાજબી ન લેખાય."

"તને તો ચોમેર ન્યાય જ દેખાતો હશે !"

"ના, એમ નથી," સુવર્ણા હસીને બોલી. "પણ આપણું પીંજણ હવે બંધ રાખીએ. આ બાઈ માટે શું કરવું છે તે મને કહો."

સુરેશે દવાઓ લખી આપી અને તેની સારવાર માટે સૂચનાઓ પણ આપી. "આજે ફેર પડે છે કે કેમ તે આપણે જોઈએ," કહી સુવર્ણાને કહ્યું: "જરા બહાર આવ તો."

અરુણાની સંભાળ ગંગાબહેનને સોંપી સુવર્ણા સુરેશ જોડે બહાર ગઈ. તંબૂ છોડી તેઓ જરા દૂર ગયાં. "આજે આટલી બધી કડવાશ મારામાં કેમ ઊભરાઈ છે એ તમે જાણો છો !" સુરેશે કહ્યું. "સામાન્ય રીતે પ્રભુના ન્યાય અન્યાય પર હું ટીકા નથી કરતો, કારણકે મને એની કૃતિઓમાં સમજ જ નથી પડતી; પરંતુ આજે મેં એવી વાત સાંભળી કે મારો મિજાજ ખસી ગયો."

"શું સાંભળ્યું ?" સુમિત્રા જરા આતુરતાથી બોલી.

"નવા સ્વયંસેવકો સાથે મુંબઈથી વિલાસ નામનો એક યુવાન પણ આવ્યો છે. આજની રાત માટે એ સ્ટેશન પર રોકાયો છે ને કાલે સવારે અત્રે આવનાર છે."

સુવર્ણાનું વદન જરા સખત બન્યું. થોડી વાર તે ચૂપ રહ્યા પછી બોલી: "ભલે આવે, મને એનો જરાય ડર નથી. એ માટે હું પૂરતી તૈયારી કરીને જ આવેલી છું. માત્ર તમે અહીં હશો એવી મને આશા નહોતી."

સુવર્ણા ને સુરેશ કેટલીય વાર સુધી મૌન રહ્યાં. વાતાવરણમાં પવનના અવાજ સિવાય નીરવ શાંતિ પથરાઈ ગઈ. મૌન દ્વારા જાણે સુવર્ણા ને સુરેશે કેટલીયે વાતો કરી લીધી. છેવટે સુવર્ણા બોલી :

"ચાલો, આપણે કામે લાગીએ. પેલી અરુણાની આપણે ખાસ સંભાળ લેવી પડશે."

"મારી જરૂરે પડે તો મને બોલાવજે. ઘણું ખરું આખી રાત હું જાગતો જ હોઈશ. હજી મારે ઘણી વાતોનો વિચાર કરવાનો છે."

"કોઈ પણ જાતનો વિચાર કરવો નકામો છે." સુવર્ણા બોલી. "મેં દશ બાર વર્ષ વિચાર કર્યો છે, છતાં મને મારા આ કોયડાનો ઉકેલ જડયો નથી."

"આખરે હું પણ માણસ જ છું ને! દેવ માનવાની ભૂલ ન કરીશ. મારા જીવનના અંત પર્યંત હું તારી આશા રાખીશ ને તને મેળવવા મથીશ."

એક શબ્દ પણ વધારે બોલ્યા સિવાય સુવર્ણાએ છાવણી તરફ ચાલવા માંડયું. સુરેશ તેની પાછળ ચાલ્યો. છાવણી નજીક આવતાં તે અટકીને બોલ્યો: "સુવર્ણા, એક વાર તારો હાથ આપીશ? આવતી કાલે શું થશે તેની ખબર નથી. આજે આપણો છેલ્લો દિવસ પણ નીવડે."

સુવર્ણાએ મૂંગે મોઢે હાથ લંબાવ્યો. સુરેશે પોતાના બન્ને હાથમ તે પકડી લીધો ને મૌન ઊભો રહ્યો. પછી જરા નીચા નમી તેણે એક ભાવભર્યું ચુંબન લીધું ને સુવર્ણાનો હાથ છોડી દીધો.

"કોઈ પાપ કર્યું હોય એવું તને લાગે છે?"

"તમે વયમાં મારાથી મોટા છો છતાં ખરેખર મારા કરતાં નાના બની જાઓ છો." સુવર્ણાએ હસીને કહ્યું. "મારે આને પા શા માટે માનવું? બીજા ગમે તેમ માને, પણ હું તો જાણું છું હજી હું કુમારિકા જ છું ને મારું દિલ ચહાય તેને ચાહવાનો મ સંપૂર્ણ હક્ક છે."

"આ વાત કદી ન ભૂલીશ," સુરેશે ત્વરાથી વિદાય થતાં કહ્યું

## : ૨૭ :

સુવર્ણા આખી રાત જાગતી જ રહી. અરુણા આગળ ગંગાબહેન બેઠાં હતાં, છતાં સુમિત્રા તેની પડખે જ બેસી રહી. એના મનમાં તોફાન જાગ્યું હતું. એને ચિંતા પણ પુષ્કળ થતી હતી. આ ભયંકર બંધનમાંથી એને ક્યારે મુક્તિ મળશે? આ જીવનમાં એને કદી શાંતિ મળશે ખરી?

સવાર થયું. આકાશ વાદળાંથી ઘેરાયેલું હતું. સુવર્ણા હજી દર્દીને ખાટલે જ બેસી રહી હતી. રજનીબહેન સવારની ટ્રેનમાં વિદાય થવાનાં હતાં. અત્યારે એમના ઉત્સાહનો પાર નહોતો. પોતાનો સરસામાન બાંધવા તે ઘણાં જ વહેલાં ઊઠયાં હતાં. "ચા પીશો?" તેમણે સુવર્ણા પાસે આવી પૂછ્યું. "એક થર્મોસમાં મેં રાખી મૂકી છે. આજે તમે આખી રાત ઊંઘ્યાં લાગતાં નથી?"

"ભલે લાવો!" સુવર્ણા બોલી. આભાર સાથે એણે ચાનો પ્યાલો પૂરો કર્યો ને ખુરશી પરથી ઉઠતાં બોલી: "જરા અહીં બેસો, હું જરા આડી થાઉં. મને ઊંઘ તો જાણે આવવાની જ નથી."

પોતાની ઝૂંપડીમાં જઈ તે પથારીમાં પડી. એનું મન હજીયે બેચેન હતું, છતાં થાકથી એ તંદ્રામાં પડી.

સવારની ગાડીનો વખત પણ થયો હતો, એટલે રજનીબહેન સ્ટેશને જવા નીકળ્યાં. એક પણ વાહન મળી શકે તેમ નહોતું, એટલે

તેમણે સામાન ઉપાડવા એક મજૂર કરી, ગામ તરફ ચાલવા માંડ્યું.

થોડે દૂર ગયા પછી એમણે એક પુરુષને આગળ ચાલતો જોયો. એ પણ ગામ તરફ જતો હતો. તે સજ્જન જણાતો હતો. પોતે આ એકાંત ખેતરોમાં તેઓ એકલવાયાં માર્ગ કાપી રહ્યાં હતાં, સાથે બીક લાગે એવો ગામડિયો મજૂર હતો, ધારે તો એ મજૂર જ એમનું ગળું દાબી સામાન લઈ પલાયન થઈ જાય, એટલે અજાણ્યા યુવાન પહોંચી વળવા રજનીબહેન જરા ઝડપથી ચાલવા લાગ્યાં. પોતાની પાછળ કોઈ આવે છે એમ એ યુવાને પણ જાણ્યું. કોણ છે તે જાણવા તેણે પાછું વાળી જોયું.

" તમે સ્ટેશન જાઓ છો ? " તે પુરુષની છેક નજદીક પહોંચી રજનીબહેને પૂછ્યું.

એ યુવાન બીજો કોઈ નહિ પણ વિલાસ જ હતો. વિલાસ ઊભો રહ્યો. એને જરા આશ્ચર્ય થયું. પ્રથમ તો રજનીબહેનને એણે પૂરેપૂરાં નિહાળી લીધાં, પછી કહ્યું: " હું સ્ટેશન તરફ તો નથી જતો, પણ ગામમાં જાઉં છું. તમારે સ્ટેશને જવું છે ? "

" હા. " રજનીબહેન બોલ્યાં. " હું છાવણીમાંથી આવું છું. મારે મુંબઈ જતી સવારની ગાડી પકડવી છે. આપ મળી ગયા એટલું સદ્ભાગ્ય. એકલવાયા માર્ગ કાપતાં મને જરા અકળામણ થતી હતી."

" અહીં દિવસે તો મૂંઝાવાનું કાંઈ જ કારણ નથી. છાવણીમાં કાંઈ કામ પ્રસંગે આવ્યાં હશો ? "

" હા. " રજનીબહેન બોલ્યાં."હું છાવણીનો સ્ત્રીવિભાગ સંભાળતી હતી, પણ મારી તબિયત ઠીક ન રહી એટલે રજા પર જાઉં છું. "

" એમ કે? તમે સ્ત્રીવિભાગ સંભાળતાં હતાં ? " તેણે આશ્ચર્યથી પૂછ્યું. " મેં તો સાંભળ્યું હતું કે કોઈ સુવર્ણા નામની યુવાન સ્ત્રીડોક્ટર એ કામકાજ કરે છે ! "

રજનીબહેન તો એનું વાક્ય સાંભળી છેડાઈ પડેલાં જણાયાં: "હા ભાઈ હા. બધા એનાં જ વખાણ કરવાનાં. એ પૈસાદાર માણસની દીકરી. સંકટનિવારણ ખાતે એણે નાણાં આપેલાં. વળી થોડાં વર્ષ એ મેડિકલ કૉલેજમાં જઈ આવી એટલે બધાંએ એને મોટી બનાવી દીધી. બાકી મૂંગે મોઢે વૈતરું કરી મરી જનારની કોઈ કદર કરે નહિ. અમે તો કામ કરી કરી હવે ઘરડાં થયાં. અમને એવા મોટા નામની કશી જ પરવા નથી. પણ અમારા કામમાં કોઈ ખોડ કાઢે તો ખરું! એ બધાં તો થોથાં વાંચી તૈયાર થયેલાં : અમે તો અનુભવથી આવડત મેળવેલી."

"એ બહુ નાની વયનાં છે, નહિ?" વિલાસે પૂછ્યું.

રજનીબહેને મોઢું ચઢાવ્યું: "ના રે ભાઈ! કાંઈ યુવાન નથી. ત્રીસ વર્ષ તો જરૂર થયાં હશે. આમ દેખાવમાં જરા નાનાં દેખાય છે : લહેરમાં ઊછરેલાં ખરાં ને!"

"એ ગુજરાતી છે, ખરું?" વિલાસે પૂછ્યું.

"હું જાણું છું ત્યાંસુધી તો એ ગુજરાતી બ્રાહ્મણ છે. પરંતુ એમની વાતચીત ઉપરથી તમે કંઈ જ કહી શકો નહિ. એમનું બાલ્ય ગામડામાં વીત્યું છે. ચૌદેક વર્ષનાં થયા પછી તેઓ મુંબઈ ચાલી આવેલાં."

"ખરી વાત છે," વિલાસ બોલ્યો. થોડી વાર વિચાર કરી તે ફરી બોલ્યો: "અન્યથા ન ધારશો. એ સ્ત્રી–ડૉક્ટર બહુ જાણીતાં હોવાથી તેમના વિષે વધુ જાણવાની મને જિજ્ઞાસા થઈ છે. તે પરણેલાં પણ છે ખરું? એ વાત સાંભળી ત્યારે મને થયું કે આવાં શિક્ષિત બહેન બાળલગ્નની ચુંગાલમાં શી રીતે ફસાયાં હશે!"

"ના, ના, એ પરણેલાં નથી," રજનીબહેન બોલી ઊઠ્યાં. "પણ કદાચ અમારા ડૉક્ટર સાથે પરણી જાય ખરાં!"

વિલાસ ચમક્યો: "ક્યા ડૉક્ટર? સુરેશચંદ્ર સાથે? કેમ એવી

કાંઈ વાત ચાલે છે ?"

રજનીબહેન ગંભીર રીતે હસ્યાં: "જુઓ, આપણે અવળી વાતોએ ચડી ગયાં. આ બધું મેં તમને કહ્યું છે એવું કૃપા કરી છાવણીમાં કોઈને કહેશો નહિ, નહિ તો એ લોકો મારી કિંમત કરશે. હજી કશું જ નક્કી નથી; પરંતુ તેઓ એકબીજાને પુષ્કળ ચાહે છે એટલે લગ્નમાં કાંઈ વાર થવાની નથી."

વિલાસે વગરબોલ્યે ચાલ્યા જ કર્યું. એનું વદન ક્રોધ ને ઈર્ષાથી બગડી ગયું હતું. "હવે સ્ટેશન કેટલું દૂર હશે ?" રજનીબહેને પૂછ્યું. "મારા તો પગ દુખવા આવ્યા."

"હજી તો તમારે થોડુંક ચાલવું પડશે, પણ ખરાબ રસ્તો હવે પૂરો થઈ ગયો છે. આપણે સડક ઉપર આવી ગયા છીએ. હવે અહીં ચાલતાં ઝાઝી હરકત નડશે નહિ."

"એકાદ એક્કો મળી ગયો હોત તો કેવું સારું થાત ?" રજનીબહેનથી રહેવાયું નહિ.

"ગામમાં પહોંચ્યા પછી કદાચ મળે. તમે અહીં થોડી વાર વાટ જુઓ તો હું લઈ આવું."

રજનીબહેન તો તૈયાર જ હતાં, એટલે વિલાસ એકલો જ વિદાય થયો. રજનીબહેનનો મૂર્ખ બડબડાટ એને અસહ્ય થઈ પડ્યો હતો. એ પર વિચાર કરવા એને એકલા પડવાની જરૂર હતી.

સુવર્ણા ડૉક્ટરને ચાહતી હતી. એ સાચું હશે ? કોણ જાણે ! આવું કેટલા વખતથી ચાલતું હશે ? વિલાસે સુરેશ વિષે અગાઉ સાંભળ્યું નહોતું. એને કહે પણ કોણ ? સુવર્ણા તો કશું બોલે જ નહિ. પોતે બીજા માણસને ચાહે છે એવું વિલાસને તો તે કદીયે જાણવા ન દે. તેથી એને વિલાસ નહોતો જોઈતો ? કેવી દંભી ? વિલાસે પોતાનો હોઠ કરડ્યો. એકદમ સુરેશ પાસે દોડી જઈ તેનું માથું ભાંગી નાખવાની તેને ઇચ્છા થઈ. એકલવાયી સ્ત્રીઓને કનડવામાં તો એ પાવરધો

ો, પરંતુ એણે કોઈ પુરુષ સાથે કદી મુકાબલો કર્યો નહોતો.

એણે રજનીબહેન માટે એક્કો મોકલી આપ્યો, અને રસિકની કાને જઈ ત્યાં પડેલા ખાટલા પર લંબાવ્યું. ખાટલામાં પડ્યા પડ્યા । વિચારચગડોળે ચડ્યો, પણ કશા જ નિર્ણય પર આવી શક્યો નહિ.

એક વાર એને સુવર્ણાને છાવણીમાંથી ઉઠાવી લાવવાનો વિચાર ાવ્યો. એને કબજે લઈ ગમે ત્યાં ભાગી જવા ધાર્યું. પણ એકલવાયા રુપ માટે એ કાર્ય શક્ય નહોતું. પચાસ સાઠ યુવાનો આખો ંવસ એક યા બીજા કામે છાવણીમાં ફરતા રહેતા. રાત્રે પણ એ ંપતા નહોતા, એટલે એકલે હાથે અપહરણ કરવું મુશ્કેલ તું. એને બીજાની મદદ લીધા વિના છૂટકો નહોતો. પરંતુ આખોય દેશ રેલથી ખેદાનમેદાન બની ચૂક્યો હતો. આવા જોખમી ાહસમાં એને માણસો કોણ લાવી આપે? વળી આ મુંબઈ નહોતું, હિ તો પૈસા વેરતાં જે જોઈએ તે મળી રહે.

સુરેશ પાસે સીધો જઈ ઝઘડો કરે તો? પરંતુ એના પર ંઈક સ્પષ્ટ દોષારોપણ તો કરવું જ જોઈએ. વિલાસ પાસે સુરેશના મપરાધનો કશોય પુરાવો નહોતો. એ વકીલ હતો. પુરાવા વિના એ શું જ અપકૃત્ય કરી શકે નહિ. એક અપરિચિત બહેનનાં વચન .ર આધાર રાખી એ કાંઈ અણઘટતું પગલું ભરી બેસે તો એની વડી જ દાણાદાર થઈ જાય.

સુવર્ણા એક કુમારિકાનું જીવન ગાળતી હતી. વિલાસ ત્યાં જઈ મરી વાત જાહેર કરી દે તો એને જરાક શરમાવું પડે, પરંતુ એથી મેના પર બીજી કાંઈ અસર થવા સંભવ નહોતો. એવી વાતોને તો મે ક્યાંય પી જાય તેવી હતી. એને કબજે લેવા પ્રયત્ન કરે તો એ .ાફ ઇન્કાર કરે, એટલે વિલાસને કોર્ટનો આશ્રય લીધા વિના સિદ્ધિ જ ાહોતી. તેનુંય પરિણામ શું આવે તે કાંઈ કહી શકાય નહિ.

પરંતુ આમ કાયદાની દૃષ્ટિએ એ વિચાર્યા કરશે તો સુરેશ

એની પત્ની સાથે નિરાંતે છૂટ લઈ લહેર કરશે. વિલાસના મગજમાં દાવાનળ પ્રગટચો. ખાટલા પરથી કૂદીને તે એકદમ ઊભો થઈ ગયો. આ કેમ સહન થાય? ગમે તેમ પણ સુવર્ણા એની પરિણીત પત્ની હતી. હિન્દુ પત્નીને પરપુરુષની છાયાનો પણ સ્પર્શ થાય તો તેનું શિયળ ખંડિત થાય. છતાં આ લોકો શું કરવા બેઠાં છે? સુવર્ણા કેળવાયલી છે, અર્વાચીન યુવતી છે, લેડી-ડોકટર છે, એટલે આવું બને તેમાં શંકા શી?

પણ એના પર કાબૂ મેળવવો શી રીતે? એના પર કાબૂ મેળવતાં પ્રાણ જાય તોપણ વિલાસને પરવા નહોતી. ભૂતકાળમાં એણે એને ખૂબ કનડી હતી, છતાં એનો એ કાયદેસર ધણી હતો. આમ તે બીજા સાથે છડેચોક શી રીતે જઈ શકે? એની સજા એને થવી જ જોઈએ. એને પરિણીત જીવન ગાળવું હોય તો વિલાસ જોડે જ ગાળી શકે: બીજા કોઈ જોડે નહિ. એને સાધ્વી બનવું હોય તો જુદી વાત.

રસિક અંદર આવી બોલ્યો: "મેં બધું તૈયાર કરી નાખ્યું છે. આપ જમી લો. મોડું થઈ ગયું છે."

વિલાસને ઊઠચા વિના છૂટકો નહોતો. ઝટપટ સ્નાન કરી તેણે જમી લીધું. પછી થોડી વાર નિદ્રાવશ થવા પ્રયત્ન કર્યો, પરંતુ ખાટલો પણ અગ્નિશૈયા હોય એમ તેને લાગ્યું. એ ઊઠચો, બારણા બહાર નજર નાખી, અને છત્રી હાથમાં લઈ છાવણી તરફ ચાલી નીકળ્યો.

સુવર્ણા સવારનું ચક્કર લગાવી આવી હતી. બપોરના ખાણા માટે એ પોતાને ઝૂંપડે જતી હતી ત્યાં વિલાસ તેની આગળ આવી ઊભો, પરંતુ એના ધાર્યા જેટલી સુવર્ણા પર એની અણધારી હાજરીની અસર થઈ નહિ. એના આગમન માટે એ તદ્દન તૈયાર જણાઈ. છતાં વિલાસ દાંત પીસી હાસ્ય કરતો બોલ્યો: "મારી હાજરીથી આશ્ચર્ય થયું છે, નહિ? તમારા આનંદમાર્ગે સહેજે વિઘ્ન

આવી શેનું જણાતું હશે, ખરું ?"

"મશ્કરાનો સ્વાંગ સજવા કે ભજવવાનું આ સ્થલ કે સમય નથી." ખૂબ જ છેડાઈ સુવર્ણા બોલી. "કૃપા કરી અહીંથી ચાલ્યા જાઓ."

"ન જાઉં તો ?" વિલાસ ઉશ્કેરાયલા સ્વરે બોલ્યો. "તારા મિત્ર સુરેશને બોલાવીશ ? એમ કાંઈ તું મને હાંકી કાઢી શકીશ નહિ. એવો કાંઈ હું કમતાકાત નથી. તારાં સુંદર કાર્યોની કીર્તિગાથા મેં સાંભળી છે. તારે મારી સાથે અત્યારે જ આવવું પડશે."

"તમારે વાક્છટા અજમાવવી હોય તો એકાદ ખૂણામાં જઈ અજમાવ્યા કરો; હું તમારી વાતો સાંભળવા અત્યારે બિલકુલ નવરી નથી." સુવર્ણાએ કહ્યું.

હવે વિલાસની કમાન છટકી. એક વાર એ રોષે ભરાતો એટલે વકીલ તરીકેનું એનું ડહાપણ સમૂળગું અદૃશ્ય થઈ જતું. "અસભ્યતાની પણ કાંઈ હદ હશે ને !" તે ગાજ્યો. "સારા ઘરની સ્ત્રીનું વર્તન આવું ન હોય. તું તો બન્ને કુટુંબ પર કલંક ચઢાવી રહી છું."

કેટલાક સ્વયંસેવકો, દૂરથી બન્ને વચ્ચે બોલાચાલી થતી સાંભળી, કોઈ દર્દી અને સુવર્ણા વચ્ચે કાંઈક ધાંધલ થયું સમજી ત્યાં આવવા લાગ્યા. એમને આવતા જોઈ વિલાસે પસાર થઈ જવું યોગ્ય ધાર્યું. એને એકલા પડી જવાની ધાસ્તી લાગી. હાથમાંથી પડી ગયેલી છત્રી એણે ઉપાડી લીધી, અને જતાં જતાં બોલ્યો: "ઠીક. અત્યારે તો હું જાઉં છું, પણ હવે તારું આવી બન્યું સમજજે."

: ૨૮ :

**બપોરે** જરાક ઉઘાડ નીકળ્યો; પરંતુ પહોર નમતાં ફરીથી વાદળાં ઘેરાયાં અને વરસાદનું એક સખત ઝાપટું પણ વરસી ગયું. ઘણાં ખરાં ઝૂંપડાંમાં ચૂવા થયા. પતરાં ને કેનવાસથી સ્વયંસેવકો પાણી નીવારવા પ્રયત્ન કરવા લાગ્યા.

પ્રતાપભાઈ ભંડાર તરફ દોડ્યા. ત્યાં તો કાંઈ ચૂવો નહોતો. પાછા ફરતાં રસ્તામાં જ સુરેશ એમને મળી ગયો. એ દવાખાનાના તંબૂ તરફ જતો હતો. "સામેનું ખેતર અર્ધું ડૂબ્યું છે." પ્રતાપભાઈએ ખબર આપી. "થોડા કલાક વધારે વરસાદ પડે તો આપણા તંબૂમાં પણ પાણી ભરાઈ જાય, એ માટે શું કરવું છે?"

"આપણે છાવણી બદલવી જોઈએ." સુરેશ બોલ્યો. "અત્યારે તો અંધારું થઈ ગયું છે. ગમે તેમ કરી રાત્રિ અહીં જ ગાળ્યે છૂટકો. આવતી કાલે સવારે આપણે ફેરબદલી કરી નાખીશું. આપણી સામગ્રી પલળી ન જાય તો નસીબ. વળી રાત્રે કોઈ દર્દી ઠંડીથી મૃત્યુ ન પામે તો સારું."

"રેલ્વે સ્ટેશનની બાજુના ખેતરમાં આપણે છાવણી નાખીશું?" પ્રતાપભાઈએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. "નજીકમાં તો એકલી એ જગા જ ઊંચાણમાં આવેલી છે."

"આ બાજુ બીજું કોઈ યોગ્ય સ્થળ ન મળે તો આપણે ત્યાં ગયા વિના છૂટકો નથી." સુરેશ બોલ્યો.

તંબૂ ચૂતો નહોતો છતાં બધા સ્વયંસેવકો ને નર્સો ખૂબ જ મૂંઝાઈ ગયાં હતાં. આવી રેલ તો આ પ્રદેશમાં કદીયે આવી નહોતી. એથી બચવાની કોઈનેય આશા નહોતી. જંગલી પ્રાણીઓની પેઠે ભૂખ્યાં પાણી માનવતાની પાછળ પડતાં ને દયા વિસારી મૂકી વિનાશ આદરતાં.

સુવર્ણા પણ પોતાનો તંબૂ તપાસી રહી હતી. બે નર્સો એની પડખે જ હતી. "આપણું શું થશે ?" સુરેશને પોતાના વિભાગમાં આવેલ જોઈ સુવર્ણા બોલી.

"કેમ ? શું થવાનું છે ?" સુરેશે પૂછ્યું. "વરસાદની વાત કરે છે કે વણમાગ્યા મહેમાનની ?"

"વણમાગ્યા મહેમાનનો વિચાર કરવાની તો અત્યારે મને ફુરસદ પણ નથી, પણ આ વરસાદનું શું કરવું ?"

"અમે તો રેલવે સ્ટેશનની બાજુમાં આવેલા ખેતરમાં છાવણી લઈ જવા ધારીએ છીએ. આપણે વિલાસની ચિંતા કરવાની નથી; તારી એ વાત વાજબી છે. હવે એને ચિંતા કરવાનો વારો આવ્યો છે. આજે સવારે એ તને શું કહેતો હતો ?"

"હું એના ઉજ્જ્વલ નામ પર કલંક લગાવું છું, એટલે એ મને અહીંથી લઈ જવા માગે છે." સુવર્ણા બોલી.

"એને પ્રયત્ન કરી જોવા દો." સુરેશ બોલ્યો.

ચોમેર ગાઢ અંધકાર પ્રસરી રહ્યો હતો. બધા દીવા સળગાવ્યા છતાં અંધારું જરાય ઓછું થતું નહોતું. સ્વયંસેવકોએ ઝાડની ડાળીઓ કાપી કેટલીક મશાલો સળગાવી હતી અને થોડે દૂર રેલની ગર્જનાઓ કાન ફોડી નાખતી હતી.

"આજે કોઈએ ઊંઘવું નહિ." સુવર્ણાએ ભદ્રાબહેનને કહ્યું. "ચાલો, આપણે હૉસ્પિટલના તંબૂમાં બેસીએ. દર્દીઓ ભયના માર્યાં હબક ખાઈ મરી જશે."

ભદ્રાબહેન તૈયાર જ હતાં. ઝૂંપડીમાંથી ત્રણ ખુરશીઓ લાવવા તેઓ વિદાય થયાં. સુવર્ણા તંબૂમાં ઊભાં ઊભાં બહાર નજર નાખી રહી. પડદાના પોલાણમાંથી બહારનાં નૈસર્ગિક તત્ત્વોનો સંગ્રામ નિહાળી શકાતો હતો: જાણે આખું આકાશ તૂટી પડતું હતું.

ભદ્રાબહેન ખુરશીઓ લઈ પાછાં ફર્યાં: "કોઈ રખડતું કૂતરું ભંડારમાં પેસી ગયું લાગે છે, અને ત્યાં કંઈક હાલતું જણાય છે. અંધારામાં કશું જ સ્પષ્ટ દેખાતું નથી. આપણી ઝૂંપડીમાં તો મેં બરાબર તપાસ કરી, પણ ત્યાં જવાય તેવું નથી. એક સ્વયંસેવકને તપાસ કરવા કહ્યું છે. કૂતરું બિલાડું હશે તો દવાની શીશીઓ ભાંગી ફોડી નાખશે."

થોડી વારમાં એક સ્વયંસેવક દોડતો આવ્યો: "ભદ્રાબહેન! ત્યાં કૂતરું નહોતું, પણ ચોર હતો. અંધારામાં તેને પકડી શકાયો નહિ, કારણ કે એ ઝડપથી દોડી ગયો.

"ઓ બાપ!" ભદ્રાબહેન બોલી ઊઠ્યાં. "હું ન ગઈ તે સારું થયું ને?"

"કાંઈ ઉપાડી તો નથી ગયો ને?" સુરેશે પૂછ્યું.

"તેની કશી તપાસ થઈ શકી નથી" સ્વયંસેવકે જવાબ આપ્યો.

સુરેશે એક પેટ્રોલ–લૅમ્પ લીધો, ને સ્વયંસેવક ને સુવર્ણા સાથે ભંડાર તરફ ચાલ્યો. હજી વરસાદ ચાલુ જ હતો.

ભંડારમાં સાવચેતીપૂર્વક તપાસ કરી, તો કાંઈ પણ ગયેલું જણાયું નહિ. ફરી વખત ચારેકોર તપાસ કરી જોઈ. સુરેશે પણ અંદર દીવો લઈ જઈ બરાબર નજર નાખી, અને સુવર્ણાને કહ્યું: "ના, ચોરે કશું જ બગાડ્યું નથી. ચાલ, હવે તને તંબૂમાં મૂકી આવું."

ચાલતાં ચાલતાં સુવર્ણાએ કહ્યું: "મને એક શંકા જાય છે. જેણે

એક પણ ચીજની હેરફેર કરી નથી તે ચોર નહિ, પણ દુશ્મન હોવો જોઈએ. તમે આશ્ચર્ય પામશો પણ મને ચોક્કસ લાગે છે કે આ કામ વિલાસનું જ હોવું જોઈએ."

"વિલાસ!" સુરેશે આશ્ચર્ય વ્યક્ત કર્યું. "તો તો તારે સાવચ રહેવું જોઈએ."

**છાવણીમાં** લગભગ દરેકે આખી રાત નિદ્રાવિહોણી પસાર કરી. સવારે એમણે જે દૃશ્ય જોયું તેણે તેમને ખાતરી કરી આપી કે છાવણી તાબડતોબ ખસેડી નાખવી જોઈએ. સામેનું આખુંય ખેતર પાણીથી છલોછલ ભરાઈ ગયું હતું. પૂર્ણાની પ્રલયગર્જના કાન ફાડી નાખતી હતી. એક ટુકડી ચોમેર તપાસ કરી આવી તુરત જ પાછાં વળી. બીજાં કેટલાંક ગામડાં તણાઈ ગયાં હતાં. ભયંકર જલપ્રવાહમાં અનેક વૃક્ષો ને પશુઓનાં શબો તણાતાં હતાં.

બધા જ સ્વયંસેવકો છાવણી ખસેડવાના કામે લાગ્યા. રેલવે-સ્ટેશનની બાજુના ખેતરમાં પડાવ નાખવાનો તેમણે નિર્ધાર કર્યો. રેલવે-સત્તાવાળાઓને વિનંતિ કરવાથી તેમણે પતરાનાં બે છાપરાં થોડા દિવસ માટે વાપરવા ખાલી કરી આપ્યાં. કેટલાક મજૂરો રાખી તેમણે પહેલાં દવાઓ અને તાત્કાલિક ઉપયોગી સામગ્રી ખસેડી.

"હજી આકાશનો ભરોંસો પડતો નથી." સુરેશ બોલ્યો. "બપોરે સખત ઝાપટું આવે એમ લાગે છે. એ પહેલાં આપણે દર્દીઓને અહીં લાવી દઈએ. હમણાં તે આ છાપરામાં ભલે રહેતા. બે તંબૂ નાખીએ ત્યાંસુધી એમને થોડી અગવડ વેઠવી પડશે જ. તંબૂ તણાય કે તુરત જ આપણે તેમને ત્યાં ગોઠવી દઈશું. પછી આપણે બધી ચીજો વ્યવસ્થિત કરીશું."

દરેક જણને એ યોજના પસંદ આવી. દર્દીઓને ઝડપથી ત્યાં

લઈ જવાનું નક્કી કરવામાં આવ્યું. પ્રથમ તો ખુરશી, સ્ટૂલ, ટેબલ—જે કાંઈ હાથ ચઢયું તે પર અશક્ત દર્દીઓને બેસાડવામાં આવ્યાં. અને મજૂરો તેમને ઊંચકી ચાલવા લાગ્યા. સાથે કેટલાક મજૂરોએ બીજો સરસામાન પણ લીધો.

સુવર્ણા એક ઝૂંપડામાં સ્ત્રીદર્દીઓ પાસે બેઠી હતી, એવામાં સુરેશ અંદર આવ્યોઃ "મારે થોડો વખત બીજી છાવણીમાં જવું પડશે, નહિ તો ભારે નુકસાન વેઠવું પડશે. હું અહીં આઠ નવ સ્વયંસેવકો મૂકતો જાઉં છું. તમારે કાંઈ જરૂર પડે તો એમને કહેજો. ગમે ત્યારે વરસાદ તૂટી પડશે માટે મારે જલદી જવું જોઈએ."

"ભલે!" સુવર્ણા બોલી.

સુરેશ ઝટપટ વિદાય થયો. માથે સરસામાન મૂકી ખેતરો ઓળંગતી માણસોની લાંબી હાર નજરે પડતી હતી. સુરેશ દરેક જણને ચેતવણી આપ્યા કરતો હતો. કાદવકીચડવાળી ને લપસી જવાય તેવી જમીન પર એક જ ખોટું પગલું મુકાય તો આવી બને તેમ હતું; છતાં તેમણે આખું ખેતર ઓળંગ્યું ને પોતાના માથા પરનો ભાર ગાડામાં ગોઠવ્યો. "જલદી હાંકો," સુરેશે ગાડાવાળાને સૂચના આપી. "એક કલાકમાં આપણે દર્દીઓની સારવાર માટે તૈયાર થઈ જવું જોઈએ."

નક્કી કરેલા સ્થળે તેઓ આવી પહોંચ્યા. બધો સરસામાન ભીની જમીન પર ઉતારવામાં આવ્યો. સ્વયંસેવકોએ ફરીથી છાવણી ઊભી કરવા તનતોડ મહેનત કરવા માંડી. કોઈને એક પણ શબ્દોચ્ચાર કરવાનો કે ઊંચું જોવાનો સમય નહોતો.

એક તંબૂ તો જોતજોતામાં ઊભો થઈ ગયો. સ્વયંસેવકો બીજો તંબૂ ઊભો કરવા લાગ્યા. એવામાં એક સ્વયંસેવક સુરેશ પાસે દોડી આવ્યોઃ "આપને જૂની છાવણીમાં જવું પડશે."

આખી ટુકડી સાથે સુરેશ પણ તંબૂ તાણવામાં રોકાયો હતો.

હાથમાંનો ત્રીકમ ફેંકી દઈ તેણે આશ્ચર્યથી પૂછ્યું: "શા માટે?"

"સુવર્ણાબહેનને એક મજૂરણને જોવા જવું પડયું છે. એ લોકો પોતાની દીકરીને બચાવવા એટલું બધું કરગર્યા કે તેમને જવું પડયું. તે પાછાં આવે ત્યાંસુધી આપને દર્દીઓ સંભાળવાનું તે કહેતાં ગયાં છે."

સુરેશનું વદન નિરાશાથી ફિક્કું પડી ગયું. "તમે બધા ઘેલા થયા છો કે શું? એને તમે જવા જ શા માટે દીધી? પૂર્ણા નદીની બન્ને બાજુનાં ગામડાં ધોવાઈ ગયાં છે, એટલે એક પણ મજૂરનો કેસ હોવાનો સંભવ નથી." અને તે મનમાં ગણગણ્યો: "પેલા બદમાસના હાથમાં તે જરૂર સપડાઈ હશે. મારે તાબડતોબ જવું જોઈએ."

"કોણ તેડવા આવ્યું હતું?" સુરેશે ખાત્રી કરવા પૂછ્યું.

"કોઈ વૃદ્ધ બોલાવવા આવ્યો હતો. એમને પગે પડી એ દયા આવે એવું આક્રંદ કરતો હતો, એટલે અનિલભાઈ સાથે એ ગયાં."

સ્વયંસેવકની વાત સાંભળી સુરેશે રસ્તો પકડયો અને એક કલાકનો રસ્તો અર્ધા કલાકમાં કાપી નાખ્યો. છાવણીમાંથી બે સ્વયંસેવકો તેણે સાથે લીધા હતા. ચારે જણ કીચડવાળું ખેતર ડહોળવા લાગ્યા. દરેકના હાથમાં એક એક લાંબો વાંસ હતો.

હોડીની જગાએ પહોંચતાં એક પણ હોડી ત્યાં જણાઈ નહિ. બરાબર પૂર્ણાના પ્રવાહની વચમાં એક મોટી હોડી જણાઈ. રેલના ભયંકર પ્રવાહથી બચવા હોડીના ખલાસીઓ તનતોડ પ્રયત્ન કરી રહ્યા હતા.

એકાએક એક સ્વયંસેવક નદી તરફ હાથ કરી બોલી ઊઠ્યો: "પેલા અનિલભાઈ રહ્યા. એમની શાલ હું ઓળખું છું."

"અનિલ! અનિલ!" સુરેશે જોરથી બૂમ પાડી.

કોઈએ ઉત્તર દીધો નહિ. પૂર્ણાની ગર્જનાના એણે પડછંદ પાડયા. સામે પૂર્ણાના પાણી પર જીવનમરણનું તાંડવ મંડાયું હતું.

"હોડી સુધી તરી આપણે તેને બચાવવી જોઈએ." સુરેશ બોલ્યો. "કોને કોને તરતાં આવડે છે?"

બે સ્વયંસેવકો તૈયાર થયા. ચારેના વાંસ બાકીના સ્વયંસેવકને આપી સુરેશ બોલ્યો: "છાવણીમાં જાઓ. બીજી મદદ લઈ આવો. હોડી મળે તો ઘણું જ સારું." અને તે નદીમાં કૂદી પડ્યો. ભયંકર પ્રવાહે એને અંદર ખેંચ્યો. બીજા બે સ્વયંસેવકોએ પણ એની પાછળ ઝંપલાવ્યું.

એકાએક સુવર્ણા હોડીમાંથી નદીમાં કૂદી પડતી જણાઈ. એક બાજો માણસ પણ એની પાછળ નદીમાં પડ્યો.

"ભલા ભગવાન!" સુરેશ બોલ્યો. "તેને તરતાં આવડતું નથી."

સુવર્ણા કૂદી પડી હતી એ બાજુએ સુરેશે પ્રચંડ ધસારો કર્યો. એક ક્ષણ તે ઉપર આવતી જણાઈ; પાછી તે જલપ્રવાહમાં અદૃશ્ય થઈ. એક બે ક્ષણ પછી એની સાડી પાણીમાં તરતી જણાઈ. સુરેશે ડૂબકી મારી. સુવર્ણા તેને હાથ આવી હતી.

એક હાથે એના શરીરને મજબૂત પકડી તે ફરીથી પાણીની સપાટીએ આવ્યો. એકાએક કોઈએ એને પાછળથી પકડ્યો. "તમે બન્ને સાથે જ નરકમાં જાઓ તો સારું." પકડનારે ગર્જના કરી.

ઘેલા વિલાસની પકડમાંથી છૂટવા સુરેશે પોતાનું તમામ સામર્થ્ય દાખવ્યું, પરંતુ બેભાન સુવર્ણાને સાચવી લડતાં એને ઘણી જ મુશ્કેલી નડી. સુવર્ણાને લઈ ફરી એ પાણીમાં ડૂબ્યો. વિલાસને પણ તે સાથે ખેંચતો ગયો.

હોડી વેગપૂર્વક ઝોલા ખાઈ રહી હતી. એક માણસ હોડીવાળાને ગાળો દેતો ધમકાવતો હતો. હોડીવાળા આગળ જવા ના પાડતા હતા: "હવે અમે આગળ જવાના નથી. તમે જૂઠું બોલ્યા હતા. નાસી ગયેલી સ્ત્રીને પાછી આણવાનું તમે ખોટું બહાનું જ કાઢ્યું હતું."

" તમે મારું કહ્યું નહિ માનો તો તમારે બધાંને જેલમાં જવું પડશે " તે પુરુષ ઘૂરક્યો. " અત્યારે છટકી જાઓ તેમાં જ લાભ છે. પેલો પુરુષ યમશરણ થયો છે. આ રેલમાં કોઈ જીવતું છટકી શકે તેમ નથી. "

" આ માણસ અમારા લાભમાં પુરાવો આપશે. " હોડીવાળા બોલ્યા અને એમણે અનિલના મોંમાંથી ડૂચો કાઢી નાખી; એના હાથ છૂટા કર્યા.

" તમને દરેકને ઇનામ મળશે." અનિલે પાણીમાં ડૂબેલા સુરેશ ને સુવર્ણાની દિશા તરફ જોઈ બૂમ મારી: " ગમે તેમ કરી એમને શોધી કાઢો, ને બચાવો."

હોડી આગળ વધી. પેલા બે સ્વયંસેવકો પણ હોડી આગળ આવી પહોંચ્યા. " આ બાજુ તેઓ જડશે, " તેમણે હોડીવાળાને સ્થળ બતાવ્યું.

હોડી બનતી ઝડપે આગળ વધતી હતી. થોડે દૂર એક માથું પાણીની સપાટી પર આવ્યું. સ્વયંસેવકો એકદમ કૂદી પડયા. સુવર્ણા તેમને હાથ લાગી. એનામાં જીવ હતો કે કેમ એ કહી શકાય તેમ નહોતું.

" પેલા ઝાડ સાથે કશુંક વળગ્યું જણાય છે. " એક હોડીવાળો બોલી ઊઠયો. " જુઓ, જુઓ, કોઈ પુરુષ જ છે. એક નહિ પણ બે પુરુષ છે." તે વિલાસ ને સુરેશ હતા. સુરેશ મૂર્છાવશ હતો. વિલાસ એને પ્રવાહમાં ધકેલી દેવા મથતો હતો.

એક હલેસું લઈ અનિલે વિલાસના મસ્તક પર ભયંકર પ્રહાર કર્યો.

વિલાસ બચી શકયો નહિ. એ પ્રવાહમાં ઊથલી પડયો. અનિલના સાથીદારોએ સુરેશને ઊંચકી લીધો. વિલાસની શોધ કરી, પણ તે સપાટી પર ફરી દેખાયો જ નહિ. છેવટે થાકીને તેઓએ હોડી પાછી વાળી.

ગામના તેમ જ છાવણીના લોકો ત્યાં એકઠા થઈ ગયા હતા.

સુરેશ ને સુવર્ણાને તંબૂમાં લઈ જવામાં આવ્યાં. ગામમાંથી ડૉક્ટરને બોલાવી મંગાવવામાં આવ્યો. તેણે બનતો પ્રયાસ કરવા માંડ્યો.

સાંજ થતાં સુવર્ણા ભાનમાં આવી. ભદ્રાબ્હેનને નજીક જોતાં તે બબડી: "સુરેશચંદ્રને કેમ છે?"

"એ સામા તંબૂમાં છે; એમની મૂર્છા હજી વળી નથી."

સુવર્ણાએ ફરી આંખો મીચી દીધી; થોડી વારે ફરી આંખો ઉઘાડી પૂછ્યું: "પેલા બીજા માણસનું શું થયું?"

"એનો પત્તો લાગ્યો નથી;" ભદ્રાબ્હેને ઉત્તર દીધો. "કદાચ એ દેવલોક થયા હશે."

સુવર્ણાએ એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો, અને એની બંધ પાપણો-માંથી અવિરત અશ્રુધારા વહી રહી.



# આટલું ટપકાવી લ્યો:

## સ્ત્રી-દર્દોનો સફળ ઉપાય

# સ્ત્રી-સુહાગ

ઘર, ઘરની પસંદગી પામી ચુકેલ છે.

લખો.

**ગુજરાત આયુર્વેદિક ફાર્મસી**

૪૪૬ કાલબાદેવી રોડ, મુંબઇ ૨.

ગાંધીરોડ, અમદાવાદ. હાઈરોડ, સુરત.

કરાંચીના એજન્ટ

**બોમ્બે મેડીકલ એન્ડ જનરલ સ્ટોર્સ**

બંદર રોડ, કરાંચી.

# નામ મોટાં-દર્શન ખોટાં!

એ કહેવત અનુસાર મોટા નામના
મોહમાં ગમે તેવી દવાઓ વાપરી
પેટને ખરાબ કરતાં બચવા માટે

## — પેટનાં તમામ રોગો માટે —

# લીવર ટોનીક પીલ્સ

અવશ્ય વાપરો.

પેટનાં તમામ રોગો મટાડી પાચન શક્તિ વધારી
કબજીયાતને નાબુદ કરે છે.
બાટલી ૧ ની કિં. રૂ. ૧-૦-૦ વી. પી. ખર્ચ જુદું

## ત્રિભુવન આયુર્વેદિક ફાર્મસી

ગાંધીરોડ : : અમદાવાદ

એજન્ટ:—

ઠક્કર મણીલાલ ઇશ્વરદાસ

કાલુપુર, ભંડેરી પોળના નાકે

# હૈયા ની હોળી ને કેમ બુઝાવશો?



અત્યારે મોટે ભાગે આધુનિક જીવનને અંગે સ્ત્રીઓ બંધ અને અનિયમીત માસીક માંદગીથી પીડાય છે. શરમ અને બીકના માર્યાં આવી સ્ત્રીઓ આને ગર્ભધારણ માની બેસે છે અને લલચાવનારી જાહેર ખબરોથી અંજાઇ ભૂલમાં ગરમ દવાઓ વાપરી શરીરની અને પૈસાની પાયમાલી કરે છે. અજાણતાં આવી ભૂલનો ભોગ ન બનવા માટે આજે એકજ વિજ્ઞાનીક પ્રયોગ છે જે એશીમ-ઝોન્ડેક (ASCHEIM-ZONDEK TEST) ના નામે ઓળખાય છે. આ પ્રયોગમાં શકદાર સ્ત્રીનો પેશાબ એક સસલામાં "ઇન્જેક્ટ" કરવામાં આવે છે. ૪૮ કલાક પછી એ સસલાનાં બીજકોષ (Ovaries) તપાસી જોવામાં આવે છે. જો બીજકોષ બારીક લોહીનાં ટીપાંથી છંટાએલાં દેખાય તોજ જાણવું કે ગર્ભ રહ્યો છે.

પણ આ ટેસ્ટ ખર્ચાળ હોવાથી ઘણા ડૉકટરો અજમાવતા નથી. પરીણામે બંધ-માસીક માંદગી (Amenorrhoea) ને ભૂલમાં ગર્ભધારણ માની લે છે. બંધ માસીક અને અનિયમીત માસીકનાં કારણો ઘણાં છે પણ ઉપાય માત્ર એકજ છે. એ ઉપાય આજે નોવમના નામે પ્રખ્યાત છે.

નોવમ આજે એકજ જગજાહેર અને ખુલ્લી ફોરમ્યુલાવાળી બનાવટ છે કે જે બંધ પડેલું માસીક મોટે ભાગે માત્ર ૪૮ થી ૭૨ કલાકમાંજ પાછું લાવે છે અને માસીક માંદગીને લગતી સર્વે ફરીયાદો દૂર કરે છે.

"નોવમ" બે જુદા જુદા સ્વરૂપમાં આવે છે જે માસીક માંદગીની ઓછીવત્તી અનિયમીતતાના પ્રકાર પ્રમાણેજ આપવામાં આવે છે. સાધારણ "નોવમ", રસગ્રંથી અને દવાની બનાવટ, ૨૧ કેપસ્યુલની એક બાટલીના રૂા. ૧૨-૮-૦. જલદ નોવમ, માત્ર સાત્વિક રસગ્રંથીની બનાવટ, કોઇપણ ગરમ દવાથી નીરાળી. અઘરા કેસો માટે, ૬૩ ટીકડીની બાટલીના રૂા. ૨૧-૦-૦.




**ચેતવણી** નોવમ મા બંધ માસિક ચાલુ કરવાની અદ્‌ભૂત શક્તિ રહેલી હોવાથી ગર્ભ રહ્યાની જરા પણ શંકા હોય ત્યારે લાયકાત ધરાવનાર રજીસ્ટર્ડ ડૉક્ટરની સલાહ વિના નોવમ વાપરવી નહિ

દરેક દવાવાળાઓ વેચે છે.

સોલ એજંટસ:

**હેરીંગ એન્ડ કેન્ટ**

રે હાઉસ, લોઈડઝ બેંકની સામે, હોર્નબી રોડ, મુંબઈ.

# લ્યુનેગોન (રજીસ્ટર્ડ)

મારફાડ બર્યું ગાંડપણ, હીસ્ટીરીઆ, હેફરૂંની રોગ, ઉંઘનું ઉડી જવું, મગજ તેમજ જ્ઞાનતંતુઓના સર્વે દુઃખદર્દો માટે અચૂક ઇલાજ

લ્યુનેગોન હાલના તબીબી વિજ્ઞાનની એક અદ્ભૂત શોધ છે. આજે ૧૦ વરસો થયાં આખી દુનીયાના ડોકટરો, હાસ્પીટલો, ગાંડાઓનાં દવાખાનાઓ "લ્યુનેગોન" નો સફળતાપૂર્વક ઉપયોગ કરી રહ્યાં છે. ગાંડપણ માટે "લ્યુનેગોન" એક અદ્ભુત રામબાણ ઇલાજ છે. ગમે તેવા અઘરા કેસોમાં પણ "લ્યુનેગોન" તુરત અસર કરે છે. એમાં નુકસાનકારક કે હૃદયને અશક્ત બનાવતી માદક દવાઓ આવતી નથી. એનું "પ્રીસ્ક્રીપશન" તદ્દન ખુલ્લું છે. આધુનીક જીવનની જંજાળ મનને બમીત બનાવે છે માટે તેમાંથી મૂક્તિ મેળવવા "લ્યુનેગોન"ની એક બાટલી હંમેશા સાથે રાખો. ભારે લોહીના દબાણ (High Blood Pressure) માટે "લ્યુનેગોન" અકસીર અને અચૂક ઇલાજ છે. "લ્યુનેગોન" વિષે સંપૂર્ણ માહિતી આપતું સૂચીપત્ર મફત મંગાવો.

સઘળા આબરૂદાર દવાવાળાઓ વેચે છે

LUNEGON

૫૦ ટીકડી ની બાટલીના ૩.૮

અખીલ હિંદના એકલા વેચનારાઓઃ

હેરીંગ એન્ડ કેન્ટ

૨ હાઉસ, લોઇડ્ઝ બેન્કની સામે. હોર્નબી રોડ, મુંબઇ

# જૂનાં પુસ્તકોની દુકાન

વાર્તાઓ, નવલકથાઓ, સાહિત્ય, ધાર્મિક, કાવ્ય
અને વૈદક તથા હુન્નર ઉદ્યોગને લગતાં, સ્કુલ
અને કોલેજ તથા કાયદાનાં પુસ્તકો
વગેરે તમામ જાતનાં
જૂનાં પુસ્તકો
વ્યાજબી ભાવે અમારે ત્યાંથી મળશે.
ઉપયોગમાં આવે એવાં
તમામ જાતનાં જૂનાં પુસ્તકો અમે વેચાતાં લઈએ છીએ
પુસ્તકો વાંચવા માટે ભાડે પણ આપીએ છીએ.

**મળો:—શા. ચુનીલાલ કેશવલાલ**
સેકન્ડહેન્ડ બુકસેલર
માણેકચોક અને સાંકડીશેરીને નાકે
દુકાન નં. ૪૫૫૦ **અમદાવાદ**




દરેક જાતનાં

ઉત્તમ

હેર ઑઈલ્સ

સેન્ટ........

અત્તરો....

તથા

હેર ઑઇલ બનાવવા માટેનાં:—

## એસેન્સો.........માટે

### નેરોલનું

નામ

મશહૂર છે.

:રેક જગાએ મળે છે.

ધી નેરોલ એજન્સી

ત્રણ દરવાજા

**અમદાવાદ**



# ચલણી નાણું

હિંદુસ્થાનમાં રૂપીઆ આના અને પાઈ જેટલાં પ્રખ્યાત છે તેટલીજ અમારી નીચેની તપકીરની ત્રણ બનાવટો મશહુર છે.

**રાણીસિંહછાપ મહાસુગંધી તપકીર** — સમુદ્ર લહરી જેવી શીતાળ મીઠી અને મનોરમ સુગંધીવાળી આ તપકીર માથાના તમામ દર્દો મટાડે છે. રતલ ૧ ના ૨–૦–૦

**ખાસ સુંઘવા માટે**

**મેડીકેટેડ તપકીર** — ઔષધ મિશ્રિત મનોહર સુગંધીવાળી ધુંટેલી–કાળી તપકીર. શીશી ૧ ના ૦–૩–૦ ડઝન ૧ ના ૧–૧૪–૦

**ખાસ ઘસવા માટે**

**મુકુલસ્નફ ટુથપાવડર** — ટુથપાવડર જેવાજ સ્વાદવાળી આ તપકીર એક સારા દંતવૈદ્યની ગરજ સારે છે. દુઃખતી દાઢ ઉપરનો એક ચમત્કાર જ છે. નાની ટીનના ૦–૪–૦ મોટી ટીનના ૦–૭–૦

## મહાસુગંધી સ્નફ વર્કસ

શિહોર ( કાઠિયાવાડ )

( પ્રો. ધોળકીયા રણછોડદાસ ઝીણાભાઇ )

કનુ દેસાઈ ચિત્રિત









## શ્રી. કનુ દેસાઈનાં કલાસંગ્રહો

●

**રંગલહરી**

૧-૪-૦

**મંગળાષ્ટક**

૧-૪-૦

**જીવનમંગલ**

૧-૪-૦

**ગાયત્રી**

૦-૮-૦

**ભારત પૂણ્યપ્રવાસ**

૧-૦-૦

**તેર ત્રીરંગી ચિત્રો**

૨-૦-૦

**સત્તર છાયાચિત્રો**

૧-૮-૦

**વ્રતચિત્રાવળી**

૧-૪-૦

**નૃત્યરેખા**

૧-૮-૦

**હરેક જાણીતા બૂકસેલરોને ત્યાંથી મળે છે.**

## આ પુસ્તકની ઉત્તમતાનાં પ્રમાણપત્રો

૧. આ પુસ્તક વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ શાળાઓમાં ઇનામ અને પુસ્તકાલયો માટે અને પુસ્તકાલય ખાતાએ પુસ્તકાલયો માટે મંજૂર કર્યું છે.

૨. આ પુસ્તક મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક અને માધ્યમિક સ્કૂલોની વિદ્યાર્થીઓની લાયબ્રેરીઓ માટે મંજૂર કર્યું છે.

૩. આ પુસ્તકની ૨૫ (પચીસ) નકલો વડોદરાના પ્રાચ્ય વિદ્યામંદિરે અને ૧૧ (અગિયાર) નકલો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ ઉત્તેજન માટે ખરીદી છે.

૪. આ પુસ્તકના પહેલા ભાગને આણંદમાં મળેલી બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદે સારાં પુસ્તકોમાં ગણ્યો છે.

૫. આ પુસ્તક માટે ભુજમાં ભરાએલ 'કચ્છ હુન્નર ઉદ્યોગ પ્રદર્શનમાં'થી પ્રમાણપત્ર (Certificate) મળ્યું છે.

૬. આ પુસ્તકની ઉત્તમતા માટે અનેક સુપ્રસિદ્ધ સામયિક પત્રોએ સારામાં સારા અભિપ્રાયો આપ્યા છે.

## ઘેર બેઠા પૈસા કમાવા આજે જ મંગાવો

કચ્છ વેપારી મંડળના પ્રમુખ શ્રી. ડુંગરશી ધરમશી સંપટના "આમુખ" સાથે

# નફાકારક હુન્નરો

**ભાગ ૧-૨**

નિષ્ણાતો અને અનુભવીઓએ લખેલા વિવિધ ભરોસાપાત્ર હુન્નરોથી ભરપૂર પુસ્તક.

૫૧૦ પાનાં, ઉમદા એન્ટીક કાગળ, શાસ્ત્રીય શુદ્ધ સુંદર છપાઈ અને આકર્ષક સેટ-અપ છતાં

કિંમત : **માત્ર ૪ (ચાર) રૂપિયા**

(વી. પી. થી ટપાલખર્ચ ૧૦ આના જુદું.)

**મંગાવવા માટે લખો**

**શ્રી. લક્ષ્મી પુસ્તકમાળા**

**પોસ્ટ સીનુગરા** (અંજાર-કચ્છ)

**વધુ ખાતરી માટે અભિપ્રાયોની પત્રિકા મફત મગાવો !**

# 'બાલશક્તિ' ગ્રંથાવલિ

આપ આપના બાળકોને શુદ્ધ અને સંસ્કારી બનાવવા શુદ્ધ વાંચન આપો. **'બાલશક્તિ ગ્રંથમાળા'** આપના બાળકોને શુદ્ધ અને સંસ્કારી વાંચન આપે છે. આપણા જુદા જુદા સામાયિકો અને વિદ્વાન લેખકોએ પણ બાલશક્તિ ગ્રંથમાળાનાં પુસ્તકો વખાણ્યાં છે. તે ઉપરાંત વડોદરા રાજ્ય પુસ્તકાલયોની લાયબ્રેરીઓ માટે પણ મંજુર થયેલ છે.

અમારાં પ્રકાશનો

(૧) **પૈડું** : શ્રી કીરતન લટકારી.

(૨) **'લોક–નાયકો'** : શ્રી કશનજી મણીભાઈ દેશાઈ.

(૩) **'ઉંદર મામા'** : જાણીતા હાસ્યરસ લેખક શ્રી. મસ્તફકીર

ફક્ત બે જ રૂપિયામાં

**બારથી સોળ વર્ષના કિશોરોનું વાચન પીરસાય છે.**

ગ્રાહક થવા માટે લખો:

## ઇન્દુલાલ હ. કોઠારી

મોડાસા (A. P. Rly)

અગર લખો: ચંદાવાડી (રાજગોપાળ ભુવન) સી. પી. ટેંક

**મુંબઈ ૪**

છોટાલાલ ભુવન, મામુનાયકની પોળ

ગાંધી રોડ, **અમદાવાદ**

ગુજરાતના કુમારોથી જે સદા અજાણ્યાં હતાં,
તે પ્રાણી-પરિચયો

વનવગડાઓ વીંધીને, જીવના સાટે જંગલો આથડીને ભેગી કરેલી આ પ્રાણી-પરિચયની વાતો શરૂ કર્યા પછી મૂકવાનું મન થતું નથી.

૧ કાળિયાર,
૨ માંજારી,
૩ રાનીબિલાડો,
૪ ગલબો,
૫ શેળો,
૬ નોળિયો,
૭ સસલું,
૮ વરુ,
૯ વનરાજ કેસરી.




ચિત્રકાર : શ્રી રવિશંકર પંડિત

દ્વિરંગી જેકેટ, અનેક ચિત્રો : છતાં મૂલ્ય : દોઢ રૂપિયો

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધીરોડ : : અમદાવાદ.

## દરેક ગુજરાતીએ વસાવવા યોગ્ય પુસ્તકો

ભવિષ્યના નાગરિકોને ઘડનાર નવલકથા




આજના કોલેજીયન યુવક–યુવતીઓને
સાચો રાહ બતાવતી–સાચા પ્રેમની દૃષ્ટિ આપતી
સામાજીક નવલકથા

૧-૪-૦

---

સોરઠી સાહિત્યની શૌર્ય ભરપૂર વાર્તાઓ

# શૌર્યનાં તેજ

લેખક — કિંમત

**મનુભાઈ જોધાણી** — ૧–૮–૦

[ **પ્રો. અનંતરાય મ. રાવળ**ની પ્રસ્તાવના સાથે ]

આ પુસ્તકમાં આવેલી શૌર્ય, દેશભક્તિ, અને નીમકહલાલીની સોરઠી કથાઓ વખણાઇ છે: આદર પામી છે.

---

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય : ગાંધી રસ્તો : **અમદાવાદ**

# શ્રી 'ધૂમકેતુ'નાં પુસ્તકો



[illegible]

| | |
|---|---|
| રાજમુગટ | ૨—૦—૦ |
| મલ્લિકો | ૨—૮—૦ |
| આજતા | ૨—૮—૦ |
| પરાજય | ૨—૮—૦ |
| ચૌલાદેવી | ૨—૮—૦ |
| રાજસંન્યાસી | (છપાય છે) |

[illegible]

| | |
|---|---|
| તણખા ભાગ ૧ | ૧—૮—૦ |
| તણખા ભાગ ૨ | ૧—૮—૦ |
| તણખા ભાગ ૩ | ૧—૮—૦ |
| તણખા ભાગ ૪ | ૨—૦—૦ |
| પ્રદીપ | ૧—૮—૦ |
| અવશેષ | ૧—૪—૦ |
| ત્રિભેટા | ૧—૮—૦ |

[illegible]

| | |
|---|---|
| રજકણ | ૧—૪—૦ |
| જળબિંદુ | ૧—૮—૦ |
| જીવનચક્ર | ૧—૪—૦ |
| સર્જન અને ચિંતન | ૧—૮—૦ |

[illegible]

ઠંડી ક્રૂરતા અને બીજાં નાટકો (છપાય છે)

પ્રવાસો

| | |
|---|---|
| પગદંડી | ૧—૮—૦ |

વ્યંગકૃતિ

| | |
|---|---|
| પાનગોષ્ઠિ | ૧—૮—૦ |

જીવન ચરિત્ર

| | |
|---|---|
| હેમચંદ્રાચાર્ય | ૧—૮—૦ |

એડવાન્સ પ્રિન્ટરી, અમદાવાદ

સ્ત્રીઓના જીવનમાં ગૃહજીવનના સંસ્કાર પૂરતું
સ્ત્રીઓનું માસિક




[ वज्रादपि कठोराणि, मृदुनि कुसुमादपि ]

● મહાકવિશ્રી ન્હાનાલાલ, શ્રી. ધૂમકેતુ, શ્રી. આચાર્ય અને ગુજરાતના જાણીતા લેખક ભાઈ-બહેનોના રાસ, ગરબા, વાર્તા, જીવનચરિત્રો, નિબંધ, ચાલુ વાર્તા ઉપરાંત સ્ત્રીઓને ઘરગથ્થુ ઉપયોગી થઈ પડે તેવા સ્ત્રીઓના રોગોની ચિકિત્સા ને ઘરગથ્થુ ઉપાય, રસોઈઘર, ડોસીમાનું વૈદું, મોસમનાં શાકભાજી, ભરત-ગુંથણ, ઉપરાંત કજોડાના પત્રો વગેરે વિષયો આવે છે.
**વાર્તાઅંક અને આસો માસનો ખાસ ગરબા અંક નિકળે છે.**

● નોંધ, સમાચાર અને ચર્ચામાં સ્ત્રીજગતની સંપૂર્ણ માહિતી આપવામાં આવે છે. બાળકોને માટે ખાસ માસિક સાથે જોડવામાં આવેલ છે. અને તેનું સંપાદન શ્રી રમણલાલ સોની કરે છે.

ગુજરાતના જાણીતા લેખકની નવલકથા વાર્ષિક
ગ્રાહકોને ભેટ તરીકે આપવામાં આવે છે.
**નવું વરસ કારતકથી શરૂ થાય છે.**

| ૪-૦-૦ | ૪-૮-૦ | ૫-૪-૦ (આઠ શીલીંગ) |
|---|---|---|
| દેશમાં | બ્રહ્મદેશમાં | પરદેશ માટે |

**'સ્ત્રીજીવન' કાર્યાલય : ઝવેરીવાડ, : અમદાવાદ**